આવૃત્તિ પહેલી : માર્ચ ૧૯૪૭

**કિંમત સાડા ત્રણ રૂપિયા**



---

## શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઈતર પુસ્તકો

સીતાહરણ (છઠ્ઠી આવૃત્તિ)
પિરામીડની છાયામાં
મૂગો સેવક

:સંપાદન:
ગાંધીજીના સમાગમમાં

*

ચીનનો અવાજ — લોવિસ ડિકિન્સન (બીજી આવૃત્તિ)
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — ગ્રેગ
ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)
ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી પોલાક (બીજી આવૃત્તિ)
પુણ્યશ્લોક ગાંધીજી (લેખસંગ્રહ)
ગાંધીજી સાથે અઠવાડિયું — લુઈ ફીશર
હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન
વેદની વિચારધારા — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
ગાંધીવાદી આર્થિક યોજના — અગ્રવાલ
યુવાનોની સંસ્કારસાધના — રાધાકૃષ્ણન
બે નવલકથા — ટૉલસ્ટૉય
કોની બહેન ? અને બીજી વાતો — ટૉલર
ગાંધીજીની યુરોપયાત્રા — મ્યુરીએલ લેસ્ટર
મૌલાના અબુલ કલામ આઝાદ — મહાદેવ
મહાભારત — રાધાકૃષ્ણન
ભારતનો વારસો — રાધાકૃષ્ણન
ભારતની એકતા — જવાહરલાલ નેહરુ
હિંદી રાષ્ટ્રીય મહાસભા — કૃપાલાની
પ્રજાનું ધન — મેરી કોરેલી

# સરિત્સંગમ

## ૧

ગીતાને ઉપનિષદોરૂપી ગાયોનું દૂધ કહી છે. બીજી રીતે કહીએ તો, ઉપનિષદો એ ભારતના તત્ત્વજ્ઞાનની ગંગોત્રી છે જગતના નિરન્તર બદલાતા વિનશ્વર પદાર્થોના મૂળમાં રહેલું અનશ્વર, ધ્રુવ, અવિચળ તત્ત્વ — અર્થાત બ્રહ્મ —, અને મનુષ્યના હૃદયમા વસતો અન્તરતમ આત્મા, એક અને અભિન્ન છે,[1] એ ઉપનિષદના ઋષિઓની મોટામાં મોટી શોધ હતી એ પરમ તત્ત્વને જોવા જાણવા માટે બહાર નજર કરવાની જરૂર નથી, કેમકે એ તત્ત્વ તો આપણા અંતરમા જ બેઠું છે દુઃખના મિશ્રણવાળા સુખને બદલે શુદ્ધ નિર્ભેળ સુખ મેળવવું હોય, તો એ આત્માને જોવો જોઈએ, જાણવો જોઈએ એને જાણ્યા પછી જન્મ જરા મરણ વગેરેથી ભરેલા સંસારમા આવવાનું રહેતું નથી એ આત્મા શુદ્ધ છે, નિષ્પાપ છે, સર્વજ્ઞ છે, સર્વવ્યાપી છે, સ્વયંભૂ છે, જગતનો આધાર છે, તે ભૂતમાત્રના અંતરમા વસે છે, તે જ અનેક રૂપો ધારણ કરે છે, ચન્દ્ર સૂર્ય વગેરે તેના તેજથી જ પ્રકાશે છે, તે સત્યકામ છે, આપ્તકામ છે, તે જ લોકાધિપતિ છે, સર્વેશ્વર છે, તે પોતાની શક્તિ વડે જ પોતાનું દર્શન કરે છે, તેના સિવાયનું બીજું બધું નાશવન્ત છે, વગેરે વચનો દ્વારા આત્માનો મહિમા ગાતા ઉપનિષદના ઋષિઓ થાકતા નથી એ આત્માનું — અર્થાત્ બ્રહ્મનું — દર્શન અથવા તેનો સાક્ષાત્કાર એને જ તેમણે જીવનનો પરમ પુરુષાર્થ માન્યો અને તેની સિદ્ધિ માટે માણસે કોઈ દેવદેવીની કે પર તત્ત્વની કૃપા યાચવાની જરૂર નથી, એ શક્તિનો ખજાનો તેના પોતાના અંતરમાં જ પડેલો છે, કોઈની કૃપા જરૂરની હોય તો તે આત્માની જ કૃપા છે,[2] એ વાત પર તેમણે ફરીફરીને ભાર દીધો

કાળે કરીને ઉપનિષદના આ જ્ઞાનનો પ્રવાહ મન્દ પડી ગયો દેવ દેવીઓને રીઝવવા ને તેમની પાસેથી જાતજાતના ભોગ અને સત્તા મેળવવા યજ્ઞો ફરી ધમધોકાર ચાલવા લાગ્યા ફિલસૂફીમાં વાદવિવાદનું જ સામ્રાજ્ય વ્યાપી રહ્યું તે વખતે મહાવીર અને બુદ્ધે, પોતાના સર્વોચ્ચ કોટિના પુરુષાર્થ દ્વારા, જ્ઞાનમાર્ગને સજીવન કર્યો ઉપનિષદોમા બતાવેલા સન્યાસનો આશ્રય લઈ તેમણે ત્યાગ, તપ, તિતિક્ષા ને ધ્યાન વડે સત્ તત્ત્વની શોધ નવેસર શરૂ કરી એ સત્ તત્ત્વના સાક્ષાત્કારમાં ભવરોગનું ઔષધ છે એવી જે વાત ઉપનિષદોએ કરી હતી તે તેમણે સ્વાનુભવ દ્વારા કરી જોઈ હતી આસપાસ

ચાલી રહેલી ડાચાકૂટ જોઈ તેમને ગ્લાનિ થઈ તેઓ એ વાદમા ઊતર્યા જ નહીં અને સભવ છે કે એ વાદથી સાવ અળગા રહેવાને માટે જ તેમણે, કડક થઈને, વેદનુ પ્રામાણ્ય સુદ્ધાં ફગાવી દીધુ એમને કામ 'વેદ' નામે ઓળખાતા ગ્રન્થોની ચર્ચા જોડે નહીં, પણ એમાં રહેલા સત્ય જોડે હતું એ અને મહાપુરુષોએ ઉપનિષદોના આત્મવાદની સાચી ભાવનાને સજીવન કરી તેમાં નવુ બળ રેડ્યું માણસ બહાર રહેલા કોઈ પર તત્ત્વની કૃપા વડે નહીં, પણ પોતાના અંતરમા સ્ફુરતા તત્ત્વની શક્તિ વડે જ પરમ પુરુષાર્થ સાધી શકે છે, એ ઉપનિષદોએ કહેલી વાતનુ પારખુ તેમણે નવેસર જગતને બતાવ્યુ મહાવીરને વિષે કહેવાય છે કે તેઓ સમાધિમાં હતા તે વખતે કોઈ મૂઢ માણસે તેમના કાનમાં ખીલા ઠોક્યા, છતાં તેમની સમાધિમાં ભગ પડ્યો નહીં દેહને ગમે તેટલા સુખદુ ખ પડે છતાં એ સુખદુ ખનો સ્પર્શ આત્માને જરાયે થવા પામતો નથી, એનો સચોટ પુરાવો મહાવીરના આ પરિષહમાંથી મળે છે. બુદ્ધે કહ્યું : 'મેં આત્માનું શરણ લીધુ છે '[3] માટે 'તમે પણ આત્માને દીવો બનાવીને ફરો, ને આત્માનુ શરણ લો '[4] વળી કહ્યુ કે 'એવા માણસનો આત્મા બ્રહ્મરૂપ થઈ જાય છે '[5] જગતના અનેક પદાર્થો ગણાવીને કહ્યુ કે 'એ મારો આત્મા નથી '[6] 'એ તો અનાત્મા છે, એને મારો આત્મા ન કહી શકાય '[7] 'શોધવા જેવી વસ્તુ તો આત્મા છે '[8] 'દેહ તે રથ છે, અને આત્મા એનો સારથિ છે '[9] 'આત્મા પોતે જ આત્મા વડે આત્મામા પ્રવેશ કરે છે,'[10] 'આત્મા જ આત્માનો આખરી મુકામ છે,'[11] 'આત્મા જ આત્માનો બધુ છે,'[12] 'આત્મા જ આત્માનો નાથ છે,'[13] 'આત્મા જ આત્માનો નેતા છે,'[14] 'આત્મા જ આત્માનો ગુરુ છે,'[15] 'આત્મા જ આત્માનો રક્ષક છે,'[16] એ વચનોનુ — અર્થાત્ આત્માના સ્વતત્ર સામર્થ્યનું — ભારોભાર પ્રદર્શન ઉપનિષદના કાળ પછી જેવુ મહાવીર અને બુદ્ધના જીવન અને ઉપદેશમાં જોવા મળે છે, તેવુ જગતમાં બીજે ક્યાયે મળતું નથી

## ૨

આ બે પ્રવાહોએ, વેદધર્મના પરિવારથી દેખીતા કંઈક જુદા પડીને પણ, ધર્મની સાચી જ્યોતને ફરી પ્રજ્વલિત કરી તેની સાથેસાથે, વેદધર્મની અદર પણ એવો એક સમાન્તર પ્રયાસ ચાલી રહ્યો હતો તેણે હોમના જાળાં બને એટલા સાફ કર્યાં. દેવદેવીઓની મોટી અને વધતી જતી

સંખ્યાને ઘટાડી એ કે ત્રણુ દેવો જ રાખ્યા; અને તે પણ એક જ પરમાત્માનાં જુદાં જુદાં નામ છે એમ બતાવ્યું. પોતાના અંતર્યામીની જ શક્તિ વડે પરમ પુરુષાર્થ કરવાનું ગજું બહુ થોડા માણસોનું હોય છે, એ પણ દેખીતી વાત હતી. એટલે સામાન્ય માણસોએ તે ઉપરાંત વિશ્વમાં વિરાજતી પરમ શક્તિની પણ મદદ માગવી જોઈએ; એ વિચાર સ્વીકાર્યો. ઉપનિષદોના જ્ઞાનપ્રવાહની સાથે તેણે વેદની સંહિતામાંથી નીકળી આવેલા ભક્તિપ્રવાહને પણ જોડ્યો. એ સંગમનું પ્રથમ દર્શન મહાભારતમાં થાય છે. એ પ્રયત્નને ગીતાએ વ્યવસ્થિત રૂપ આપ્યું. તેણે પ્રાચીનના પર સીધા પ્રહારો કરી લોકોને આઘાત આપવાને બદલે, જે શબ્દોનાં ખોખાં જર્જરિત થઈ ગયાં હતાં તેમાં જ નવું જોમ રેડ્યું. એ શબ્દોના સાચા અર્થો ભુલાઈ ગયેલા તે ફરી યાદ કરાવી તે વિશાળ ક્ષેત્રમાં લાગુ પાડી બતાવ્યા; અને સનાતન વેદધર્મમાં જ કેટલું બળ રહેલું છે તે તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું.

ગીતાકારને પણ વાદવિવાદ તરફ અણગમો હતો. એ વાદ ટાળવા તેમણે જુદા જુદા મતો વચ્ચેના વિરોધ શમાવી તેમને ભેળા કરવાનો રસ્તો લીધો; અને ઉપનિષદના અદ્વૈતબ્રહ્મવાદની ધરતી પર એ સર્વેનો સમન્વય સાધ્યો. જુદા જુદા અનેક મતોની સરિતાઓનો સંગમ ગીતામાં સ્પષ્ટ જોઈ શકાય છે. એ દરેકમાં ગીતાકારને પોતાની દૃષ્ટિએ જે અતિશયતા લાગી તે પણ તેમણે દૂર કરી. સાંખ્યની પ્રકૃતિ પુરુષ વગેરેને લગતી પ્રક્રિયા લીધી; પણ તેમાં સેશ્વરવાદ ઉમેરી પુરુષ તથા પ્રકૃતિને પરમેશ્વરનાં જ બે અંગ માન્યાં. યોગની ધ્યાનની પ્રક્રિયા લીધી; પણ યોગનું રૂપ વિશાળ બનાવ્યું. યોગ દ્વારા કેવળ ચિત્તનિરોધ કરી ચિત્તની ક્રિયાને સર્વથા રોકી લેવાનો ઉપદેશ ન કર્યો; પણ તે વાટે ચિત્તને પરમાત્મામાં જોડવાનો બોધ આપ્યો; તથા જુદા જુદા પ્રકારના બધા યોગ આખરે પરમાત્મપ્રાપ્તિરૂપ પરમયોગમાં પરિણમે છે એમ દેખાડી આપ્યું. કર્મમાર્ગનો ઉપદેશ કર્યો ખરો; પણ કર્મમાત્ર કઈ રીતે પરમાત્માને અર્પણ થાય, ને એ વાટે એ પરમ તત્ત્વ સાથે અનુસંધાન કેમ કરાય, તે બતાવ્યું. યજ્ઞનો નિષેધ ન કર્યો; પણ 'યજ્ઞ' શબ્દનો વિશાળ અર્થ કરી બતાવ્યો; યજ્ઞની પાછળ સ્વાર્પણ, ત્યાગ અને સેવાની કેવી ભાવના રહેલી છે તે બતાવી, જગતનું આખું તન્ત્ર આવા સાચા યજ્ઞને આધારે ચાલે છે એ સમજાવ્યું; એવો યજ્ઞ કર્યા વિના ખાનાર પાપી ને ચોર છે એવી આકરી ટીકા કરી; અને એ વિશ્વયજ્ઞમાં પોતાનો પૂરો ફાળો આપવાનો દરેક માણસને આદેશ કર્યો. અનેક પ્રાચીન મહર્ષિઓ,

અને મહાવીર તથા બુદ્ધ જેવા અર્હતો, જે માર્ગે ગયેલા તે સંન્યાસનો નિષેધ ન કર્યો; પણ સંન્યાસ પાછળ રહેલી મનોનિગ્રહ અને તૃષ્ણાત્યાગની ભાવના તરફ ધ્યાન ખેંચ્યું; અને એવો સાચો સંન્યાસ વેશ બદલ્યા વિના-સંસારમાં રહીને, પણ લઈ શકાય છે, એમ બુલંદ અવાજે સંભળાવ્યું આત્મજ્ઞાનીને કર્મ કરવાપણું રહેતું નથી એવો જે વિચાર એ યુગમાં પ્રચલિત હતો તેને કબૂલ રાખ્યો. પણ સાથેસાથે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે તેમ છતાંયે એવા જ્ઞાનીએ, લોકસેવાનો વિચાર કરીને, નિઃસ્વાર્થભાવે જીવન પર્યંત કર્મો કરવાં જ જોઈએ. જે યુગમાં સંસારત્યાગ અને સંન્યાસનો મોટો ઘો ચાલી રહ્યો હતો, તે યુગમાં ગીતાકારે એની પાછળ રહેલી ભાવનાને આવકાર તો આપ્યો, છતાં પોતાનું બધું વજન સંસારની સેવા ન તજવાના પક્ષમાં નાખ્યું. ચાતુર્વર્ણ્ય સામે વિરોધનો પોકાર ન ઉઠાવ્યો; પણ એ વ્યવસ્થાને કેવળ જન્મ પર રચાયેલી ન માનતાં ગુણકર્મ પર રચાયેલી માની, ને એના ટીકાકારોની દલીલમાં જે સત્ય હતું તે સ્વીકારી લીધું. આમ ગીતાએ વેદધર્મનું કલેવર ફેંકી દીધા વિના તેમાં જ નવો પ્રાણ ફૂંકવાનો પ્રયત્ન કર્યો: અને સિદ્ધાન્તો માટે માંહોમાંહે લડતા લોકોને ભેગા કરી તેમને એક જ પુરુષાર્થની સાધનામાં કામે લગાડ્યા. બુદ્ધે જે 'ધર્મ'નો ઉપદેશ કર્યો તેને વિષે તેમણે કહેલું કે એ ધર્મ એકલા વર્તમાન કાળને માટે નથી પણ ત્રણેય કાળને માટે છે — તેમના પોતાના શબ્દ વાપરીને કહીએ તો, એ ધર્મ જેમ 'સંદિટ્ઠિક' છે તેમ 'અકાલિક' પણ છે.[૧૭] તે જ પ્રમાણે, ગીતાનો ઉપદેશ પણ જેમ ભારતયુદ્ધને પ્રસંગે અર્જુનને કામનો હતો તેમ સર્વ દેશકાળમાં વસનાર મનુષ્યમાત્રને માટે પણ એટલો જ ઉપયોગી છે.

૩

જ્ઞાનની ગંગા અને ભક્તિની કાલિન્દીના જે બે મહાપ્રવાહો ચાલ્યા આવતા હતા તેમાં કર્મયોગરૂપી સરસ્વતી જોડી ગીતાકારે એ સાધનોનો પણ ત્રિવેણીસંગમ સાધ્યો છે. ગીતાકારને આ ત્રણેય સાધનોનો સમન્વય (સમુચ્ચય અર્થાત્ સંમિશ્રણ નહીં, પણ સમન્વય અર્થાત્ રસાયણ) અભિપ્રેત છે, એમ રાધાકૃષ્ણને વિસ્તારથી બતાવ્યું છે. જ્ઞાની, ભક્ત અને કર્મયોગીનાં લક્ષણ એકબીજામાં ભળી જાય એવાં જ ગીતાએ આપ્યાં છે. 'સમ્યક્ જ્ઞાન, સમ્યક્ સંકલ્પ, અને સમ્યક્ કર્મ ત્રણેય જરૂરનાં છે. … જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સંગમ થાય ત્યારે જ જીવન સંપૂર્ણ બને.'[૧૮]

જુદા જુદા માણસોમાં આ ત્રણમાંની એક વૃત્તિનું પ્રાધાન્ય હોય; પણ તેની સાથે બીજી બે વૃત્તિઓ પણ મોજૂદ હોવી જ જોઇએ. માણસ જ્યારે આંખ મીંચીને ( आवृत्तचक्षुः ) અંતરમાં જુએ છે ત્યારે તેને આત્માની ભવ્યતાનું ભાન થાય છે. જે કંઈ સુન્દર અને ભવ્ય વસ્તુઓ તેણે બહારના જગતમાં જોઈ હોય છે તે બધી તેને અંતરમાં પણ દેખાય છે.[१९] પોતાનો આત્મા જેમ અનાજના કણથી નાનો છે તેમ પૃથ્વી, આકાશ અને સ્વર્ગ કરતાંયે મોટો છે, એમ તે જુએ છે.[२०] એ આત્મા સર્વ કામ કરી શકે છે, પોતાની સર્વ ઇચ્છાઓ પૂરી કરવાની શક્તિ ધરાવે છે, જગતમાં જેટલી સુગન્ધો ને જેટલા આનન્દો છે તે બધા એ આત્મામાં ભરેલા છે, એમ જોઈ તે નવું બળ અને નવી સ્ફૂર્તિ મેળવે છે; અને તેને ઝગઝગાટ દેખાય છે કે અંતરમાં દેખાતો એ આત્મા તે જ બ્રહ્મ છે. ઇસુએ પણ કહેલું કે 'પ્રભુનું રાજ્ય બહાર નથી પણ તારા અંતરમાં જ છે.'[२१] એ આત્મા અજર છે; અમર છે; દેહથી અળગો છે, અને દેહનાં ગુણદોષ તથા સુખદુઃખ એ આત્માને સ્પર્શ કરી શકતાં નથી; એ જ્ઞાન અંતરમાં ઊતરી ગયા પછી તે સત્યને ખાતર ગમે તેવી યાતનાઓ સહન કરવાની શક્તિ મેળવે છે. પ્રહ્‌લાદે દેહ પર અનેક પ્રહારો થવા છતાં હરિનું નામ ન છોડ્યું. સુધન્વાએ ઊકળતા તેલની કઢાઈમાં પણ ભગવાનનું રટણ કર્યું. સૉક્રેટીસે સત્યનું ઉચ્ચારણ ન છોડતાં ઝેરનો પ્યાલો પીવાનું પસંદ કર્યું ઇસુએ સત્યનો ઉપદેશ બંધ કરવાની કબૂલાત ન આપતાં વધસ્તંભ પર પ્રાણાર્પણ કર્યું. હઝરત અલીએ માથું કપાવા છતાં નમાજ ન છોડી. એ સર્વ સત્યાગ્રહીઓને આત્માના આ બળનો સાક્ષાત્કાર થયેલો હતો એમ કહી શકાય. કેમકે અભય એ આત્માનું એક મુખ્ય લક્ષણ છે આત્મા અને બ્રહ્મના એકત્વનો પૂરો સાક્ષાત્કાર થાય એ જ્ઞાનમાર્ગની પરિસીમા છે.

પણ ઘણાખરા માણસો હજુ એ સ્થિતિથી ઘણા દૂર છે. તેમને ત્યાં પહોંચતાં અથાગ પ્રયત્ન કરવો પડે એમ છે. એ આખરી મુકામે પહોંચતા અનેક જન્મો પણ કદાચ વીતી જાય, એમ ગીતાએ કહ્યુ છે. દર્ભની અણી વડે સમુદ્રને ઉલેચવાનો હોય એના જેવો એ પ્રયત્ન છે. રસ્તામાં વિષયવિકારરૂપી અનેક વાટમારુ હુમલો કરવા ટાંપીને બેઠેલા છે. એની સામે યુદ્ધ કરતાં કરતાં માણસ ઘણીવાર હારી જાય છે. જે હૃદય પ્રભુનું મન્દિર છે તેમા વિષયોરૂપી ચોર ભરાઈ બેઠેલા લાગે છે, ને એના ધામને લૂટી રહ્યા દેખાય છે. એવે વખતે તે, તુલસીદાસની પેઠે, કારમી ચીસ પાડી રામને બોલાવે છે.[२२] માણસ

આમ હારીને દીન બને છે ત્યાં જ ભક્તિનો ઉદય થાય છે[૨૩] ટોમસ એ કેમ્પીસ જેવો ખ્રિસ્તી ભક્ત બોલી ઊઠે છે 'હે પ્રભુ ! ગમે તેવું બ્રહ્મચર્ય પણ, તું જો તેની રક્ષા ન કરે તો, સુરક્ષિત નથી તારી પવિત્ર ચોકી અમારી આગળ હાજરાહજૂર ન હોય, તો અમારાં પોતાનાં વ્રતો ને પ્રતિજ્ઞાઓ જરાય કામ આવવાના નથી'[૨૪] આવે વખતે સાધકને લાગે છે કે તે પોતે એકલો તો તણખલાને પણ તોડે નથી[૨૫] ગાંધીજી જેવા નિરંતર જાગરૂક રહેનાર કર્મયોગી પણ, 'પ્રભુકૃપા વિના બધુ મિથ્યા' એમ કહી આર્તનાદ કરે છે, અને કહે છે 'ગીતામાતાના ઉપદેશ વિષે મ રી શ્રદ્ધા હતી તેટલી જ જાગૃત છે એ ઉપદેશનો જીવનમાં સાક્ષાત્કાર ત્યારે જ થાય કે જ્યારે એ ઉપદેશના પાલન માટે સતત અનવરત પ્રયત્ન કરવામાં આવે પણ એ જ ગીતાજી કહે છે કે એ સાક્ષાત્કાર તો પ્રભુકૃપા વિના સાપડતો નથી પ્રભુકૃપાની શરત ભગવાને ન રાખી હોત તો માણસનું માથું ફરી જાત, અને તેના અભિમાનની સીમા ન રહેત'[૨૬] આથી જ, જૈન અને બૌદ્ધ અને સપ્રદાયમાં પણ આગળ જતાં એક યા બીજા રૂપમા ઉપાસના અને ભક્તિને સ્થાન મળ્યું છે

જ્ઞાનથી આવતી આત્મશ્રદ્ધાની જોડે જોડે અહકારનો ઉત્તરોત્તર ઘસારો, ને છેવટે સર્વથા વિનય, જરૂરનો છે તે જો ન હોય, તો જ્ઞાનના ગર્વથી વાદ વિવાદની વિતડા કરનાર, અને હાલતાંચાલતા 'अहं ब्रह्मास्मि', 'शिव केवलोऽहम्', 'ब्रह्म सत्य जगन्मिथ्या' વગેરે વાક્યોની ફૂંકાફૂંકી કરનાર, શુષ્ક વેદાન્તીઓ જ પેદા થાય ખરુ જોતા જેમ જ્ઞાન વધે તેમ નમ્રતા વધવી જોઈએ એ નમ્રતા ભક્તિનું પણ મુખ્ય ચિહ્ન છે 'ભવ્ય તત્ત્વના સાન્નિધ્યમા પોતે કેવો તુચ્છ છે, અનન્ત અમર્યાદ પરમાત્માની આગળ પોતે કેવો પરિમિત ને અલ્પ છે, એવુ જે ભાન તેનું જ નામ નમ્રતા માણસ અપરિમિત સત્પદાર્થની વચ્ચોવચ્ચ મુકાયેલો છે, અને એ પદાર્થ તેને સર્વ દિશાઓથી ઘેરી વળ્યો છે ને તેને ટકાવી રાખે છે તેની આસપાસ અપરિમિત આકાશ ને અગણિત પદાર્થોનો પથારો પડેલો છે, ને તે પોતે એમાં એક ઓસરી જતા ટપકા જેવો છે તે જ પ્રમાણે અમર્યાદ કાળ તેની આગળ ને પાછળ ફેલાઈ ને અનન્તત્વમાં સમાઈ જાય છે આ અમાપ ને અપ્રમેય પરમાત્માની આગળ તે નજીવા જન્તુ કરતા વધારે શું છે? તેને પોતાની આ તુચ્છતાનું ભાન થાય છે ત્યાં જ તેનામાં ભક્તિનો ઉદય થવા પામે છે'[૨૭] એટલે, એમ કહેવામાં વાંધો નથી કે અંતરમા નજર કર્યાં જ્ઞાનનો, અને બહારના જગત તરફ નજર કર્યાં ભક્તિનો, ઉગમ થાય છે

ઈશ્વરના જે અનુગ્રહની વાત ઉપર કરી તેને માટે પણ અમુક પુરુષાર્થ તો કરવો જ પડે છે. ઈશ્વર પોતાનો અનુગ્રહ મનસ્વીપણે ગમે તેના પર નથી ફેંકતો. 'જેણે બૂરાં કામ કરવાં છોડ્યાં નથી, જે શાન્ત થયો નથી, જેણે એકાગ્રપણે ધ્યાન ધર્યું નથી, ને જેના મનના ઉછાળા શમ્યા નથી,'[૨૮] તેના પર ઈશ્વરનો અનુગ્રહ થતો નથી. એને માટેની તૈયારીમાં મુખ્યત્વે જોઈએ છે વિષયોનું શમન, અહંભાવનો ત્યાગ, અને ઈશ્વરને ચરણે પોતાના જીવન સુદ્ધાં સર્વસ્વનું સમર્પણ. આ સ્વાર્પણ, પ્રપત્તિ કે શરણાગતિ માટે કંઈ જેવાતેવા પ્રયત્નની જરૂર નથી પડતી એ પુરુષાર્થની જરૂર કેટલી છે તે ઠસાવવા માટે જ યોગવાસિષ્ઠકારે કહ્યું કે 'હે રામ, શિષ્યની વિશુદ્ધ બુદ્ધિ એ જ જ્ઞાનનું કારણ છે, કૃપા પ્રસાદાદિ કંઇ નથી.'[૨૯] બીજી બાજુ, શંકર જેવા જ્ઞાનીએ પણ — વલ્લભ જેવા ભક્તની પેઠે જ — ઈશ્વરના અનુગ્રહથી, અર્થાત્ પુષ્ટિથી, જીવને જ્ઞાન થતું માન્યું છે [૩૦] આમ પુરુષાર્થ અને પુષ્ટિ એકબીજાની પૂર્તિરૂપ બની જાય છે. પુરુષાર્થ વિના પુષ્ટિનો અધિકાર પ્રાપ્ત થતો નથી: પુષ્ટિ વિના પુરુષાર્થની પૂરી સફળતા થતી નથી ગીતાએ આ બેનું નિરૂપણ એકબીજાના પૂરકરૂપે જ કર્યું છે

ભક્તિ સાથે જ્ઞાનને બીજી રીતે પણ ઘણો ગાઢ સબન્ધ છે. ભક્તને એટલી જાણ હોય છે કે તે જેની ભક્તિ કરે છે તે પરમાત્મા તેના પોતાના અંતરમાં પણ બેઠેલો છે જ. પરમાત્મા જો તેનાથી સાવ પરાયો હોત, તો તેની ભક્તિ કરી શકાત જ નહીં. એટલે ઇમર્સને કહ્યું કે 'હું અપૂર્ણ તે મારા પૂર્ણ રૂપને આરાધુ છું' રાધાકૃષ્ણન્ કહે છે: 'ભક્તિનો ઉદય વેદનામાંથી થાય છે. જે માણસને પરબ્રહ્મનું, અને તેની ને પોતાની વચ્ચેના અંતરનું, ભાન થાય છે તેના મોંમાંથી એક જ ચીસ નીકળી જાય છે કે હું પાપી છું (पापोऽहम्). પોતે સાવ એકલો અટૂલો છે એવુ આ ભાન તેને થાય છે ત્યારે તે દુઃખી થઈ જાય છે. પણ આ કરુણ દશામાં માણસનું ગૌરવ પણ રહેલું છે. પરબ્રહ્મ સાવ દૂર દૂર છે, પરાત્પર છે, એવું ભાન એને થાય છે એ પળે પણ, એ પરમાત્મા અંતર્યામી છે, જગતના અણુએ અણુમાં વ્યાપેલો છે, એ વાતનું ઉચ્ચારણ તે વસ્તુતઃ કરતો હોય છે. માણસ ઈશ્વરના આવિર્ભાવની છાપ પોતાના હૃદયપટ પર ઝીલી ને ટકાવી શકે છે, અને દૈવી જીવનને વ્યવહારમાં સાકાર રૂપે પ્રગટ કરવા મથે છે, એ જ એના અંતરમાં બેઠેલા ઈશ્વરની હસ્તીનો પુરાવો આપે છે '[૩૧] જ્ઞાનની પેઠે ભક્તિનું પણ પર્યવસાન

આત્મા ને બ્રહ્મના ઐક્યમા જ આવે છે,[૩૨] એમ અનેક ભક્તિગ્રથોએ કહી બતાવ્યું છે જ્ઞાન સાથેનો આ સયોગ ભક્તિને અવિવેકી ને વેવલી બનતાં અટકાવે છે

જ્ઞાન અને ભક્તિની પરાકાષ્ઠાએ જ્ઞાની અને ભક્તને ભૂતમાત્રમા ભગવાનનુ — આત્માનુ દર્શન થતુ હોય, તો એ ભૂતમાત્રની સેવા કરવાની ફરજ એમાથી આપોઆપ ફલિત થય છે એવો માણસ કોઈને દુ ખી જોઈને સુખે બેસી કેમ શકે? ગાધીજી કહે છે · 'આવા ધર્મ પ્રત્યે નિષ્ઠા ધરાવવા સારુ, માણસે જીવમાત્રની સતત ને અવિરત સેવામા લીન થઈ પોતાની જાતને ભૂલી જવી જોઈએ આ જે જીવનનો અપાર સાગર છે તેમાં પૂર્ણપણે ભળી ગયા વિના, ને તેની સાથે તદ્રૂપ બન્યા વિના, સત્યનારાયણના દર્શન થવા અશક્ય છે એટલે, મારે માટે તો સમાજસેવામાથી છટકવાની બારી છે જ નહી; એની પાર કે એનાથી અળગુ એવુ બીજું સુખ પૃથ્વી પર નથી'[૩૩] કર્મયોગ એટલે શુ, ને તેના દ્વારા ઈશ્વરદર્શન કેમ થાય, એ બને આપણે અહીં જોઈ શકીએ છીએ

૮

જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણુમાના દરેકને પ્રધાન પદે રાખી ગીતા પર લખાયેલા ત્રણુ મોટા ભાષ્યો છે જ્ઞાનને પ્રધાન પદ આપનાર ભાષ્ય તે શકરનુ જ્ઞાન સાથે ભક્તિ અને કર્મની પણુ આવશ્યકતા બતાવતારા શકરના વચનો 'અનુવાદકના ટિપ્પણો'મા આપેલાં છે (પૃ ૨૪૧-૨૪૬), તેથી અહીં તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી ગીતાના ૧૧ મા અધ્યાયના છેલ્લા શ્લોકને શકરે 'ગીતાશાસ્ત્રનો સાર' કહ્યો છે એ શ્લોકમા જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સયોગ છે, એ હકીકત જ શકર સામેના ઘણા આક્ષેપોનો સચોટ રદિયો આપનારી છે જે યુગમાં યજ્ઞયાગનું જોર ઘણું જામ્યું હતુ, મીમાસકોનો કર્મમાર્ગ પ્રબળ થઈ પડ્યો હતો, દેશમા ઘણી સપત્તિ હોવાથી લોકો વૈભવ અને વિલાસમાં મશગૂલ હતા, સન્યાસની સદતર મનાઈ કરવામા આવી હતી, તેવે વખતે — જેમ પ્રાચીન કાળમાં ઉપનિષદોએ કરેલું તેમ — શકરે કર્મમાર્ગ સામે બળવો જગાવ્યો, ઉપનિષદોનો જ્ઞાનમાર્ગ ફરી સજીવન કર્યો, સમાજની સાચી સેવા કરે એવા સન્યાસીઓ ઊભા કર્યા, ધર્મને નામે ચાલતી નરમેધ જેવી પ્રથાઓ બધ કરાવી, અને દેવદેવીઓની સખ્યા ઘણી

વધી પડેલી તેને ઘગડી પચાયતનની સ્થાપના કરી તેમણે પોતે જીવનભર ધર્મના સશોધનનું અને જ્ઞાનપ્રચારનું જ કાર્ય ચાલુ રાખ્યુ એના કરતા મોટો કર્મયોગ બીજો શો હોઈ શકે ? ગીતામા શાનો બોધ છે તે શકરે પોતાના જીવનરૂપી ભાષ્ય વડે પણ બતાવી આપ્યુ છે

પણ પોતાને શકરના 'અનુયાયી' કહેવડાવનાર લોકો, આગળ જતા, શકરમા જે સરસ સમતોલપણુ હતું તે ગુમાવી બેઠા, ને તેમણે ગીતાને કેવળ સન્યાસીઓ માટેનો ગ્રન્થ બનાવી મૂકયો, ત્યારે લોકમાન્ય તિલકે તેની સામે વિરોધનો અવાજ ઉઠાવતું 'ગીતારહસ્ય' લખ્યુ અને જે કર્મયોગ ભુલાઈ જવા આવ્યો હતો તેને ફરી સજીવન કર્યો ગીતામા કર્મયોગ નથી એમ કહેવુ આજે અશકય જેવુ થઈ પડ્યુ છે એ કર્મયોગને જ્ઞાન અને ભક્તિનો સાથ છે જ, એમ તિલકે સ્પષ્ટ શબ્દોમા કહ્યુ છે[૩૪] 'ગીતારહસ્ય' વાચતાં, મહાભારતના અનેક ઝઝાવાતો ને ઉત્પાતોમાં પણ અવિચળ ખડકની જેમ ઊભી રહેનારી, કર્મયોગના ઉપદેશક કૃષ્ણની, મૂર્તિ નજર આગળ ખડી થાય છે, અને તે બુલદ અવાજે જગતને કહેતી સભળાય છે

सुख वा यदि वा दुःख प्रिय वा यदि वाप्रियम् ।
प्राप्त प्राप्तमुपासीत हृदयेनापराजित ॥ शाति २५ २६.

(સુખ કે દુ ખ પ્રિય કે અપ્રિય જેવી સ્થિતિ જે વખતે આવી પડે તે વખતે, હૃદયથી હાર્યા વિના તેનો સામનો કરવો જોઈએ )

ગીતાનું ભક્તિપ્રધાન ભાષ્ય તે ભાગવત ઉપનિષદોના નિર્ગુણવાદ સાથે ગીતાએ ભક્તિ અને અવતારવાદનો યોગ સાધ્યો હતો તેનો જ ઘણો મોટો વિસ્તાર ભાગવતે કરેલો છે જે વાતો ગીતામા છે તેનુ જ નિરૂપણ ઘણા લબાણથી ભાગવતે કર્યું છે, એ અર્થમાં તેને ગીતાનુ ભાષ્ય કહેવામા જરાયે અતિશયોક્તિ નથી[૩૫] ભાગવતમાં જ્ઞાન અને ભક્તિના પ્રવાહો જોડાજોડ ચાલ્યા જાય છે, એટલુ જ નહીં પણ ઘણીવાર એકબીજામાં મળી જાય છે. પરમાત્મા સ્વસ્વરૂપે નિર્ગુણ છે, પણ જગતની દૃષ્ટિએ સગુણ દેખાય છે, સગુણ રૂપે જ તે જગતમાં વિચરે છે, એ સગુણત્વ તે જ એની માયા છે, એ માયા દ્વારા તે માણસોને મોહ પમાડે છે, ને ભક્તિ વડે એ માયાને તરી જવાય એ આશયના વિચારોનું અત્યત હૃદયગમ નિરૂપણ ભાગવતે કર્યું છે કવિતા ને તત્ત્વજ્ઞાનનો આવો સુન્દર સયોગ એક ગીતાને બાદ કરતા,

બીજે ક્યાંયે નહીં મળે ભાગવતને 'વેદરૂપી કલ્પતરુનું પરિપક્વ ફળ (निगमकल्पतरोर्गलितं फलम्)' કહેલું છે, અને બહુ જ યથાર્થ રીતે ઉમેર્યું છે કે 'હે રસિક ભાવુકો! આ પૃથ્વી પર, મોક્ષ થાય ત્યાં સુધી, ભાગવતનો રસ ફરીફરી પીતાં જ કરો' (पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः । भा १, १, ३)

પણ ભાગવત જ્ઞાનભક્તિનું ગ્માયણ કરીને અટકતું નથી તે કહે છે કે ભૂતમાત્રના હૃદયમાં ઈશ્વર અંશરૂપે પ્રવેશ કરીને બેઠેલો છે, માટે ભૂતમાત્રને મનથી પ્રણામ કરવા જોઈએ જગતના પ્રાણીઓની ઉપેક્ષા કરીને કરેલી ભગવાનની અર્ચના સાવ નકામી — ભસ્મમાં કરેલા હોમ જેવી — છે એ પ્રાણીઓની સેવા, એટલું જ નહીં પણ તેમને કાજે કરેલું પ્રાણાર્પણ એ જ ભગવાનની ખરી પૂજા છે એની આગળ મોક્ષ પણ કશી વિસાતમા નથી, અને તેથી ભગવાન મોક્ષ આપે તોયે તે લેવાની ભક્તો ના પાડે છે તેઓ તો શિવજીની પેઠે જગતના જીવોને ઉગારવા હળાહળ પીવાનું, કે રંતિદેવની પેઠે પ્રાણીમાત્રનુ દુ ખ પે તે વહોરી તેમને સુખી કરવાનુ વધારે પસદ કરે છે જનસેવા ને તેને કાજે આત્મવિલોપન અને આત્મબલિદાનની, તથા એમા જ જગદાત્માની ખરી અર્ચના છે એમ માનવાની આ ભાવના — જે કર્મયોગની પણ પરાકાષ્ઠા છે — તેનો ઉપદેશ કરવામા તો ભાગવત બીજા કોઈ વૈદિક ગ્રન્થ કરતા જ નહીં, પણ ગીતા કરતાયે, કંઈક આગળ જાય છે, અથવા કહો કે ગીતામા જે વસ્તુ ગર્ભિત હતી તે ભાગવતે ઘણી ઉપસાવીને રજૂ કરી છે

એ ભાગવતધર્મનો પણ મુખ્ય સદેશો છે ભાગવતધર્મે નાનજાતના ભેદ ભૂલ્યા, વર્ણોના અભિમાન તેડ્યાં, હલકા ગણાતા ને ઉપેક્ષિત વર્ગોમા હિંદુ ધર્મનો સદેશો પહોચાડી એ વર્ગોને સરકારની ઊંચી કક્ષાએ આણ્યા. જ્ઞાનહીન ને નિ સાધન સ્ત્રીશૂદ્રાદિ પણ કેવળ શુદ્ધ હૃદયને બળે પરમ પદને પામી શકે છે એમ કહી તે સર્વને માટે મોક્ષના દ્વાર ખુલ્લા કર્યાં હૂણ, યવન, શક વગેરે પરદેશીઓ ટોળાબધ ભારતમા આવ્યા તેમને — કેવળ ગાયત્રી ને વાસુદેવમન્ત્ર ભણાવી — હિંદુ ધર્મના પરિવારમા સમાવી લીધા પતિતપાવન એવા ભાગવતધર્મની આ જે મોટી સેવા છે તેનું સ્મરણ ગીતા અને ભાગવત બન્ને આપણને કરાવે છે

આમ શંકરનું ગીતાભાષ્ય, તિલકનું ગીતારહસ્ય, અને વ્યાસજીનું ભાગવત ત્રણેય એકબીજાની પૂર્તિ કરે છે એ ત્રણેયને ભેગા કરો એટલે ગીતા પરનું સંપૂર્ણ ભાષ્ય થઈ રહ્યું તે ઉપરાંત, અનેક જ્ઞાની ભક્ત ને કર્મયોગી સાધુસન્તો ને મહાપુરુષોએ પોતાના જીવનરૂપી ભાષ્યો ગીતા પર લખેલા છે. તેની કશી નોંધ કે તવારીખ આપણી પાસે નથી પણ એવા જીવતા ભાષ્યો જ્યાં લગી રચાતાં ચાલુ રહેશે ત્યાં લગી ભારત અને તેનું તત્ત્વજ્ઞાન પણ જીવતા રહેવાના છે

વડોદરા, ૨૦-૧-૪૭ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

---

૧ ઇદં બ્રહ્મ । સ આત્મા । તૈ ૧, ૫, ૧

(એ બ્રહ્મ છે એ જ આત્મા છે)

૨ यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् । कठ १, २, २२

(એ આત્મા જેને પસંદ કરે છે તે માણસ જ આત્માને મેળવી શકે છે એ માણસ આગળ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે)

૩ अत्त मे सरणमत्तनो । दीघनिकाय २, १२०

૪ करेय्य सरणत्तनो । संयुत्तनिकाय ३ १४३ अत्तदीपा विहरथ अत्तसरणा । दीघनिकाय २, १०१ ये अत्तदीपा विचरन्ति लोके अकिञ्चना सब्बधि विप्पमुत्ता । सुत्तनिपात ५०१ अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ । सो करोहि दीपमत्तनो । धम्मपद १४६, २३६ (અંધારામાં ઘેરાયેલા છતાં તમે દીવો શોધતા નથી એટલે તમે આત્માને તમારો દીવો બનાવો) સરખાવો आत्मतत्त्वेन दीपोपमेन । श्वे २ १५

૫ ब्रह्मभूतेन अत्तना विहरति । अंगुत्तरनिकाय २, २११ ब्रह्मभूता बुद्धा । संयुत्त ३, ८३ (બુદ્ધો બ્રહ્મરૂપ છે) यो खो धम्मं पस्सति सो मं पस्सति । संयुत्त ३, १२० (જે ધર્મને જુએ છે તે મને જુએ છે) धम्मभूतो ब्रह्मभूतो धम्मसामी तथागतो । संयुत्त ४, ९४ (તથાગત ધર્મરૂપ છે બ્રહ્મરૂપ છે, ધર્મસ્વામી છે) આનંદ કુમારસ્વામી કહે છે 'ધમ્મ – બ્રહ્મ – બુદ્ધ = અત્તા એ સમીકરણ વિષે કશી શંકાને સ્થાન નથી' — 'હિંદુઈઝમ એંડ બુદ્ધીઝમ', પાદટીપ નં ૨૯૮

६ न मे सो अत्ता ।

७ यद् अनत्ता . न मे सो अत्ता । संयुत्त ३, ८२, ८३

८ विनयपिटक १, २३ महावग्ग १, १५

९ कायो ते रथ . अत्ता या सारथि । गी धम्माह सारथि ब्रूमि । संयुत्त १, ३३ (धर्मने हुं सारथि कहुं छुं) १० आत्मैव संविशत्यात्मनात्मानम् । मां १२ ११ अत्ता हि अत्तनो गति । धम्मपद ३८० १२ आत्मैव ह्यात्मनो बन्धु । गी ६, ५ १३ अत्ता हि अत्तनो नाथो । धम्मपद १६० १४ आत्मनोऽस्य नता अस्त्रनाश्य । मत्री ६, ७ १५ आत्मनो गुरुरात्मैव । भा ११, ७, २० १६ आत्मैव ह्यात्मनो गोप्ता । भा ११, ८, ४१. १७ धम्म संदिट्ठिकं अकालिक । सुत्तनिपात ११३९ धम्म न जर उपति । जातक ४५७ (એ ધર્મને ઘડપણ આવતું નથી)

१८ રાધાકૃષ્ણન 'હિંદુ ધર્મ' (અનુ ચંદ્રશંકર શુક્લ) પૃ ૧૬

१९ यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावा पृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति तत्सर्वं तदस्मिन्समाहितम् । छां ८, १, ३

२० एष म आत्मान्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा एष म आत्मान्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्य । सर्वकर्मा सर्वकाम सर्वगन्ध सर्वरस । एष म आत्मान्तर्हृदय एतद् ब्रह्म । छां १४, ३

२१ બાઈબલ

२२ मम हृदय भवन प्रभु तोरा, महीं आय बसे बहु चोरा ।
कह तुलसीदास सुन रामा, लूटत तस्कर तव धामा । विनयपत्रिका

२३ विषयीं परम बाधा देखती । परी त्यागीं नाहीं सामर्थ्यशक्ती ।
ऐसिया साधकांप्रती । वेदें मज्ञकी थोतिली ॥ ए भा २१, ४२

(જે સાધક વિષયભોગમાં મોટી આફત છે એમ સમજે છે, પણ જેનામાં તેનો ત્યાગ કરવાની શક્તિ નથી, તેને વેદે મારી ભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો છે)

२४ 'ઈમિટેશન ઑફ ક્રાઈસ્ટ' ૩, ૧૪, ૨

२५ तृणतुल्यो यदयं स्वय जन । गी मधु १८, ७८

२६ 'હરિજનબંધુ', ૧-૩-૧૯૩૬

૨૭ ફ્રેડરીક પૉલસન 'ઇન્ટ્રોડક્શન ટુ ફિલૉસોફી', પૃ ૨૪૪

૨૮ नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहित ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ कठ १, २, २४

૨૯ ज्ञप्तेस्तु कारण राम शिष्यप्रज्ञैव केवलम् । योगवासिष्ठ

૩૦ ईश्वरप्रसादनिमित्तज्ञानप्राप्त । गी शां भा ?, ३९

૩૧ 'ઈસ્ટર્ન રિલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થૉટ', પૃ ૨૯૯–૩૦૦ સરખાવો
एव दु खकूपपतितां । हृदयस्थु मगनतुन्नि त्राता । धांव पाव कृष्णनाथा । भवव्यथा निवारीं। ए भा ८,४० ( હુ દુ ખરૂ ની કૂવામા પડ્યો છુ હવે હૃદયસ્થ ભગવાન જ મારો ત્રાતા છે હે કૃષ્ણનાથ ! તુ દોડી પહોંચ, ને મારી ભવવ્યથાનુ નિવારણ કર. )

૩૨ सर्वभूतेषु य पश्येद्भगवद्भावमात्मन ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तम ॥ भा ११, २ ४५

( જે ભૂતમાત્રમા ભગવાનનુ — આત્માનુ રૂપ જુએ અને ભૂતમાત્રને ભગવાનમા — આત્મામા જુએ તે ઉત્તમ ભક્ત છે )

૩૩ 'કૉન્ટેમ્પોરરી ઇન્ડિયન ફિલૉસોફી', પૃ ૨૧

૩૪ 'ગીતારહસ્ય' પ્રકરણ ૧૧ 'વિદ્વત્તાવાળી અને કોઈ કોઈ દૃષ્ટિબિન્દુથી ખાસ ઉપયોગી એવી ટીકાઓ ઘણી છે પરંતુ आकर ग्रन्थ ગણી શકાય એવા ગ્રન્થો બે જ છે શ્રી શંકરાચાર્યનુ ગીતાભાષ્ય અને તિલક મહારાજનુ ગીતારહસ્ય " — આ બા ધ્રુવ 'આપણો ધર્મ' પૃ ૫૩૧

[illegible]
સમતિ [illegible] સ
૫ર પ્રે [illegible]

गीता सक्षेपतस्तस्या वक्ता स्वयमभूद्धरि ।
तद्विस्तारो भागवत सर्वनिर्णयपूर्वकम् ॥

— तत्त्वदीपनिबन्ध, सर्वनिर्णय, श्लो २१८–९

( ગીતા સક્ષેપમા હરિએ પોતે કહેલી છે ભાગવત એ તેનો જ વિસ્તાર છે, ને તેમા સર્વ વિષયોના નિર્ણયો આપેલા છે )

६ न मे सो अत्ता।

७ यद् अनत्ता .. न मे सो अत्ता। संयुत्त ३; ८२, ८३

८ विनयपिटक १, २३ महावग्ग १, १५

९ कायो तं रथ .. अत्ता वा सारथि। ५७। धम्माहं सारथिं ब्रूमि। संयुत्त १, ३३ (ધર્મને હું સારથિ કહું છું) १० आत्मैव संविशात्यात्मनात्मानम्। मां १२ ११ अत्ता हि अत्तनो गति। धम्मपद ३८० १२ आत्मैव ह्यात्मनो बन्धु। गी ६, ५ १३ अत्ता हि अत्तनो नाथो। धम्मपद १६० १४ आत्मनोत्मा नेता अमृताय। मत्री ६, ७ १५ आत्मनो गुरुरात्मैव। भा ११, ७, २० १६ आत्मैव ह्यात्मनो गोप्ता। भा ११, ८, ४१. १७ धम्म संदिट्ठिकं अकालिकं। सुत्तनिपात ११३९ धम्म न जरं उपेति। जातक ४५७ (એ ધર્મને ઘડપણ આવતું નથી.)

१८ રાધાકૃષ્ણન 'હિંદુ ધર્મ' (અનુ ચંદ્રશંકર શુક્લ), પૃ ૧૬

१९ यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावा पृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन्समाहितम्। छां ८, १, ३

२० एष म आत्मान्तर्हृदयेऽणीयान्व्रीहेर्वा ... एष म आत्मान्तर्हृदये ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्य। सर्वकर्मा सर्वकाम सर्वगन्ध सर्वरस। एष म आत्मान्तर्हृदय एतद् ब्रह्म। छां १४, ३

૨૧ બાઈબલ

२२ मम हृदय भवन प्रभु तोरा, तहँ आय बसे बहु चोरा।
कह तुलसीदास सुन रामा, लूटत तस्कर तव धामा। विनयपत्रिका

२३ विषयीं परम बाधा देखती। परी त्यागीं नाहीं सामर्थ्यशक्ती।
ऐसिया साधकांप्रती। वेदें मद्भक्ती बोलिली॥ ए. भा २१, ४३.

(જે સાધક વિષયભોગમાં મોટી આફત છે એમ સમજે છે, પણ જેનામાં તેનો ત્યાગ કરવાની શક્તિ નથી, તેને વેદે મારી ભક્તિ કરવાનો ઉપદેશ આપ્યો છે)

૨૪ 'ઈમીટેશન ઑફ ક્રાઈસ્ટ' ૩, ૧૪, ૨

२५ तृणतुल्यो यदयं स्वयं जन। गी मधु. १८, ७८

૨૬ 'હરિજનબંધુ', ૧-૩-૧૯૩૬.

૨૭ ફ્રેડરીક પૉલસન 'ઇંટ્રોડક્ષન ટુ ફિલૉસૉફી', પૃ ૨૪૪

२८ नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहित ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ कठ १, २, २४

२९ ज्ञप्तेस्तु कारण राम शिष्यप्रज्ञैव केवलम् । योगवासिष्ठ

३० ईश्वरप्रसादनिमित्तज्ञानप्राप्ते । गी शां भा, ૭, ३९

૩૧ 'ઈસ્ટર્ન રિલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થૉટ', પૃ ૨૯૯–૩૦૦ સરખાવો · एव दु खकूपपतितां । हृदयस्थु भगवतुचि त्राता । धांव पाव कृष्णनाथा । भवव्यथा निवारीं। ए भा ८,४० ( હુ દુ ખરૂપી કૂવામા પડ્યો છુ હવે હૃદયસ્થ ભગવાન જ મારો ત્રાતા છે હે કૃષ્ણનાથ ! તું દોડી પહોંચ, ને મારી ભવવ્યથાનું નિવારણ કર )

૩૨ सर्वभूतेषु य पश्येद्भगवद्भावमात्मन ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तम ॥ भा ११, २, ४५

( જે ભૂતમાત્રમા ભગવાનનુ — આત્માનુ રૂપ જુએ અને ભૂતમાત્રને ભગવાનમા — આત્મામા જુએ તે ઉત્તમ ભક્ત છે )

૩૩ 'કૉંટેંપોરરી ઇંડિયન ફિલૉસૉફી', પૃ ૨૧

૩૪ 'ગીતારહસ્ય' પ્રકરણ ૧૧ 'વિદ્વત્તાવાળી અને કોઈ કોઈ દૃષ્ટિબિન્દુથી ખાસ ઉપયોગી એવી ટીકાઓ બીજી છે પરતુ आकर ग्रन्थ ગણી શકાય એવા ગ્રન્થો બે જ છે શ્રી શકરાચાર્યનુ ગીતાભાષ્ય અને તિલક મહારાજનુ ગીતારહસ્ય " — આ બા ધ્રુવ 'આપણો ધર્મ' પૃ ૫૩૧

૩૫ આ વાત મારી પ્રાકૃત બુદ્ધિને સૂઝેલી, તેને કેટલાક જાણકાર મિત્રોની સમતિ મળવાથી, અહીં મૂકવાનો વિચાર મેં કર્યો હતો. ત્યા હમણા, બે જ દિવસ પર પ્રો ગોવિન્દલાલ ભટ્ટે તેમને જડેલો વલ્લભાચાર્યનો નીચેનો શ્લોક મને બતાવ્યો

गीता सक्षेपतस्तस्या वक्ता स्वयमभूद्धरि ।
तद्विस्तारो भागवत सर्वनिर्णयपूर्वकम् ॥
— तत्त्वदीपनिबन्ध, सर्वनिर्णय, श्लो २१८–९

( ગીતા સક્ષેપમા હરિએ પોતે કહેલી છે ભાગવત એ તેનો જ વિસ્તાર છે, ને તેમા સર્વ વિષયોના નિર્ણયો આપેલા છે )

# અનુક્રમણિકા




મુદ્રક : આર. આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, ગિરગામ, મુંબઈ ૪.

પ્રકાશક : એમ. કે. વોરા, વોરા ઍન્ડ કંપની, લિમિટેડ, પબ્લિશર્સ
૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨.

# ગીતાદર્શન

ભારતીય તત્ત્વજ્ઞાનમાં ગીતાનું મહત્ત્વ — તેની સર્વદેશીયતા — રચનાકાળ — મહાભારત સાથેનો સંબન્ધ — વેદ — ઉપનિષદો — બૌદ્ધ ધર્મ — ભાગવતધર્મ — સાંખ્ય અને યોગ — ગીતા પરનાં ભારતીય ભાષ્યો ને વાર્તિકો — ગીતાના યોગશાસ્ત્રની સકલના બ્રહ્મવિદ્યાના પાયા પર થઈ છે — પરમાર્થસત્ અથવા પરમ સત્ય — ક્ષરાક્ષરવિચાર તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞવિચાર — બ્રહ્મ અને જગત — પુરુષોત્તમ — અપરોક્ષ અનુભવ અને બુદ્ધિ — પરા અને અપરા પ્રકૃતિ — અવતારો — વિશ્વનું સ્વરૂપ — માયા — સૃષ્ટિવિજ્ઞાન — જીવાત્મા — જીવની અનેકતા — ગીતાનું યોગશાસ્ત્ર — બુદ્ધિ, સંકલ્પ અને ભાવના — જ્ઞાનમાર્ગ — ભૌતિક વિજ્ઞાન અને ફિલસૂફી — પાતંજલયોગ — જ્ઞાની — ભક્તિમાર્ગ — સગુણ ઈશ્વર — પ્રપત્તિયોગ — કર્મમાર્ગ — સદાચારનો પ્રશ્ન — સદાચારની કસોટી — નિષ્કામ કર્મ — ત્રૈગુણ્ય — યજ્ઞ વિષેની વેદની કલ્પના — ચાતુર્વર્ણ્ય — કર્મ અને મોક્ષ ભળે ? — મનુષ્યનું આત્મસ્વાતન્ત્ર્ય — બ્રાહ્મી સ્થિતિ અથવા બ્રહ્મનિર્વાણ — મોક્ષ અને તેનું સ્વરૂપ.

## ૧. ભગવદ્ગીતા

ભગવદ્ગીતા એ મહાભારતના ભીષ્મપર્વનો એક ભાગ છે. સંસ્કૃત સાહિત્યનું એ સર્વથી અધિક લોકપ્રિય ધર્મકાવ્ય છે. વિલિયમ ફોન હંબોલ્ટે કહ્યું છે: “ જગતની કોઈ પણ જાણીતી ભાષામાં એનાથી અધિક સુન્દર તત્ત્વચિન્તનવાળું કાવ્ય બીજું નથી; અથવા કહો કે જગતમાં ખરેખરું તત્ત્વ-ચિન્તનવાળું એ એક જ કાવ્ય છે, ને એનો જોટો ક્યાંયે શોધ્યો જડે એમ

ની વાણીનું મૂર્ત રૂપ છે. સાંભળનારનાં રોમેરોમ ખડાં કરે એવી ભાષામાં તે પોતાનો સંદેશો સંભળાવે છે; અર્જુનના મનમાં નવો ઉત્સાહ રેડે છે; અને તેને હૃદયની દુર્બળતા ને નામર્દાઈ છોડી ઊભો થવા સિસકારે છે. ગીતાકારને મનુજહૃદયરૂપી ગુહામાં છેક ઊંડે ઊંડે ચાલતા વ્યાપારોનું બહુ સૂક્ષ્મ જ્ઞાન છે, એમ પહેલા અધ્યાય પરથી દેખાઈ આવે છે. એ હૃદયમાં એકબીજાનો વિરોધ કરનારી સારીનરસી વૃત્તિઓ વચ્ચે જે ગજગ્રાહ ચાલે છે, સ્વાર્થની વૃત્તિ જે જોરથી ખેંચાણ કરે છે, ને કામરિપુ જે છાની છાની વાતો કરી માણસને મોહપાશમાં ફસાવે છે, એ બધાનો આબેહૂબ ચિતાર એ અધ્યાયમાં રજૂ કર્યો છે. સંવાદ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ, એમાં નાટકના જેવો જે અદ્ભુત રસનો અંશ છે તે અલોપ થઈ જાય છે. રણક્ષેત્રના પડઘા શાન્ત થઈ જાય છે; ને આપણે કેવળ ઈશ્વર અને મનુષ્ય વચ્ચેનો સંવાદ જ સાંભળીએ છીએ. યુદ્ધનો જે રથ હતો તે ધ્યાન ધરવાની એકાન્તવાળી ઓરડી બની જાય છે; અને યુદ્ધભૂમિના એક ખૂણા પર, જ્યાં જગતના અવાજો કાને પડતા નથી, ત્યાં જ પરમાત્મા વિષેના વિચારોનો બોધ આપવાનું ઉચિત મનાય છે.

ગીતાનો ઉપદેશક તે ભારતવર્ષનો લોકપ્રિય દેવ છે. તે જેમ મનુષ્ય છે તેમ ઈશ્વર પણ છે. તે સૌન્દર્ય અને પ્રેમનો દેવ છે. પંખીઓની પાંખ પર, પુષ્પોની પાંખડીઓ પર, કહો કે પૃથ્વી પરની સર્વ સચેતન વસ્તુઓમાં તેમની દૃષ્ટિએ જે કંઈ સુભગ અને સુન્દર દેખાય છે તે સર્વની પર, એ દેવનું આસન છે, એવી કલ્પના તેના ભક્તોએ કરેલી છે. ઈશ્વરનો અવતાર પોતાને વિષે કેવી રીતે બોલે એની આબેહૂબ કલ્પના ગીતાના કવિએ કરેલી છે. 'હું બ્રહ્મ છું,' એ વચન કૃષ્ણને મોઢે બોલાવવાની જે યુક્તિ તેમણે કરી છે, તેને માટે શાસ્ત્રગ્રન્થોમાં આધાર મળી આવે છે. વેદના એક સૂક્તમાં ઇન્દ્રિ કહે છે કે 'હું બ્રહ્મ છું.' તેનો ખુલાસો વેદાન્તસૂત્રમાં[1] એવો આપ્યો છે કે 'મનુષ્યનો અંતર્યામી આત્મા તે જ પરબ્રહ્મ છે' એ જે દાર્શનિક સત્ય છે, તેનો જ ઉલ્લેખ ઇન્દ્રિ એ વચનમાં કરેલો છે. ઇન્દ્રિ કહે છે કે 'મારી ઉપાસના કરો.' એમાં એના કહેવાનો આશય એ હોય છે કે 'જે પરમાત્માની ઉપાસના હું કરું છું તેની જ ઉપાસના તમે પણ કરો.' વળી વેદમાં ઋષિ વામદેવે એક જગાએ કહ્યું છે: 'હું મનુ છું; હું સૂર્ય છું.' એ વચનનો પણ એવો જ ખુલાસો આપેલો છે. વળી

ગીતા તો કહે છે કે જે માણસ રાગ, ભય અને ક્રોધમાંથી છૂટી જાય છે, અને જ્ઞાનરૂપી તપ વડે શુદ્ધ થાય છે તે બ્રહ્મરૂપ બને છે. ગીતાનો કૃષ્ણ તે પરિમિત જગતમાં વિલસી રહેલા અપરિમિત તત્ત્વનું, દેહરૂપી આવરણમાં ને ઇન્દ્રિયોની શક્તિઓમાં ઊંડે ઊંડે છુપાઈને બેઠેલા પરમાત્માનું, જ મૂર્ત ને સાકાર રૂપ છે.

ગીતાનો સંદેશો સર્વ દેશકાળને માટે છે. ગીતાના દાર્શનિક વિચારોના પાયા પર જ લોકપ્રિય હિંદુ ધર્મની ઇમારત રચાયેલી છે. ગીતાકાર અત્યંત સંસ્કારી પુરુષ છે. તેઓ બીજાઓના દોષ ખોળવા બેસતા નથી, પણ સૌની પ્રત્યે ઉદારતાની નજરે જુએ છે. તેઓ સ્વમતનો પ્રચાર કરવાની ઝુંબેશ લઈને બેઠેલા લોકનેતા નથી. તેઓ કોઈ એક સંપ્રદાયને ઉદ્દેશીને બોલતા નથી. તેમણે વિચાર કે આચારમાં કોઈ નવો ચીલો ચલાવ્યો નથી કે નવો પંથ સ્થાપ્યો નથી. તેઓ તો જગતમાં જેટલા પવન વાતા હોય તે સહુને માટે દ્વાર ખુલ્લાં રાખે છે. તેમના હૃદયમાં ઉપાસનાના સર્વ પ્રકારો પ્રત્યે સમભાવ છે. તેથી તેઓ હિંદુ ધર્મના પ્રાણરૂપ તેની અંતર્ગત ભાવનાનું વિવરણ કરવાનો વિશેષ અધિકાર ધરાવે છે. માનવસંસ્કૃતિના કકડા કરી તેને જુદાં જુદાં ખાનાંમાં વહેંચી નાખવી, અને આચારવિચારના બીજા પ્રકારો પ્રત્યે ઘૃણાની નજરે જોવું, એ વૃત્તિ હિંદુ ધર્મને રુચતી નથી.[1] ગીતામાં વિચારનો જે વેગવાન પ્રવાહ છે ને પરમાત્માના વિરાટ સ્વરૂપનું જે ભવ્ય દર્શન છે તેટલાથી આપણને આંજી નાખીને ગીતા અટકતી નથી. તેનામાં ભક્તિનો જે ઉમળકો અને આત્મદર્શનનો મધુર આનન્દ છે તેના વડે તે આપણાં ચિત્તને આકર્ષે પણ છે. પરમાત્મા પ્રત્યેનો ભક્તિભાવ ખીલવવામાં ને અમાનુષી રિવાજો અટકાવવામાં ગીતાએ ઘણો ફાળો આપ્યો છે, એ સાચું. પણ તેનામાં કોઈની ટીકા ન કરવાની જે વૃત્તિ હતી, તેને લીધે તેણે ઉપાસનાના ખોટા પ્રકારોની જડ પૂરેપૂરી ઉખાડી નથી.

ગીતાની વાણીમાં નિશ્ચયનો સૂર સ્પષ્ટ દેખાઈ આવે છે. ગીતાકારે ઠેરઠેર પોતાના નિશ્ચિત મતો જ સંભળાવ્યા છે. 'ક્યાંક મારી ભૂલ તો નહીં થતી હોય ?' એવો અંદેશો તેમના મનમાં પેદા જ થતો નથી. તેઓ પોતાને સત્ય જેવું દેખાય છે તેવું અર્જુનની આગળ રજૂ કરી દે છે. ગીતા વાંચતાં આપણને એમ જ લાગે છે કે ગીતાકારને સત્ય તેના સંપૂર્ણ ને વિવિધ રૂપમાં દેખાતું

હતું; અને એ સત્યમાં મનુષ્યને તારવાની શક્તિ રહેલી છે એવો પૂરો વિશ્વાસ તેમના મનમાં હતો. ગાર્બે કહે છે : "ગીતામાં આપણને એક ઋષિની વાણી સાંભળવા મળે છે. તેમનામાં જ્ઞાન અને ભાવના બંને પરિપૂર્ણ રૂપમાં હતાં, ને એમાંથી નીપજતા ઉત્સાહે તેમના વાણીપ્રવાહને રેલાવ્યો છે. ગીતાકાર કોઈ સંપ્રદાયની અસર તળે ઊછરેલા ફિલસૂફ નથી. એવો ફિલસૂફ તો પોતાની સામગ્રીના અમુક નિશ્ચિત પદ્ધતિ અનુસાર વિભાગ પાડે, અને અમુક વ્યવસ્થિત વિચારોરૂપી પગથિયાં વટાવતો વટાવતો પોતાના સિદ્ધાન્તોનાં છેલ્લાં શિખર સુધી પહોંચી જાય. પણ ગીતાકારનું એવું નથી."[1] એક તરફ દાર્શનિક સિદ્ધાન્તોની વ્યવસ્થિત ગોઠવણી, અને બીજી તરફ કવિત્વની ઝલકવાળી રચના, એની વચ્ચે ગીતાનું સ્થાન છે. ઉપનિષદોનાં વચનમાં જે પાર વિનાની વ્યંજના જોવા મળે છે, તેવી ગીતામાં નથી; કેમકે એમાં જીવનની સમસ્યાનો ઉકેલ બુદ્ધિપૂર્વક વિચાર કરીને બતાવેલો છે. અર્જુનને અંતરાત્મા દમે છે ને તેનું મન સંભ્રમમાં પડ્યું છે, એવી સ્થિતિમાં તેને ખરો રસ્તો બતાવવો, એ ગીતાનો ઉદ્દેશ છે.

ગીતામાં અંતર્ગત મુખ્ય ભાવના તે ઉપનિષદોની જ છે; માત્ર તેમાં ઉપાસના યા ભક્તિ પર ઉપનિષદો કરતાં વધારે ભાર દીધો છે એટલું જ. મનુષ્યના આત્માને અનેક પ્રકારની ભૂખ હોય છે. ઉપનિષદોમાં આત્મા ને બ્રહ્મ વિષેના જે નર્યા તાત્ત્વિક વિચારો હતા તેનાથી એ ભૂખ ભાગે એમ ન હતું. જીવનનું રહસ્ય ઉકેલવાના બીજા જે પ્રયત્નો થયા તેમાં સેશ્વરવાદ અને ભક્તિયોગનો અંશ વધારે હતો. ગીતાકારે જોયું કે માણસોના મનમાં નર્યા તર્કને વિષે ઉમળકો કે ઉત્સાહ ઉપજાવવાનો પ્રયાસ નકામો છે. એટલે, એમણે મુખ્ય આધાર તો ઉપનિષદોનો લીધો; પણ એમાં ઉપાસના, ભક્તિ કે પ્રપત્તિના જે અંશો હતા તેને બહાર ખેંચી કાઢ્યા; અને તેની સાથે લોકપ્રિય દેવકથાઓ ને રાષ્ટ્રીય કલ્પનાની મેળવણી કરી, તેને એકરસ બનાવી, તેમાંથી જીવનનું એક અખંડ દર્શન ઉપજાવ્યું

## ૨. રચનાકાળ

ભગવદ્ગીતા ક્યારે રચાઈ એ પ્રશ્નનો નિર્ણય સહેલાઈથી કરી શકાય એમ નથી. ગીતા એ મહાભારત[illegible] છે; તેથી કેટલીકવાર એવી શંકા ઉઠાવવામાં આવે છે કે એ પાછ[illegible] ઉમેરી દીધેલો ક્ષેપક ભાગ

તો નહીં હોય? ટેલ્બૉઇસ વ્હીલર કહે છે: "યુદ્ધને પહેલે દિવસે, જ્યારે બંને સૈન્યો સામસામાં વ્યૂહ રચીને ઊભાં છે ને યુદ્ધ શરૂ થવાની અણી પર છે તે વખતે, કૃષ્ણ અને અર્જુન આત્માની મુક્તિના સાધનરૂપ જુદા જુદા યોગ-માર્ગોને વિષે તાત્ત્વિક ચર્ચામાં ઊતરે, એ વસ્તુ અસ્વાભાવિક છે." તેલંગ કેટલેક અંશે આ વિચારમાં સંમત થાય છે, અને કહે છે કે ભગવદ્ગીતા એ સ્વતન્ત્ર કૃતિ છે, પણ મહાભારતકારે પોતાનો હેતુ સાધવા તેને અપનાવી પોતાના ગ્રન્થમાં બેજવી લીધી છે.[1] યુદ્ધના આરંભમાં તત્ત્વદર્શનની ચર્ચા કદાચ "વિસંગત ને અપ્રાસંગિક" લાગે; છતાં રણાંગણ જેવા ગંભીર ને ભીષણ પ્રસંગો જ વિચાર-શીલ માનસમાં પરમાર્થતત્ત્વ એટલે કે પરમ સત્ય વિષેના વિચાર જાગૃત કરે છે. ઇન્દ્રિયોએ ઊભી કરેલી દીવાલો તોડી નાખવા ને તેની પાછળ રહેલા સત્ તત્ત્વનો સંપર્ક સાધવા માટે જે વ્યાકુળતા જોઈએ છે, તે આત્મચિન્તન તરફ વળેલાં માનસને આવે પ્રસંગે જ પ્રાપ્ત થાય છે. સંભવ છે કે અર્જુનને તેના સખા શ્રીકૃષ્ણે સીધી સોંસરી શિખામણ આપી હોય, ને કવિએ તેના આધાર પર સાતસો શ્લોકનું કાવ્ય નિપજાવ્યું હોય. મહાભારતકાર જ્યારે જ્યારે તક મળે ત્યારે ધર્મના સિદ્ધાન્તોનું સવિસ્તર નિરૂપણ કરવાનું ચૂકતા નથી; અને આ યુદ્ધના પ્રસંગનો પણ તેમણે એ જ રીતે ઉપયોગ કર્યો છે.

મહાભારતમાં જ કેટલીક જગાએ ભગવદ્ગીતાનો નામનિર્દેશ કરેલો જોવામાં આવે છે, તે સ્પષ્ટપણે બતાવી આપે છે કે મહાભારત રચાયું ત્યારથી જ ગીતાનો અંતર્ભાવ એમાં થયેલો છે.[2] ગીતા અને મહાભારત વચ્ચે ભાષા, અર્થ અને શૈલીનું જે સામ્ય છે તે બતાવે છે કે એ બન્ને એક જ મહાગ્રન્થના ભાગ છે.[3] ઇતર દર્શનો તથા અન્ય સપ્રદાયો વિષેના એના વિચારો પણ ઘણે અંશે મળતા આવે છે. બંનેમાં કર્મને અકર્મ કરતાં શ્રેષ્ઠ ગણ્યું છે.[4] વૈદિક યજ્ઞો પ્રત્યેનું વલણ,[5] સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ,[6] સાંખ્યની ગુણત્રયીનું[7] તથા પાતંજલયોગનુ[8] નિરૂપણ, અને વિશ્વરૂપનું વર્ણન,[9] એ બંનેમાં લગભગ એકસરખાં છે. તેમજ ભિન્ન ભિન્ન મતો ને વિચારો વચ્ચે જે સમન્વય સાધેલો છે તે માત્ર ગીતામાં જ છે ને મહાભારતમાં બીજે ઠેકાણે નથી, એમ પણ કહી શકાય એવું નથી.

ભગવદ્ગીતા એ મહાભારતનો મૌલિક અંશ છે એમ ઠરાવ્યા પછી પણ,

તેના રચનાકાળ વિષે આપણે ચોકસ કશું કહી શકીએ એમ નથી; કેમકે મહાભારતમાં તો જુદા જુદા અનેક યુગની કૃતિઓનો સમાવેશ કરવામાં આવેલો છે. તેલંગે ભગવદ્ગીતાની જે વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી છે તેમાં તેના ઉપદેશનું સામાન્ય સ્વરૂપ, તેની આર્ષ શૈલી, તેની છંદોરચના, ને તેનું અંતરંગપરીક્ષણ, એ સર્વ વિષયોની ચર્ચા કરી છે; અને કહ્યું છે કે ગીતાની રચના ઇસવી સન પૂર્વે ત્રીજા સૈકા પહેલાં થઈ હોવી જોઈએ. સર રામકૃષ્ણ ભાંડારકર માને છે કે ગીતા ઇસવી સન પૂર્વે ચોથા સૈકા જેટલી પ્રાચીન તો છે જ; કદાચ એથીયે પ્રાચીન હોય. ગાર્બે મૂળ ગીતાનો રચનાકાળ ઈ.સ. પૂર્વે ૨૦૦નો, ને તેનું જે રૂપ અત્યારે ઉપલબ્ધ છે તેનો રચનાકાળ ઈ.સ. ૨૦૦ નો, માને છે. શંકરે ( ઈ.સ નો નવમો સૈકો ) તેના પર ભાષ્ય લખ્યું છે, ને કાલિદાસને તેની હસ્તીની ખબર છે. રઘુવંશમાં[1] એક શ્લોક એવો છે જે ગીતાના એક શ્લોકને મળતો આવે છે. બાણે ગીતાનો ઉલ્લેખ કરેલો છે. કાલિદાસ ઈ. સ. ના પાંચમા સૈકામાં ને બાણભટ્ટ ઈ. સ. ના સાતમા સૈકામાં થઈ ગયા છે. પુરાણોમાં ( ઈ. સ. નો બીજો સૈકો ) ભગવદ્ગીતાની ઘાટી પર રચેલી બીજી અનેક ગીતાઓ મળી આવે છે. ભાસના કર્ણભાર નાટકમાં એક વાક્ય છે તે ગીતાના જ એક શ્લોકનો પડઘો પાડતું લાગે છે.[2] ભાસને કેટલીકવાર ઈ. સ. ના બીજા કે ચોથા સૈકામાં, ને કેટલીવાર ઈ.સ. પૂર્વે બીજા સૈકામાં, મૂકવામાં આવે છે. એમાંનો પહેલો મત ખરો માનીએ તોપણ, ગીતા એથી પહેલાંની તો હોવી જ જોઈએ. બોધાયનગૃહ્યસૂત્ર વાસુદેવપૂજાથી પરિચિત છે, ને તેમાં ભગવાને ઉચ્ચારેલું એક વચન આવે છે તે જાણે ભગવદ્ગીતામાંથી જ લીધું હોય એવું છે.[3] બોધાયનના પિતૃમેધસૂત્રને પણ એ જ વાત લાગુ પડે છે. આપસ્તંબનો જીવનકાળ જો ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાનો હોય,[4] તો બોધાયન તે પહેલાં સો બસો વરસ પહેલાં થઈ ગયા હોવા જોઈએ. એટલે હું માનું છું કે આપણે જો ગીતાને ઈ. સ પૂર્વે પાંચમા સૈકામાં રચાયેલી માનીએ, તો તેમાં ઝાઝી ભૂલ થવાનો સંભવ નથી.[5]

## ૩. ઇતર દર્શનો સાથેનો સંબન્ધ

એ યુગમાં જે જે મતો પ્રચલિત હતા તે લગભગ બધાની અસર ગીતાકાર પર પડી છે; અને તેમની આસપાસના જગતમાં ધાર્મિક તેજનાં જે

કિરણો છૂટાછવાયાં ફેલાયેલાં હતાં તેને તેમણે ભેગાં કરીને એકાગ્ર કર્યાં છે. એક તરફ ગીતા, અને બીજી તરફ વેદ, ઉપનિષદ, બૌદ્ધદર્શન, ભાગવતધર્મ, તથા સાંખ્ય અને યોગદર્શન, એ બેની વચ્ચે ચોકસ સમ્બન્ધ કેવા પ્રકારના છે, તે તપાસવું આપણે માટે જરૂરનું છે.

ગીતા વેદના પ્રામાણ્યનો અસ્વીકાર કરતી નથી સંસ્કારની અમુક કક્ષાએ ઊભેલા મનુષ્યોએ તો વેદમાં બતાવેલા વિધિનિષેધને અનુસરીને જ કર્મ કરવા જોઈએ, એમ તે માને છે ગીતાના મત પ્રમાણે, વેદની આજ્ઞાઓને અનુસર્યા વિના માણસને પરમ ગતિ પ્રાપ્ત થઈ શકતી નથી યજ્ઞકર્મ પણ ફળની કશી આકાંક્ષા રાખ્યા વિના જ કરવા જોઈએ[1] અમુક અવસ્થા વટાવ્યા પછી વેદમાં બતાવેલાં કર્મો પરમ ગતિ અથવા મોક્ષની પ્રાપ્તિમાં અન્તરાયરૂપ થઈ પડવાનો સંભવ રહે છે વેદના દેવોનું ઊંચું પદ ગીતા સ્વીકારતી નથી વેદમાં બતાવેલાં યજ્ઞાદિ કર્મો કરવાથી આપણને ભોગ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય ખરાં, પણ એથી સીધો મોક્ષ ન મળે મોક્ષ તો આત્મદર્શનથી જ મળે મુક્તિનું રહસ્ય આપણા હાથમાં આવી ગયું પછી વૈદિક કર્મો કરવાની જરૂર રહેતી નથી[2]

ગીતામાં જે તત્ત્વજ્ઞાન છે તેની પૂર્વભૂમિકા ઉપનિષદમાંથી લેવામાં આવી છે કેટલાક શ્લોકો ઉપનિષદ અને ગીતામાં એકસરખા છે[3] ગીતામાં ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, તથા ક્ષર અને અક્ષરની જે ચર્ચા છે તે ઉપનિષદને આધારે કરેલી છે પરમાર્થસત્ (પરમ સત્ય) નું જે નિરૂપણ છે તે પણ ઉપનિષદમાંથી જ લીધેલું છે ગીતાની ભક્તિ ઉપનિષદની ઉપાસનામાંથી જ સીધી રીતે ફલિત થયેલી છે આત્મા પ્રત્યેના પ્રેમને ખાતર બીજું બધું જ જતું કરવું પડે છે ઉપનિષદમાં કહ્યું છે "એ આત્માને જાણતા હોવાથી જ પહેલાના ઋષિઓ સંતાન મેળવવાની ઈચ્છા ન રાખતા તેઓ વિચાર કરતા કે આપણને તો આ આત્મા મળ્યો છે, એ જ આપણે રહેવાનો લોક છે પછી આપણે સંતાન મેળવીને શું કરીશું?"[4] એ કાળનું વાતાવરણ જ પરમાત્મા વિષેની ભક્તિ, આત્મજય, અને અવિચળ શાન્તિની પ્રાપ્તિ વિષેના વિચારોથી ભરેલું છે નિષ્કામ કર્મનો બચાવ ઉપનિષદમાં પણ કરેલો છે[5] મન જ્ઞાનની અમુક ઊંચી કક્ષાએ પહોંચે પછી તેને અનાસક્તિ પ્રાપ્ત થાય છે,[6] ને પાપ તેને સ્પર્શી

શકતું નથી, એમ ઉપનિષદમાં કહેલું છે.[1] ઉપનિષદમાં સાધના અને ઉપાસનાને લગતા જે વિચારો બીજરૂપે હતા તેને ગીતાએ એવી રીતે ખીલવ્યા છે જેથી ઉપનિષદોના પ્રાચીન વિચારકોનો ઉપદેશ ખોટો હતો એવો આભાસ ન થવા પામે. નિર્ગુણ, નિરવયવ, નિષ્કલ, નિરંજન, નિષ્ક્રિય બ્રહ્મ જગતનું આદિકારણ છે, એ કલ્પના ભવ્ય હતી ખરી; પણ એનામાં મનુષ્યના જીવનનું પરિવર્તન કરાવવાની શક્તિ પૂરેપૂરી નહોતી. ગીતાના જમાનામાં જે ભાગવતધર્મ પ્રચલિત હતો તેની અસરને લીધે ગીતાકારે ઉપનિષદના બ્રહ્મને તેજોરાશિરૂપે વર્ણવ્યું, ને તેનામાં માણસના જીવનમાં પેસી તેનું પરિવર્તન કરાવવાની કેવી શક્તિ છે તે બતાવ્યું. ગીતાકારે એ નિર્ગુણ બ્રહ્મને સગુણ, પુરુષરૂપ ઈશ્વરનું રૂપ આપ્યું. એ ઈશ્વરને જ શિવ, વિષ્ણુ વગેરે જુદે જુદે રૂપે ઓળખવામાં આવે છે. છતાં ગીતાકારને એટલી ખબર છે કે તેઓ મરેલા ભૂતકાળને જ ફરી સજીવન કરી તેનામાં નવો પ્રાણ પૂરે છે, પોતે કોઈ નવો વાદ કે સિદ્ધાન્ત પ્રવર્તાવતા નથી. તેઓ કહે છે: "આ અવિનાશી યોગ મેં વિવસ્વાનને કહ્યો, તેણે મનુને શીખવ્યો, ને મનુએ ઇક્ષ્વાકુને;" અને એ જ 'પુરાતન યોગ' — એ જ 'ઉત્તમ રહસ્ય' — હવે કૃષ્ણ અર્જુનને કહે છે.[1] આ શ્લોકો બતાવે છે કે ગાયત્રી-મન્ત્રના દ્રષ્ટા ને ઋગ્વેદના ત્રીજા મંડળના ઋષિ વિશ્વામિત્ર, તથા રામ, કૃષ્ણ, ગૌતમ બુદ્ધ, અને સૂર્યવંશના બીજા જ્ઞાની ઉપદેશકો પ્રાચીન કાળથી જે જ્ઞાન આપતા આવ્યા હતા તે જ જ્ઞાનનો ઉપદેશ ગીતામાં કરેલો છે. દરેક અધ્યાયને અન્તે જે સંકલ્પવાક્ય આવે છે તે પરથી દેખાય છે કે ગીતાનું પૂરું નામ 'ભગવદ્ગીતા ઉપનિષદ' છે. ગીતા અને ઉપનિષદો વચ્ચે જે સંબંધ પરાપૂર્વથી મનાતો આવ્યો છે તેનું વર્ણન પેલા પ્રસિદ્ધ શ્લોકમાં કરેલું છે: "ઉપનિષદો એ ગાયો છે. કૃષ્ણ એના દોહનાર છે. અર્જુન વાછરડું છે, ને અમૃતસમાન ગીતા એ સુંદર દૂધ છે."[2]

ભગવદ્ગીતામાં અનેક મતો ને વિચારોનો જે સમન્વય કરેલો છે તેની તાત્કાલિક પ્રેરણા ભાગવતધર્મે આપેલી ગીતામાં ભાગવતધર્મના સિદ્ધાન્તનું જ પ્રતિપાદન છે, એમ પણ કેટલાકે સ્પષ્ટપણે કહ્યું છે. ગીતાને કેટલીક જગાએ 'હરિગીતા' પણ કહેવામાં આવી છે.[3]

ગીતામાં બૌદ્ધ ધર્મનો નામનિર્દેશ નથી; જ્યાં ગીતાના કેટલાક વિચાર બૌદ્ધ ધર્મના વિચારને મળતા આવે છે ખરા. બંને વેદના નિરપવાદ પ્રામાણ્યની સામે વિરોધનો અવાજ ઉઠાવે છે; અને વર્ણવ્યવસ્થાને કેવળ જન્મ પર રચાયેલી ન માનતાં, ગુણકર્મ અનુસાર રચાયેલી માનીને તેનાં બંધનોની કડકાઈ ઢીલી પાડવાનો પ્રયત્ન કરે છે. જે આધ્યાત્મિક જાગૃતિ ને સંક્ષોભે એ જમાનામાં કર્મકાંડવાળા ધર્મને હચમચાવી નાખેલો તેમાંથી જ એ બંનેની ઉત્પત્તિ થઈ હતી. પણ ગીતાને પ્રાચીનના વિષે અધિક પક્ષપાત હતો; એટલે તેણે ઉઠાવેલો વિરોધનો પોકાર કંઈક મોળો ને હળવો હતો. બુદ્ધે મધ્યમ માર્ગનો ઉપદેશ કર્યો ખરો; પણ એમના પોતાના સિદ્ધાન્તો મધ્યમ માર્ગને અનુસરનારા નહોતા. વિવાહિત જીવન કરતાં અવિવાહિત જીવનને, મોજનના મોજશોખ કરતાં અનશનને, શ્રેષ્ઠ ગણવાં એ કંઈ મધ્યમ માર્ગ ન કહેવાય. સંસારત્યાગ કરી વનમાં જઈ વસનારા સાધુઓની ધાર્મિક ઘેલછાને — અજવાળા કરતાં અંધારાને, અને સુખ કરતાં દુઃખને વધારે પસંદ કરનારા તપસ્વીઓની આધ્યાત્મિક આત્મદ્રુતાને — ગીતાએ વખોડી કાઢી છે. દેહદંડન અને મૃત્યુને માર્ગે ચાલ્યા વિના મોક્ષ મેળવી શકાય છે. 'નિર્વાણ' શબ્દ ગીતામાં આવે છે ખરો,[1] પણ એ બૌદ્ધદર્શનમાંથી લીધેલો નથી લાગતો, કેમકે એ એકલા બૌદ્ધદર્શનમાં જ વપરાયેલો છે એવું નથી. આદર્શ કોટિના મનુષ્યનાં ગીતાએ અને બૌદ્ધ ગ્રન્થોએ કરેલાં વર્ણનો મળતાં આવે છે.[2] તત્ત્વદર્શન અને ઉપાસનામાર્ગ એ બંને વિષયમાં બૌદ્ધ ધર્મ કરતાં ગીતાના સિદ્ધાંત વધારે સંપૂર્ણ અને સમંજસ છે; કેમકે બૌદ્ધ ધર્મના વિચાર અને આચાર બંનેમાં નિષેધાત્મક અથવા અભાવાત્મક અંગ પર વધારેપડતો ભાર દેવામાં આવ્યો છે. ગીતા બૌદ્ધ ધર્મના સદાચારના સિદ્ધાન્તોને સ્વીકારી લે છે. પણ બૌદ્ધદર્શનનો જે નૈરાત્મ્યવાદ છે તેને અનાસ્થા ને ભ્રમમાત્રનું મૂળ કહી, ગર્ભિત રીતે ગીતાએ તેનું ખંડન કર્યું છે. ગીતાએ ભૂતકાળની સાથે અનુસંધાન વધારે સાચવ્યું છે; અને તેથી ભારતવર્ષમાં બૌદ્ધ ધર્મ કરતાં ગીતાની લોકપ્રિયતા વધારે ટકી રહી છે.

ગાર્બે કહે છે: "ભગવદ્‌ગીતાના તત્ત્વદર્શનને લગતા વિચારો લગભગ સર્વાંશે સાંખ્ય-યોગના સિદ્ધાન્તોને આધારે જ ઘડાયેલા છે. સાંખ્ય-યોગની તુલનામાં વેદાન્તની અસર ગૌણ છે. સાંખ્ય અને યોગનો નામનિર્દેશ ગીતામાં

ઘણી જગાએ કરેલો છે; જ્યારે વેદાન્તનું નામ તો એક જ વાર (वेदान्तकृत् ૧૫; ૧૫) આવે છે, ને ત્યાં પણ તેનો અર્થ તો ઉપનિષદ કે ગ્રન્થ જ છે. એટલે, આપણને ગીતા જે રૂપમાં ઉપલબ્ધ છે તેમાં તત્ત્વજ્ઞાનનાં દર્શનો કેવો ભાગ ભજવે છે એનો જ માત્ર વિચાર કરીએ; સાંખ્ય-યોગ અને વેદાન્તની વચ્ચે કદી શમે નહીં એવા જે વિરોધો છે તે ધ્યાનમાં લઈએ; અને ગીતાકાવ્યના જૂના નવા રૂપની વચ્ચે રહેલો ભેદ કાળજીપૂર્વક સમજવાથી જ એ વિરોધનું નિવારણ કરી શકાય એવું છે એમ જાણીએ; ત્યારે એ બધા પરથી એમ પુરવાર થાય છે કે ગીતામાં વેદાન્તનો જે ભાગ છે તે મૂળ કાવ્યમાં નહીં જ હોય. ગીતાને ઉપાસના કે તત્ત્વચિન્તન બેમાંથી ગમે તે દૃષ્ટિએ તપાસીએ, તોપણ એ જ નિર્ણય નીકળે છે." પણ ગીતામાં 'સાંખ્ય' અને 'યોગ' એ શબ્દો આવે છે ત્યાં તેનો અર્થ કપિલપ્રણીત સાંખ્યદર્શન કે પતંજલિએ રચેલું યોગદર્શન એવો નથી; પણ મોક્ષ મેળવવા માટેનો જ્ઞાનમાર્ગ અને ધ્યાનમાર્ગ એટલો જ અર્થ ત્યાં અભિપ્રેત છે.[1] વળી ગીતાના યુગમાં એક તરફ સાંખ્ય-યોગ ને બીજી તરફ વેદાન્ત એ બેની વચ્ચે સ્પષ્ટ ને નિશ્ચિત ભેદ પડેલો ન હતો. એવો ભેદ હોય તો જ ગાર્બેનું અનુમાન સાચું ઠરે. એના કરતાં ફ્રિટ્ઝ-એડવર્ડ હૉલના અભિપ્રાયમાં વધારે તથ્ય છે. તે કહે છે: "ઉપનિષદો, ભગવદ્ગીતા, અને બીજા પ્રાચીન હિંદુ ગ્રન્થોમાં આપણને કેટલાક સિદ્ધાન્તો સમુચ્ચયના રૂપમાં મળે છે. આગળ જતાં તેમાં જે રૂપાન્તરો ને ફેરફારો થયાં તેને લીધે, તે પરસ્પર-વિરોધી એવા ભિન્ન ભિન્ન વિભાગોમાં વહેંચાઈ જાય છે. તે પછી, કોઈ અનિશ્ચિત સમયે, તેનાં બે નોખાં નોખાં દર્શનો રચાયાં; અને તે ઘણા પ્રાચીન કાળથી સાંખ્ય અને વેદાન્ત એ બે જુદે જુદે નામે ઓળખાતાં આવ્યાં છે."[2] સાંખ્યદર્શનમાં આપેલી જ્ઞાનપ્રક્રિયા, તથા સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ગીતાએ સ્વીકારી લીધાં છે; પણ સાંખ્યની પેઠે ગીતા પ્રકૃતિ અને પુરુષ એ બે તત્ત્વને સ્વતન્ત્ર ને સ્વયંભૂ માનતી નથી. તેમજ પુરુષો અનેક છે એ સાંખ્યનો મત પણ તેને ગ્રાહ્ય નથી.[3] ગીતામાં કપિલનું નામ આવે છે, પણ પતંજલિનું નથી આવતું. પણ એ કપિલ તે સાંખ્યદર્શનના પ્રણેતા કપિલ છે એમ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. વળી, એમ હોય તોપણ, એ પરથી એમ ફલિત નથી થતું કે ગીતા રચાઈ તે વખતે સાંખ્યદર્શનની પૂરેપૂરી

સવિસ્તર સકલના થઈ ચૂકી હશે બુદ્ધિ, અહકાર, અને મન એ શબ્દો ગીતામા આવે છે ખરા, પણ તેના જે અર્થ સાખ્યદર્શનમા થાય છે તેવા જ ગીતામાં બધે ઠેકાણે થતા નથી એવુ જ પ્રકૃતિને વિષે પણ છે[१] ઈશ્વરના અસ્તિત્વનો પ્રશ્ન સાખ્યે જાણીજોઈને ટાળ્યો છે, પણ ગીતા, તો ઈશ્વરના અસ્તિત્વનુ પ્રતિપાદન કરવાને અત્યત આતુર છે

સાખ્યની પેઠે ગીતા પુરુષ અને પ્રકૃતિને ભિન્ન માને છે ખરી, પણ સાખ્યની પેઠે એ દ્વૈત આગળ અટકી ન જતા, અદ્વૈતનું પ્રતિપાદન કરે છે પુરુષ એ સ્વયભૂ ને સ્વતન્ત્ર તત્ત્વ નથી, પણ પરમાત્માની જ એક પ્રકૃતિ, યા કહો કે તેનું જ એક અંગ, છે પુરુષ અથવા જીવ એ તેની પરા પ્રકૃતિ છે એટલું જ આગળ ઉપર સાખ્યદર્શનના વિવેચનમા આપણે જોઈશુ કે પ્રકૃતિના સર્વ વિકારોને એ દર્શન અનિત્ય માને છે, અને કહે છે કે પ્રકૃતિ નટીના એ બધા ખેલ જોનાર તે પુરુષ છે, ને એ આખુ નાટક પુરુષને જોવા માટે જ છે આમાથી એમ ફલિત થાય છે કે સાખ્યદર્શન પુરુષ અથવા દ્રષ્ટા જેવા કોઈ નિત્ય તત્ત્વને માને છે ખરુ પ્રકૃતિ જડ અર્થાત્ અચેતન છે એ સાચુ પણ તેની પ્રવૃત્તિ સહેતુક છે, ને તેનો હેતુ પુરુષની મુક્તિ અથવા કૈવલ્ય છે પ્રકૃતિની પ્રવૃત્તિ સહેતુક હોઈ તેની પાછળ કંઈક યોજના રહેલી છે એ વિચાર, અને પ્રકૃતિ જડ અથવા અચેતન છે એ વિચાર, બેની વચ્ચે મેળ બેસતો નથી ગીતામા એ મુશ્કેલી દૂર કરવામાં આવી છે પ્રકૃતિની લીલા પાછળ કોઈ ચેતન તત્ત્વની હસ્તી રહેલી છે પુરુષ પ્રકૃતિમાં રહીને, પ્રકૃતિથી ઉદ્ભવેલા ગુણોને ભોગવે છે પુરુષ અથવા જીવાત્માને સાખ્યમા સ્વયભૂ ને સ્વતન્ત્ર તત્ત્વ માન્યો છે, ગીતામા માન્યો નથી એ પુરુષ માત્ર ચિદ્રૂપ નથી, આનન્દરૂપ પણ છે પુરુષો અથવા જીવો વચ્ચેનો ભેદ પારમાર્થિક છે એમ ગીતા માનતી નથી[२] પુરુષ અને પ્રકૃતિ ઉપરાત ઉત્તમ પુરુષ અથવા પરમાત્મા પણ છે, એમ તે માને છે છતા પુરુષ અથવા ક્ષેત્રજ્ઞના સ્વરૂપનું, તથા પ્રકૃતિ અથવા ક્ષેત્ર સાથેના તેના સમ્બન્ધનુ, જે નિરૂપણ ગીતામા છે તેમા સાખ્ય સિદ્ધાન્તની અસર દેખાઈ આવે છે[३] પુરુષ સાક્ષી છે, કર્તા નથી જગતમાં જે કઈ ક્રિયા ચાલે છે તે પ્રકૃતિ જ કરે છે 'હુ કરુ છુ' એમ જે માણસ માને છે તે ભૂલ કરે છે પ્રકૃતિથી પુરુષ ભિન્ન છે એવુ જ્ઞાન પ્રાપ્ત કરવાથી જે મોક્ષ અથવા કૈવલ્ય પ્રાપ્ત થાય

છે, એ જ જીવનનો પરમ પુરુષાર્થ છે. પ્રકૃતિના ત્રણ ગુણોનો સિદ્ધાન્ત પણ ગીતામાં સ્વીકારેલો છે. "પૃથ્વી પર, આકાશમાં કે દેવોમાં એવું કોઈ સત્ત્વ નથી જે પ્રકૃતિમાંથી ઉદ્ભવેલા આ ત્રણ ગુણમાંથી મુક્ત હોય."[૧] આ ગુણો એ માણસને બાંધનારું, ત્રણ દોરીવાળું, દોરડું છે. આપણે જ્યાં સુધી એ ગુણોના પાશમાં બંધાયેલા હોઈએ ત્યાં સુધી આપણે સંસારના ચકરાવામાં ભમવું પડે છે. એ ગુણોના પાશમાંથી છૂટી ગુણાતીત થવું તેનું નામ જ મુક્તિ. મન, બુદ્ધિ ને ઇન્દ્રિયોનું વર્ણન પણ ગીતામાં સાંખ્ય સિદ્ધાન્ત અનુસાર આપેલું જોવામાં આવે છે.[૨]

ગીતા યોગની પ્રક્રિયાઓનો પણ ઉલ્લેખ કરે છે. ચંચળ, બળવાન ને હઠીલા મનને વશ કેમ કરાય એમ અર્જુન પૂછે છે, ત્યારે જવાબમાં કૃષ્ણ કહે છે કે અભ્યાસ એટલે કે મહાવરો, અને વૈરાગ્ય એટલે કે જગતના પદાર્થો વિષે અનાસક્તિ, એ બે ઉપાય વડે મનને વશ કરવું જોઈએ.[૩]

## ૪. ગીતાનું તાત્પર્ય

ગીતાના જમાનામાં પરમ સત્ય (પરમાર્થસત્, પરમાર્થતત્ત્વ, અથવા પરમાર્થ વસ્તુ) ના સ્વરૂપ તથા મનુષ્યના પરમ પુરુષાર્થ વિષે જાતજાતના અનેક મતો ચાલતા હતા. ઉપનિષદોની પ્રણાલિકા આત્મદર્શન અથવા આત્મસાક્ષાત્કાર પર રચાયેલી હતી પોતે અને પ્રકૃતિ નિરાળાં છે, અને કર્તા પ્રકૃતિ છે, પોતે તો અકર્તા છે, એવું જ્ઞાન (જેને એ દર્શનના ગ્રન્થોમાં 'વિવેકખ્યાતિ' એ નામ આપ્યું છે) પ્રાપ્ત થાય ત્યારે પુરુષ પ્રકૃતિના પાશમાંથી છૂટો થઈને કૈવલ્ય અથવા મોક્ષ મેળવી શકે છે, એવો સાંખ્યનો સિદ્ધાન્ત હતો. માણસ પોતાનાં નિત્ય અને નૈમિત્તિક કર્મો કરીને પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે છે, એવો કર્મમીમાંસાનો મત હતો. હૃદય શુદ્ધ કરી તેને પરમાત્મામાં પરોવવાથી, ને સર્વભાવે એને શરણે જવાથી મુક્તિનો આનન્દ પ્રાપ્ત કરી શકાય છે, એવું ભક્તિમાર્ગનું કહેવું હતું. જગતનું વિવિધરંગી તેજ દેખાતું બંધ થાય, ને આત્મા સમાધિસ્થ થઈ શાન્તિ મેળવે, ત્યારે તે મુક્ત થયો કહેવાય, એવી યોગમાર્ગની કલ્પના હતી. પરમાત્માના સ્વરૂપને વિષે બે મતો ચાલતા હતા. એક મત તેને નિર્ગુણ, નિર્વિશેષ પરબ્રહ્મરૂપ માનતો. બીજો મત તેને સગુણ, સવિશેષ ઈશ્વરરૂપ માનતો. આ ભિન્ન

ભિન્ન મતોનો સમન્વય કરી તેમાંથી અખંડ ને એકરૂપ એવો સિદ્ધાન્ત ઉપજાવવાનો પ્રયત્ન ગીતા કરે છે. તેથી આપણે તેમાં મોક્ષરૂપી પરમ પુરુષાર્થ તથા તેની સાધના વિષે એકબીજાથી ઊલટા દેખાતા વિચારો રજૂ થયેલા જોઈએ છીએ. ગીતામાં કોઈ એકરૂપ ને એકધારો એવો એક જ સિદ્ધાન્ત નથી એમ જોઈને, જુદા જુદા લેખકો એનાં જુદાં જુદાં કારણ કલ્પે છે. ગાર્બે અને હોપકિન્સ માને છે કે જુદાં જુદાં સૈકાંમાં થઈ ગયેલા અનેક લેખકોએ ગીતા પર પોતાનો હાથ અજમાવ્યો છે. ગાર્બેના મત પ્રમાણે, મૂળ ગીતા ઇસવી સનના બીજા સૈકામાં સાંખ્ય-યોગને આધારે સગુણબ્રહ્મવાદનું પ્રતિપાદન કરવા લખાયેલી; પણ ઇસવી સનના બીજા સૈકામાં ઉપનિષદના નિર્ગુણબ્રહ્મવાદને માનનારાઓએ પોતાના મતને અનુકૂળ ફેરફારો એમાં કર્યા. ગાર્બે કહે છે: "ગીતામાં સગુણબ્રહ્મવાદ તેમજ નિર્ગુણબ્રહ્મવાદ એ બે સિદ્ધાન્તો એકબીજાની સાથે સેળભેળ થઈ ગયેલા છે; ક્યારેક એકનું તો ક્યારેક બીજાનું પ્રતિપાદન કરેલું જોવામાં આવે છે; બેની વચ્ચે કેટલીકવાર કશો જ મેળ બેસાડેલો જોવામાં નથી આવતો; અને કેટલીક જગાએ મેળ બેસાડ્યો હોય છે, તોપણ તેની કડીઓ ઢીલી હોય છે. એમાંના એક વિચારને ઊતરતી કોટિનો ને બીજાને ચડતી કોટિનો ગણ્યો છે એવું પણ નથી. સગુણ બ્રહ્મની ઉપાસના પરમાર્થસત્તા જ્ઞાન માટે પૂર્વતૈયારીરૂપ છે, અને વેદાન્તનો નિર્ગુણબ્રહ્મવાદ જ પરબ્રહ્મનું સમ્યગ્દર્શન અથવા સાક્ષાત્કાર કરાવે છે, એવું ગીતામાં ક્યાયે કહેલું નથી. ઊલટું આ બે મતો વચ્ચે શાબ્દિક કે તાત્ત્વિક કશો ભેદ ન હોય એવી રીતે જ એનું નિરૂપણ લગભગ આખા ગ્રન્થમાં કરેલું છે."[૧] હોપકિન્સ કહે છે કે વિષ્ણુની ઉપાસનાનું કોઈ કાવ્ય હતું — જેની પાછલાં ઉપનિષદોમાં ગણના પણ થતી હતી — તેનું. કૃષ્ણની ભક્તિને અર્થે કરેલું રૂપાન્તર તે ગીતા છે. કીથ માને છે કે ગીતા એ મૂળ શ્વેતાશ્વતરના જેવું ઉપનિષદ હતી, પણ પાછળથી તેમાં ઘટતા ફેરફારો કરી કૃષ્ણની ઉપાસના માટે તેનો ઉપયોગ કરી લેવામાં આવ્યો. હોલ્ટ્ઝમાનનો મત એવો છે કે ગીતા મૂળે બ્રહ્મને વિશ્વરૂપ માનનારું એક કાવ્ય હતું, તેને વૈષ્ણવ સંપ્રદાયે પોતાને મનગમતું રૂપ આપ્યું. બાર્નેટ માને છે કે ગીતાકારના મનમાં જુદા જુદા સિદ્ધાન્તોને વિષે ગોટાળો થઈ ગયેલો છે. ડોયસન કહે છે કે ઉપનિષદોનો અદ્વૈત સિદ્ધાન્ત પાછળથી શિથિલ થતો ગયો તે જમાનામાં

ગીતા રચાઈ હશે; અને તે વખતે તત્ત્વચિન્તનનો પ્રવાહ સેશ્વરવાદ અથવા સગુણબ્રહ્મવાદ પરથી જગતને સત્ય માનનારા નિરીશ્વરવાદ તરફ વળવા લાગ્યો હશે.

વસ્તુતાએ જોતાં આમાંથી એકેય કલ્પના સ્વીકારવાની જરૂર નથી. મહાભારતના કાળમાં દેશમાં જે નવી પરિસ્થિતિ ઊભી થવા પામી તેમાં, ઉપનિષદનો આદર્શ ઘટતા રૂપમાં રજૂ કરવાનો પ્રયત્ન ગીતાએ કર્યો છે. સેશ્વરવાદ ને ભક્તિમાર્ગ તરફ વળેલા લોકોની આગળ ઉપનિષદનો નિર્ગુણબ્રહ્મવાદ રજૂ કરવા જતાં, ગીતાએ ઉપનિષદના અદ્વૈતી તત્ત્વજ્ઞાનમાંથી ઉપાસના અથવા ભક્તિનો માર્ગ તારવવા પ્રયત્ન કર્યો છે. એ બતાવે છે કે ઉપનિષદોના ચિન્તનપરાયણ નિર્ગુણબ્રહ્મવાદમાં પણ પ્રેમરસથી ભરેલી ને લાગણીની હૂંફવાળી સગુણભક્તિને માટે અવકાશ છે. મનુષ્યના સ્વભાવમાં રહેલી જ્ઞાન અને ભક્તિની ભાવનાઓ જ્યાં પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યાં ઉપનિષદના નિર્ગુણ બ્રહ્મનું જ દર્શન થાય છે. ચિન્તનને બદલે આચરણ ઉપર, તત્ત્વચર્ચાને બદલે ઉપાસના ને ભક્તિ ઉપર, જેવો ભાર ગીતામાં દીધેલો છે તેવો જ પાછળનાં ઉપનિષદોમાં પણ જોવામાં આવે છે. ત્યાં પણ મનુષ્યનો ત્રાતા પરમેશ્વર શ્રદ્ધાનો આર્તનાદ સાંભળી જવાબ દે છે. ઉપનિષદોએ જે સત્યનું નિરૂપણ અને પ્રતિપાદન કર્યું છે તે સત્યના પાયા પર આચારવિચારની ઇમારત રચી ને ટકાવી શકે એવો આધ્યાત્મિક સમન્વય કરવાનો પ્રયત્ન ગીતાએ કર્યો છે, ને એ સમન્વય તેણે ભારતીય પ્રજાની રગેરગમાં ફેલાવી દીધો છે.

વિચારની ભિન્ન ભિન્ન પ્રણાલિકાઓને ભેગી કરી તેમાંથી અખંડ અને એકરસ એવો એક સિદ્ધાન્ત ઉપજાવવામાં ગીતાને સફળતા મળી છે કે કેમ, એ પ્રશ્નનો ઉત્તર આપણે આપણા અભ્યાસ દરમ્યાન આપવાનો રહે છે. ભારતવર્ષના વિચારકોને હંમેશાં એમ જ લાગ્યું છે કે ગીતામાં પરસ્પરવિરોધી તત્ત્વો એકબીજા સાથે ભળીને એકરસ બની ગયાં છે; જ્યારે પશ્ચિમના વિદ્વાનો નિશ્ચયપૂર્વક કહેતા આવ્યા છે કે ગીતાકારના કુશળ હાથમાં પણ એ તેજસ્વી ટુકડાઓ એકબીજા સાથે ભળવાની ના પાડે છે. આ પ્રશ્નને વિષે આ ચર્ચાના આરંભમાં જ આગ્રહપૂર્વક કશો મત પ્રગટ કરવામાં સાર નથી.[1]

ગીતા જે પ્રસંગે કહેવાઈ મનાય છે તે બતાવે છે કે ગીતાનો મુખ્ય હેતુ જીવનનો કોયડો ઉકેલવાનો ને સદાચારને ઉત્તેજન આપવાનો છે. ગીતા એ દેખીતો નીતિધર્મનો ગ્રન્થ છે — યોગશાસ્ત્ર છે. નીતિપ્રધાન ધર્મવાળા યુગમાં ગીતા રચાયેલી; એટલે એ યુગનાં વિચારો ને ભાવનાઓનુ પ્રતિબિંબ એમાં પણ પડે છે. ગીતામાં 'યોગ' શબ્દના ગમે તેટલા જુદા જુદા અર્થો થતા હોય, પણ આખા ગ્રન્થમાં યોગ શબ્દનો આચરણ સાથેનો સબન્ધ કાયમ રહેલો છે.[1] યોગ એટલે ઈશ્વરની પ્રાપ્તિ અથવા તેનો સાક્ષાત્કાર; વિશ્વ પર અમલ ચલાવનાર શક્તિ સાથેનું અનુસધાન; બ્રહ્મસંસ્પર્શ અથવા બ્રહ્મ સાક્ષાત્કાર. આત્માની કોઈ એકાદ શક્તિને નહીં, પણ હૃદય, મન અને સંકલ્પની સર્વ શક્તિઓને ઈશ્વરની સાથે જોડવી, તેનુ નામ યોગ એ પરમાત્મા સાથે તાદાત્મ્ય સાધવાનો મનુષ્યનો પ્રયત્ન છે એમા આપણે આત્માની સર્વ વૃત્તિઓના આખા પ્રવાહની દિશા જ બદલી નાખી, તેને એકાગ્ર ને ઈશ્વરપરાયણ બનાવવાની રહે છે, અને ભોગૈશ્વર્યની લાલચનો સામનો કરવાનુ બળ કેળવવાનુ રહે છે. આમ, જગતના આઘાતો સહન કરવાની, ને છતા એને લીધે આત્માની શાન્તિ જરા પણ ચળવા ન દેવાની, તાલીમ જે સાધના વડે મળી શકે તે યોગ, એવો એ શબ્દનો અર્થ થાય છે. એ ધ્યેય જે સાધન અથવા ઉપાય વડે પ્રાપ્ત થાય તે યોગ પતજલિનુ યોગદર્શન એ મનને કેળવવાનું એક શાસ્ત્ર છે. તેના વડે આપણે બુદ્ધિને નિર્મળ બનાવી શકીએ છીએ, મનના ભ્રમોનુ નિરસન કરી શકીએ છીએ, ને પરમ સત્યનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર કરી શકીએ છીએ એના વડે આપણે લાગણીઓ ને વશ કરી, સર્વભાવે ઈશ્વરને શરણે જઈ, તે વાટે પણ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ. આપણુ આખુ જીવન ઈશ્વરની અખડ ને એકધારી અર્ચનારૂપ બની જાય એવી રીતે આપણી ઇચ્છાશક્તિને કેળવી શકીએ છીએ એ યોગ વડે આપણા હૃદયમા વસતા પરમાત્માને પણ આપણે જોઈ શકીએ છીએ, અતિ ઉત્કટ પ્રેમ અને ઉત્કંઠા વડે તેનુ અવલોકન કરી શકીએ છીએ; ને આખરે એ સ્ફુલિંગમાથી અનન્ત પાવકની જ્વાળા પ્રગટે છે એ બધા જુદા જુદા યોગ અથવા જુદા જુદા માર્ગો છે, ને તે આપણને પરમ યોગ પ્રત્યે, અર્થાત્ બ્રહ્મયોગ — એટલે કે બ્રહ્મસંસ્પર્શ, બ્રહ્મદર્શન યા બ્રહ્મસાક્ષાત્કાર — પ્રત્યે, દોરી જાય છે, છતા કોઈ પણ

સદાચારના સદેશાને જ્યાં સુધી પરમ સત્ય વિષેના સ્પષ્ટ વિચારનું સમર્થન ન હોય, ત્યાં સુધી એ સદેશો ચિરકાળ ટકી ન શકે એટલે ગીતાના યોગ શાસ્ત્રનું મૂળ બ્રહ્મવિદ્યામાં રહેલું છે ગીતા બ્રહ્મવિદ્યા છે તેમજ યોગશાસ્ત્ર છે, તત્ત્વવિચારનું દર્શન છે તેમજ ધર્માચરણનું શાસ્ત્ર છે, સત્ય માટેની બૌદ્ધિક શોધ છે તેમજ એ સત્યને મનુષ્યના આત્મામાં જાગતુંજ્યોત બનાવવાનો પ્રયત્ન છે દરેક અધ્યાયને અન્તે જે સકલ્પવાક્ય આપેલું છે તે પરથી પણ આ હકીકત દેખાઈ આવે છે એ સકલ્પવાક્ય અતિ પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે, ને તેમા કહેલું છે કે ગીતા એ બ્રહ્મવિદ્યાનું યોગ શાસ્ત્ર છે ( ब्रह्मविद्यायां योगशास्त्र )—બ્રહ્મ વિષેના તત્ત્વજ્ઞાનને જીવનમાં ઉતારવાની સાધના શીખવનારુ શાસ્ત્ર છે

## ૫. પરમ સત્ય ( પરમાર્થસત્, પરમાર્થતત્ત્વ )

ઉપનિષદની પેઠે ગીતામા પણ પરમ સત્યને લગતા પ્રશ્નનો વિચાર, બાહ્ય સૃષ્ટિના પૃથક્કરણ (ક્ષરાક્ષરવિચાર) દ્વારા, તેમજ મનુષ્યના આન્તર વ્યાપારોના પૃથક્કરણ ( ક્ષેત્રક્ષેત્રજ્ઞવિચાર ) દ્વારા, એમ બે દૃષ્ટિએ કરેલો છે ગીતાકારે બીજા અધ્યાયમા પોતાની યોજનાનો મૂળભૂત સિદ્ધાન્ત સમજાવ્યો છે, તે પરથી આપણે જોઈ શકીએ છીએ કે પરમ સત્ય વિષેના એમના વિચારો કઈ દિશામાં વહે છે "અસત્ કદી હસ્તીમાં આવતુ નથી સત્ કદી નાશ પામતું નથી "[1] બાહ્ય સૃષ્ટિનું પૃથક્કરણ ( ક્ષરાક્ષરવિચાર ) પદાર્થ અને છાયા, નિત્ય અને અનિત્ય, અક્ષર અને ક્ષર વચ્ચેના ભેદને અવલબીને ચાલે છે "આ લોકમાં ક્ષર ( એટલે નાશવત ) અને અક્ષર ( એટલે અવિનાશી ) એ બે તત્ત્વો છે ભૂતમાત્ર તે ક્ષર છે, અને ભૂતમાત્રના મૂળમાં રહેલુ જે પ્રકૃતિરૂપી અવ્યક્ત તત્ત્વ તે અક્ષર છે '[2] પણ અહીં કહેલું આ 'કૂટસ્થ' તે પરમ સત્ય ( પરમાર્થતત્ત્વ ) છે એમ આપણે ન કહી શકીએ, કેમકે તે પછીના બીજા જ શ્લોકમા ગીતા કહે છે "પણ જે ઉત્તમ પુરુષ છે તે આ બે કરતા જુદો જ છે તેને પરમાત્મા કહે છે એ અવ્યય એટલે કે અવિકારી ઈશ્વર ત્રણે લોકમાં વ્યાપીને તેનુ પોષણ કરે છે "[3] ગીતાકાર સૌથી પહેલા તો એમ બતાવે છે કે જગતનું જે સ્થાયી ઉપાદાનકારણ—મૂળપ્રકૃતિ— છે, તે તેના નિરતર બદલાતા આવિર્ભાવો અર્થાત્ તેના વિકારોથી ભિન્ન છે આ લોકમા આપણે ક્ષર અને

અક્ષર અને તત્ત્વો જોઈએ છીએ જગતમા થતા ફેરફારોને મુકાબલે પ્રકૃતિ સ્થાયી ( અક્ષર ) છે ખરી, પણ તે પારમાર્થિક સત્ય નથી, કેમકે તે પરમાત્મા પર આધાર રાખે છે[1] આ પરમાત્મા એ જ ખરેખરુ નિત્ય, અમૃત તત્ત્વ છે, એ જ ઈશ્વરનુ પરમ ધામ છે[2] રામાનુજ, એમના સિદ્ધાન્તને અનુકૂળ આવે એવો અર્થ કાઢવા માટે, ક્ષરનો અર્થ મૂળપ્રકૃતિ, ને અક્ષરનો અર્થ જીવાત્મા કરે છે, અને પુરુષોત્તમ અથવા પરમાત્માને એ બનેના કરતા શ્રેષ્ઠ ગણે છે અક્ષર અથવા નિત્ય ને ક્ષર અથવા અનિત્ય એવા જે કાલ્પનિક ભેદ છે, તેની પાર રહેલું ને તેનાથી શ્રેષ્ઠ એવુ જે પરમાત્માનુ સગુણ ને સવિશેષ રૂપ તે પુરુષોત્તમ— એવો 'પુરુષોત્તમ' શબ્દનો અર્થ આપણે ઘટાવવો હોય, તો ઘટાવી શકાય એમ કરવામા મુશ્કેલી એક જ છે બ્રહ્મ, જેને અનિત્ય ને પરિમિત જગતનું અધિષ્ઠાન અથવા મૂળ આધાર કહ્યુ છે, તેને કેવળ કાલ્પનિક ગણી શકાય નહીં ક્ષર અથવા અનિત્ય, અને અક્ષર અથવા નિત્ય, એવો ભેદ ગીતાએ પણ પાડ્યો છે જે વસ્તુ પરિમિત, ક્ષર અથવા અનિત્ય છે તે સત્ નથી જગતના સર્વ વિકારોના રૂપ નિરતર બદલાયાં કરે છે, ને એમાનું એકે રૂપ સદાકાળ ટકતુ નથી જે વસ્તુ સવિકાર છે એટલે કે જેમા ફેરફાર થાય છે તે સત્ નથી તે જો સત્ હોય, તો તે નિર્વિકાર હોય ને તેમા કદી ફેરફાર થાય નહીં જગતની વસ્તુઓ આજે છે તેના કરતા કઈક જુદી બનતા નિરતર મથે છે, એથે તે સત્ નથી પૃથ્વી પરની વસ્તુમાત્ર અનિત્ય ને નાશવત છે આપણા ચિત્તમા ઊંડે ઊંડે એવી શ્રદ્ધા રહેલી છે કે એવુ કોઈ તત્ત્વ ખચિત છે જે કદી નાશ પામતું નથી કેમકે અસતમાથી તો કશાનો ઉદ્ભવ થઈ શકે જ નહીં એ નિત્ય, નિર્વિકાર, પારમાર્થિક સત્ તે સદા વિકાર પામતી પ્રકૃતિ નથી, પણ પરબ્રહ્મ છે એ નિત્ય, અવિચળ, પારમાર્થિક તત્ત્વ તે કૂટસ્થસત્તા છે, જ્યારે જગત માત્ર અનાદિ ને અનન્ત તત્ત્વ — અનાદિ પ્રવાહસત્તા — છે "સર્વ ભૂતોમા સમભાવે રહેલા, ને સર્વ ભૂતો નાશ પામે ત્યારે પણ નાશ ન પામનારા, પરમેશ્વરને જે માણસ જુએ છે તે જ ખરેખર જુએ છે "[3] આ નિત્ય નિર્વિકાર પરમાત્મા ભૂતમાત્રમા વસે છે, અને તેથી તે અનિત્ય દ્રવ્યથી વિલક્ષણ અર્થાત્ ભિન્ન ગુણવાળો નથી અનિત્ય વસ્તુમાત્રના મૂળમા પરમાર્થસત્ એવુ કોઈ નિત્ય તત્ત્વ રહેલુ છે, અને તે જ એ વસ્તુમાત્રમા પ્રાણ પૂરે છે ને તેને ટકાવી રાખે છે, એવો ગીતાનો મત છે

જીવાત્માને પોતાને વિષે હમેશા અસન્તોષ રહે છે, અને તેથી તે અત્યારે છે તેના કરતા કંઈક જુદું રૂપ ધારણ કરવા નિરતર મથે છે. તેને પોતાની મર્યાદા કે ઊણપનુ ભાન છે, એ જ બતાવે છે કે કોઈ નિત્ય ને અપરિમિત સત્ તત્ત્વ હસ્તીમા છે એમ તે જાણે છે જે સોપાધિક જીવાત્મા નિરતર પોતાની દુખી દશામાથી છૂટી જવા મથે છે તે પારમાર્થિક સત્ નથી નિરુપાધિક ને કેવલ એવો ચિદાત્મા નિત્ય ને અવિનાશી છે માણસના જીવનમા જે નિત્ય તત્ત્વ છે, જે હમેશા જ્ઞાતા ( વિષયી ) હોય છે ને કદી જ્ઞેય ( વિષય ) બનતું નથી, જે બધાને જાણી શકે છે ને જેને કોઈ જાણી શકતું નથી, તે તત્ત્વ શોધી કાઢવાનો પ્રયત્ન ગીતા કરે છે ક્ષેત્ર તે શરીર, અથવા જ્ઞેય, અથવા વિષય, અને ક્ષેત્રજ્ઞ તે શરીર, જ્ઞેય અથવા વિષયને જાણનાર જ્ઞાતા અથવા વિષયી [1] જે કંઈ જ્ઞેય છે તે ક્ષેત્રનો ગુણધર્મ છે, ક્ષેત્રજ્ઞ અર્થાત્ આત્માનો ગુણધર્મ નથી માણસના જીવનમાં જ્ઞાતા એટલે કે ક્ષેત્રજ્ઞ અથવા આત્મારૂપી જે અંતરતમ તત્ત્વ છે તે, બાહ્ય જગતમાં ગમે તેટલા ફેરફારો થવા છતાં ન બદલાતા, સદા નિર્વિકાર રહે છે તે નિત્ય, નિર્વિકાર, ત્રિકાલાબધિત, સ્વયભૂ, સ્વતન્ત્ર ને સ્વરૂપસત્તાવાન એવુ સત્ તત્ત્વ છે મનુષ્યનું જીવન શરીર, અન્ત કરણ અને આત્માનુ બનેલુ છે ગીતા એ વિભાગોને છૂટા પાડે છે, અને એ સર્વમાં હમેશા હસ્તીમા રહેનારુ ને કદી નાશ ન પામનારુ કે કદી ન બદલાનારુ તત્ત્વ કયુ છે તે શોધવા મથે છે શરીર એ કંઈ નિત્ય, નિર્વિકાર જ્ઞાતા કે વિષયી નથી, કેમકે તે ક્ષણભગુર હોઈ નાશ પામે છે, તેમજ જન્મ જરા મરણ આદિ ફેરફારોને વશ છે [2] ઇન્દ્રિયો વડે પ્રાપ્ત થતા ભોગ બહુ ટૂંકો વખત ચાલે છે, અને તેમા સુખદુખ, ઠંડીગરમી વગેરે ફેરફારો થયા કરે છે [3] મન, બુદ્ધિ વગેરે — અર્થાત્ અન્ત કરણ — મા પણ નિરતર પરિવર્તન થાય છે આ બધા કોઈ જ્ઞાતાના જ્ઞેય અથવા વિષયીના વિષયો છે, આત્મા જેની મારફતે કામ કરે છે તે સાધનો છે તેમને સ્વતન્ત્ર અસ્તિત્વ નથી અતર્યામી, અંતરતમ એવો જે આત્મા છે, જે જ્ઞાતા છે, ને જેની હસ્તીને લીધે જ માણસને કોઈ પણ પદાર્થનું જ્ઞાન થઈ શકે છે, તે — ગીતાના શબ્દમા — "ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ સર્વના કરતાં મોટો છે"[4] માણસને થતા જ્ઞાનની પ્રક્રિયામા એકીકરણ કરનારુ જે તત્ત્વ છે તે આ આત્મા છે સુષુપ્તિની અવસ્થામા પણ તે આખો વખત મોજૂદ હોય છે એકીક ણની

આ ક્રિયા ઇન્દ્રિયો, અથવા બુદ્ધિ, અથવા તો એ સર્વના સમૂહ દ્વારા થાય છે, એમ ન કહી શકાય.[1] ક્ષેત્ર એટલે કે જ્ઞેય તત્ત્વ — જેમાં અંતઃકરણનો પણ સમાવેશ થાય છે — તે ક્ષેત્રજ્ઞ એટલે કે જ્ઞાતાને આધારે જ ટકી રહેલું છે; ને તે આધાર ન હોય તો તે ટકી ન શકે. જ્ઞાતાનો લોપ થાય તો જ્ઞેય વસ્તુ આપોઆપ લોપ પામે છે. પણ જ્ઞેય વસ્તુ અથવા વિષય લોપ પામે તોયે જ્ઞાતા એટલે કે વિષયીનો લોપ થતો નથી. ગીતા આ નિત્ય, અમર તત્ત્વનાં છટાદાર વર્ણનો આપે છે. તે દેહી — શરીરી — એટલે કે શરીરનો સ્વામી છે. "આ આત્મા કદી જન્મતો નથી કે મરતો નથી. તે હતો ને હવે પછી થવાનો છે એવું પણ નથી. તે અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાણો છે. શરીરનો વધ થાય તેથી કંઈ એ આત્માનો વધ થતો નથી."[2] "આ આત્માને શસ્ત્રો છેદતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી ભીંજવતું નથી, પવન સૂકવતો નથી. એ આત્માને છેદી શકાતો નથી, બાળી શકાતો નથી...... તે નિત્ય છે, સર્વવ્યાપી છે, અચળ છે, ને સનાતન છે."[3]

પરમાત્માના સ્વરૂપનું જે નિરૂપણ ગીતાએ કર્યું છે તે કંઈક ગૂંચવાડામાં નાખે એવું છે. "અવ્યય એટલે કે અક્ષય એવો પરમાત્મા અનાદિ ને નિર્ગુણ હોવાથી, શરીરમાં રહેતો છતાં, નથી કંઈ કરતો ને નથી કશાથી લેપાતો."[4] તેને કેવળ ઉપદ્રષ્ટા એટલે કે સાક્ષી માનેલો છે. આત્મા અકર્તા છે; તે કશું કરતો નથી. સૃષ્ટિક્રમનું આખું નાટક જ્ઞેય અથવા વિષયના વર્ગમાં આવે છે. બુદ્ધિ, મન અને ઇન્દ્રિયો એ બધાં જડ, અચેતન વિકારો મનાય છે; અને પ્રકૃતિ તેની સાથેના પુરુષના સંયોગને લીધે આ બધી લીલા વિસ્તારી શકે છે. જ્ઞાતા અથવા વિષયી એવો આત્મા આપણાં અંતરમાં શાન્તિથી ને સમભાવે બેઠો છે. તે બાહ્ય જગતની જાળમાં સપડાતો નથી; છતાં તે જગતનો આધાર, તેનું ઉત્પત્તિકારણ, ને તેનો અંતર્યામી સાક્ષી છે.

જગતના જીવોમાં જ્ઞાતા અથવા વિષયી, અને જ્ઞેય અથવા વિષય, એ બંને તત્ત્વનો સંયોગ થયેલો જોવામાં આવે છે.[5] જીવાત્મા તે પ્રકૃતિના ગુણોરૂપી ઉપાધિથી મર્યાદિત થયેલો આત્મા (ચિદાત્મા, પ્રત્યગાત્મા) છે. સંસારમાં પુરુષ અને પ્રકૃતિ, અથવા કહો કે ક્ષેત્રજ્ઞ અને ક્ષેત્ર, અથવા વિષયી અને વિષય, એ તત્ત્વોનો હંમેશાં સંયોગ થયેલો જોવામાં આવે છે.[6] માત્ર એ પ્રકૃતિ અથવા ક્ષેત્ર

અથવા વિષય તે નિત્ય ને પારમાર્થિક સત્ નથી. એ પ્રકૃતિ અથવા વિષયથી પર એવો આત્મા યા વિષયી, એ જ વિષય અથવા પ્રકૃતિનો મૂળ આધાર અર્થાત્ તેનું અધિષ્ઠાન છે. "કોઈ માણસ જ્યારે ભૂતોની નોખી નોખી હસ્તી એકમાં જ રહેલી જુએ છે, ને તે એકમાંથી જ બધો વિસ્તાર થયેલો જુએ છે, ત્યારે તે બ્રહ્મની સાથે તદ્રૂપ બની જાય છે."[1] વિષય અને વિષયી — અથવા જ્ઞેય અને જ્ઞાતા, કે દૃશ્ય અને દ્રષ્ટા — વચ્ચેનો ભેદ સમજાય છે, ને એ બે વિષે મનમાં રહેલો ગોટાળો દૂર થાય છે, ત્યારે માણસને એવું જ્ઞાન થાય છે કે જ્ઞાતા કે વિષયી એવો આત્મા તો સહુમાં એક જ છે. કૃષ્ણ જ્યારે અર્જુનને મરેલાને માટે શોક ન કરવાનો ઉપદેશ આપે છે, ત્યારે તેઓ કહે છે કે મૃત્યુ એ કંઈ વિનાશ નથી. દેહ ભલે બદલાતા રહે, પણ દેહી તો કદી નાશ પામતો નથી. મોક્ષ અથવા પૂર્ણત્વ પ્રાપ્ત થાય ત્યાં સુધી તેને નવા નવા દેહ ધારણ કરવાપણું રહે છે. નાશવંત દેહ ગમે તેટલી વાર ફરીફરીને નાશ પામે તોપણ એ દેહમાં રહેલો જીવ તો પોતાનું અસલી સ્વરૂપ જાળવી રાખે છે, અને નવો દેહ ધારણ કરે છે. આ શ્રદ્ધામાંથી પ્રોત્સાહન મેળવીને માણસે આત્મજ્ઞાન માટે પુરુષાર્થ કરવો રહ્યો છે. આપણો આત્મા નિત્ય, અજર, અમર છે એમ કહો; અથવા તે પૂર્ણ છે એમ કહો; બંને રીતે આપણે અવિનાશી છીએ એવી ખાતરી આપણને મળી રહે છે. આપણી હૃદયગુહામાં જે અનન્ત ને અવિનાશી એવું આત્મતત્ત્વ ગૂઢ રૂપે પડેલું છે તેણે, આ અનેક જન્મો દરમ્યાન, ક્રમે ક્રમે પોતાની પૂરી કળાએ પ્રગટ થવું રહ્યું છે. આપણો દેહ ભલે નાશ પામે, પણ આત્મા — એટલે કે શુદ્ધ, બુદ્ધ, મુક્ત, અસંસારી એવો દ્રષ્ટા — તો નિર્વિકાર જ રહે છે, એવું આત્માનું જે યથાર્થ સ્વરૂપ તે કૃષ્ણ સમજાવે છે; ઉપનિષદોમાં આત્મદર્શનનું જે નિરૂપણ છે તેનું સમર્થન કરે છે; અને એ રીતે અર્જુનના મનની વ્યાકુળતા શમાવે છે. તેઓ કહે છે: "આ આત્મા કદી જન્મતો નથી કે મરતો નથી. તે હતો ને હવે પછી થવાનો નથી એવું પણ નથી. તે અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાતન છતાં નવીન છે. શરીરનો વધ થાય તેથી કંઈ એ આત્માનો વધ થતો નથી."[2]

ઉપનિષદના વિચારને અનુસરીને ગીતા આત્મા ને બ્રહ્મ એ બે તત્ત્વને એક ને અભિન્ન માને છે. નાશવંત ઇન્દ્રિયો ને શરીરની પાછળ આત્મા રહેલો છે. જગતના નાશવંત પદાર્થોની પાછળ બ્રહ્મ રહેલું છે. આત્મા ને બ્રહ્મ

એકરૂપ હોઈ એક ને અભિન્ન છે. બ્રહ્મ ને આત્માના આ ઐક્યનો અનુભવ દરેક માણસે જાતે સાક્ષાત્કાર દ્વારા મેળવવાનો હોય છે. નિત્ય ને નિર્વિકાર એવા બ્રહ્મને અનિત્ય ને સવિકાર એવા જગતની ભાષામાં વર્ણવવાનો પ્રયત્ન મિથ્યા નીવડે છે. છતાં, અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર વડે જે બ્રહ્મનું દર્શન થાય છે તે બ્રહ્મ જગતનું આદિકારણ છે એમ સિદ્ધ કરવાનો સ્પષ્ટ પ્રયાસ ગીતામાં કરેલો નથી; જોકે ગર્ભિત રીતે તો એ વસ્તુ એમાં કહેલી છે જ. જગત જો અવ્યવસ્થિત ને અંધાધૂંધીવાળું ન રહેતાં તેનો એકધારો અનુભવ થતો હોય, તો તે પરથી એમ ફલિત થાય છે કે નિર્ગુણ, નિર્વિશેષ, નિરુપાધિક બ્રહ્મ જેવું કોઈ પરમ તત્ત્વ હસ્તીમાં હોવું જ જોઈએ. પણ અક્ષર બ્રહ્મ ને ક્ષર જગત એ બે એકબીજાથી સર્વથા ભિન્ન અર્થાત્ વિલક્ષણ કે વિજાતીય પદાર્થો હોઈ પરસ્પરવિરોધી છે, એવું માનવાની ભૂલ ન કરવાની કાળજી આપણે રાખવી ઘટે છે. એવી ભૂલ કરીએ, તો આપણાં મનમાં પરબ્રહ્મને વિષે ખોટો મત બંધાય. નશ્વર જગત ને અનશ્વર બ્રહ્મ વચ્ચેનો ભેદ સૌથી પહેલો આપણી નજરે ચડે છે. પણ એ ભેદ જો ખરો ને સદાકાળ ટકનારો હોય, તો અપરિમિત (અનવચ્છિન્ન) બ્રહ્મ તે પરિમિત (અવચ્છિન્ન) બની જાય; તેમાં એટલો અવચ્છેદ (મર્યાદા) આવી જાય, કેમકે જગત બ્રહ્મની બહાર રહ્યું તેને લીધે બ્રહ્મની સીમા અંકાઈ ગઈ. અપરિમિત બ્રહ્મ તે પરિમિત જગતના શરીરમાંથી બહાર ફેંકી દીધેલું કંઈક તત્ત્વ છે એમ માનવું એ ભૂલ છે. નિર્ગુણ, નિરાકાર બ્રહ્મ તે સગુણ, સાકાર જગતનું જ પારમાર્થિક રૂપ છે. તે સગુણ, સાકાર, પરિમિત જગતનું જ નિર્ગુણ, નિરાકાર, અપરિમિત રૂપ છે; પરિમિત જગતમાં જ અંતર્ગત એવું નિત્ય, શાશ્વત ને અપરિમિત વસ્તુતત્ત્વ છે; જગતની જોડાજોડ રહેલું કોઈ ભિન્ન તત્ત્વ નથી. પરિમિત જગતમાં રહેલા અપરિમિત બ્રહ્મ તરફ આપણે દુર્લક્ષ કરીએ, તો પરિમિત જગત અથવા સંસારની ઘટમાળ અનન્ત કાળ લગી ચાલ્યાં કરે, ને તેનો છેડો કે મુકામ કદી આવે જ નહીં. પણ એ સંસાર અનન્ત કાળ લગી ચાલે, એ હકીકત જ બતાવી આપે છે કે આ સાન્ત ને પરિમિત જગતના ગર્ભમાં — તેના અન્તસ્તલમાં — અનન્ત ને અપરિમિત એવું કંઈક તત્ત્વ રહેલું છે. પરિમિત જગત તે અપરિમિત બ્રહ્મના જ પરિમિત આવિર્ભાવ સિવાય બીજું કંઈ નથી. અક્ષર બ્રહ્મ ને ક્ષર જગત વચ્ચે ભેદ માનવો એ શિથિલ વિચારનું

એટલે કે જેમ રજ્જુ અને છીપ વગેરેના સ્વરૂપનું જ્ઞાન ન હોવાને લીધે તેમાં સર્પ અને ચાંદી વગેરેના સંયોગનો અધ્યારોપ કરવામાં આવે છે, તેવી જ રીતે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનાં વાસ્તવિક રૂપનું જ્ઞાન ન હોવાથી, તે ભિન્ન સ્વભાવવાળાં હોવા છતાં, તે એકબીજાના ધર્મોનો એકબીજાને વિષે અધ્યાસ થાય છે — એટલે કે એકના ગુણોનું બીજાને વિષે આરોપણ થાય છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો આ જે અધ્યાસરૂપ સંયોગ છે તે મિથ્યાજ્ઞાન છે. માણસને જ્યારે સમ્યગ્દર્શન થાય છે ત્યારે એ મિથ્યાજ્ઞાન નાશ પામે છે."[૧] આ સિદ્ધાન્ત ગીતામાંથી ગર્ભિત રીતે ગમે તેટલો ફલિત થતો હોય, પણ એ ગ્રન્થમાં સ્પષ્ટ રૂપે ક્યાયે જોવા મળતો નથી.

ઉપનિષદોમાં જે નિર્ગુણબ્રહ્મવાદ હતો તેનું રૂપાન્તર ગીતામાં સગુણ ઈશ્વરની ઉપાસના કે ભક્તિ રૂપે થયું છે; અને તેમાં પ્રેમ, શ્રદ્ધા, પ્રાર્થના ને પ્રપત્તિ એ સર્વને સ્થાન અપાયું છે. આપણને જ્યાં સુધી પરબ્રહ્મનું દર્શન ન થયું હોય, ને આપણે વ્યાવહારિક સત્તાવાળા જગતમાં રહીને લૌકિક દૃષ્ટિએ જ કામ કરતા હોઈએ, ત્યાં સુધી તો એ જગતનો ખુલાસો આપવાને પુરુષોત્તમરૂપી સગુણ ઈશ્વરને જ માનવો પડે. પરબ્રહ્મનું નિર્ગુણ નિરાકાર રૂપ માણસને માટે બધી રીતે પર્યાપ્ત થતું નથી. ઉપનિષદના નિર્ગુણ-બ્રહ્મવાદનો માણસના જીવનમાં ઉપયોગ કરી શકાય તે માટે તેમાં કંઈક ફેરફાર કરવા ગીતા આતુર છે. એટલે, ઈશ્વર પ્રવૃત્તિ કરે છે ને પ્રકૃતિના નાટકમાં ભાગ લે છે એવા વિચારને તે ટેકો આપે છે. માણસના જીવનની સર્વે ઝંખનાઓને સન્તોષે — જે કેવળ નિર્ગુણ કે કેવળ સગુણ નહીં, પણ એ બંનેથી પર હોય — એવો ઈશ્વર તે આપણને આપવાનો પ્રયત્ન કરે છે. ગીતાનો પરમ પુરુષ જગતનું આદિકારણ છે; તેનો કર્તા છે; ભૂતમાત્ર તેનામાં સમાઈ ગયેલાં છે; ને એ અખંડ શક્તિ વિશ્વને વ્યાપી વળેલી છે. તે સત્, નિત્ય, નિરવયવ, અવિક્રિય છે, એવા એના સ્વરૂપવર્ણનની સાથે સાથે તેનામાં નૈતિક ગુણોની પણ કલ્પના કરેલી છે.[૨] નિર્ગુણ અને સગુણની વચ્ચે ઉપલક દૃષ્ટિએ જોતાં જે ભેદ દેખાય છે તેને ખરેખરો ભેદ માનવાની ભૂલ ગીતા કરતી નથી. જે ભેદો માત્ર તાત્ત્વિક હોઈ વિચારના ક્ષેત્રમાં જ રહેલા છે પણ વાસ્તવિક નથી, તે સર્વ ભેદોને શમાવી તેમની વચ્ચે તે અવિરોધની સ્થાપના કરે છે. જે વિજય હાથમાં હોય તેમાં વિભાગ પાડવા,

ને પાછા એ વિભાગનુ એકીકરણ કરી, વિરોધનો પરિહાર કરી, સમન્વય સાધવો, એ કામ વિચારનુ છે. વિચારની ક્રિયા એ સિવાય બીજી રીતે ચાલી શકે જ નહીં આપણે જે ક્ષણે પરબ્રહ્મને વિષે વિચાર કરવા બેસીએ, તે ક્ષણે જ આપણે સાક્ષાત્કારથી દેખાયેલા સત્યને વિચારની ભાષામા ઉતારવુ પડે છે શુદ્ધ, કેવલ, નિરુપાધિક 'સત્' અસતમા ભળી ગયુ હોય છે, એટલે સત્ અને અસતના મિશ્રણનું બનેલું એકત્વ આપણા હાથમા રહી જાય છે આપણા વિચારની હસ્તી જેટલી સાચી, તેટલી આ એકત્વની હસ્તી પણ સાચી છે નિર્ગુણ નિષ્ક્રિય પરબ્રહ્મ તે વિશ્વને ઉત્પન્ન કરનાર ને ટકાવી રાખનાર ક્રિયાવાન સગુણ ઇશ્વરનુ રૂપ કેવી રીતે ધારણ કરે છે, એ બેશક ગીતા આપણને કહેતી નથી એ પ્રશ્ન બુદ્ધિ વડે ઉકલી ન શકે એવો મનાય છે આપણે જ્યારે અપરોક્ષ દર્શન યા સાક્ષાત્કારની કક્ષાએ ચડીએ ત્યારે જ એ ગૂઢતાનો પાર પામી શકીએ છીએ નિર્ગુણ બ્રહ્મનુ સગુણ ઇશ્વરમા રૂપાન્તર એ માયા અથવા ગૂઢતા છે બ્રહ્મમાથી પરિણામ અર્થાત્ રૂપાન્તર પામેલુ જગત બ્રહ્મના જેટલી પારમાર્થિક સત્તા ધરાવતુ નથી, એ અર્થમા પણ એ માયા છે

પરબ્રહ્મના જગત સાથેના સમ્બન્ધનુ તર્ક દ્વારા આકલન કરવાનો પ્રયત્ન કરીએ, તો આપણે પરબ્રહ્મમા કઈક શક્તિનું આરોપણ કરીએ છીએ નિષ્ક્રિય, નિર્ગુણ પરબ્રહ્મ, જેનો કોઈ પણ વિષય અથવા જ્ઞેય પદાર્થ સાથે કશો સમ્બન્ધ નથી, તેને તર્ક ક્રિયાવાન, સગુણ ઇશ્વરનુ રૂપ આપે છે પ્રકૃતિ એ ઇશ્વરની શક્તિ છે આપણે 'ક્ષીરસમુદ્રમા પોઢેલા નારાયણને'— નિત્ય આત્માને — નિત્યત્વના આભાસવાળા અનાત્માની સામે ઊભેલો જોઈએ છીએ આ અના મતત્ત્વને પણ પ્રકૃતિ અથવા કુદરત કહે છે, કેમકે તે જગતને ઉત્પન્ન કરે છે તે મિથ્યાજ્ઞાનનું કારણ છે, કેમકે તે પરબ્રહ્મના યથાર્થ સ્વરૂપ પર આવરણ નાખી મનુષ્યની દૃષ્ટિને તેનું દર્શન થવા દેતી નથી જગત એ પુરુષોત્તમની અદર જ ઓતપ્રોત છે છેક પુરુષોત્તમથી માડીને વિશ્વના સર્વ પદાર્થોમા સત્ અને અસતનું દ્વૈત ભરેલુ છે પરબ્રહ્મમા અવિદ્યાનો પ્રવેશ થાય છે, એટલે એ એક અને અદ્વય એવા પરબ્રહ્મને સૃષ્ટિના સર્જનની ક્રિયામા પોતાનુ આન્તર રૂપ પ્રગટ કરવાની ફરજ પડે છે 'ક્રિયા કરવાની સનાતન

સ્ફુરણા' પુરુષોત્તમના હૃદયમાં રહેલી છે. એક ને અદ્વય એવા પરબ્રહ્મના ગર્ભમાં જ જગતનો આખો પ્રવાહ પડેલો હોય છે; ને તેના સનાતન વર્તમાનકાળમાં જગતના ભૂત, વર્તમાન ને ભવિષ્યકાળ સમાઈ ગયેલા હોય છે. કૃષ્ણ અર્જુનને પોતાના વિરાટ વિશ્વરૂપનું દર્શન કરાવે છે.[1] એ વિરાટ રૂપના તેજોરાશિના પ્રકાશમાં અર્જુન અગણિત પદાર્થો જુએ છે કૃષ્ણનું વિરાટ રૂપ જગતની મર્યાદાને ભેદી, દ્યાવાપૃથિવીને તથા સર્વ દિશાઓને વ્યાપી વળે છે. અનેક ભુવનો (જગતો) એના શરીરમાં નદીઓની પેઠે વહે છે. દ્વૈધીભાવ એ પ્રવૃત્તિનું મુખ્ય પ્રેરક કારણ છે. ઈશ્વરમાં પણ બ્રહ્મની સાથે માયાનું મિશ્રણ થયેલું છે; પણ ઈશ્વર એ માયાને વશ રાખે છે. ઈશ્વર પોતાની ક્રિયાત્મક પ્રકૃતિનો આશ્રય લઈ અને જીવોને ઉત્પન્ન કરે છે; ને એ જીવો પોતપોતાની પ્રકૃતિ અનુસાર ઠરેલી ધરેડમાં રહીને પુરુષાર્થ કરે છે. પરમાત્મા આ નશ્વર જગતમાં પોતાની ત્રિગુણાત્મિકા પ્રકૃતિ કે માયાનો પ્રયોગ કરીને આ બધુ કરે છે; તેની સાથેસાથે તેનામાં એક બીજી બાજુ છે, તેને આ બધી પ્રવૃત્તિ જરા પણ સ્પર્શી કરી શકતી નથી. તે નિર્ગુણ પરબ્રહ્મ તેમજ જગતમાં વ્યાપી રહેલો સગુણ ઈશ્વર — ભૂતમાત્રનો અન્તરાત્મા — બને છે. તે સર્વનું ઉત્પત્તિકારણ હોવા છતાં તેનું ઉત્પત્તિકારણ કોઈ નથી; તે સર્વને પ્રેરનારો છતાં તેને પ્રેરનારુ કોઈ નથી. પરબ્રહ્મને વિષે ગીતા કહે છે: "તે ભૂતોની બહાર છે અને અંદર પણ છે. તે ગતિમાન છે અને સ્થિર પણ છે. તે સૂક્ષ્મ હોવાથી જાણી ન શકાય એવું છે. તે દૂર છે અને નજીક પણ છે. તે અવિભક્ત અર્થાત્ અખંડ હોવા છતાં, જાણે સર્વ ભૂતોમાં વહેંચાઈને રહ્યું હોય એવું છે. એ જ્ઞેય — અર્થાત્ પરબ્રહ્મ — ભૂતમાત્રનું પાલક, સંહારક ને સર્જક છે. તે જ્યોતિઓનું પણ જ્યોતિ છે; અને અંધકારથી પર હોઈ અંધકાર તેને સ્પર્શી કરી શકતો નથી; એમ પણ કહેલું છે. જ્ઞાન તે જ છે; જ્ઞેય તે જ છે; જેને જ્ઞાનથી પામી શકાય છે તે પણ તે જ છે; અને તે સહુનાં હૃદયમાં વાસ કરે છે."[2]

પરમાત્માને બે પ્રકૃતિ છે એમ કહેવાય છે — પરા અને અપરા. પરા પ્રકૃતિ તે જીવ; અને અપરા પ્રકૃતિ તે વિશ્વના જડ પદાર્થો. પ્રાકૃતિક અર્થાત્ કાર્યકારણના નિયમને આધારે ચાલતી સૃષ્ટિમાં અપરા પ્રકૃતિ કાર્યો ને પરિ-

વર્તનો ઉત્પન્ન કરે છે. પરા પ્રકૃતિ આધ્યાત્મિક સૃષ્ટિમાં પુરુષો અથવા સચેતન જીવોને ઉત્પન્ન કરે છે. એ બંને એક જ પરમાત્માની શક્તિઓ છે. મધ્વે તેમના ગીતાભાષ્યમાં નારદપુરાણના કેટલાક શ્લોક ટાંક્યા છે તેનો અર્થ આ પ્રમાણે છે: "ઈશ્વરની બે પ્રકૃતિ છે — જડ અને અજડ. જડ તે અવ્યક્ત પ્રકૃતિ; અને અજડ તે શ્રી અથવા લક્ષ્મી, જે પેલી જડ પ્રકૃતિને ટકાવી રાખે છે. તે નારાયણની પત્ની છે. એ બે પ્રકૃતિ વડે હરિ આખા જગતને ઉત્પન્ન કરે છે."[1] એકરૂપ ને અવ્યક્ત એવી મૂલપ્રકૃતિમાંથી પુરુષના સંયોગને લીધે વિવિધતાવાળી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, એવો જે સાંખ્ય સિદ્ધાન્ત છે તેને ગીતા સ્વીકારે છે. માત્ર પ્રકૃતિને પ્રવૃત્તિમાં પ્રેરનારો જે પુરુષનો સંયોગ તે ખરેખરો સયોગ હોવો જોઈએ. એટલે એમ કહેવું વધારે સાચું છે કે પ્રવૃત્તિમાત્ર પુરુષ અને પ્રકૃતિના સંયુક્ત પ્રયત્નને લીધે થાય છે. છતાં આન્તર જગતમાં સચેતન પુરુષનું, અને બાહ્ય પ્રાકૃતિક જગતમાં અચેતન પ્રકૃતિનું, પ્રાધાન્ય દેખાઈ આવે છે. પુરુષ અથવા જીવ અને પ્રકૃતિ એ બંને એક જ પરમાત્માની બે પ્રકૃતિઓ છે. તેઓ જગતનું ઉપાદાનકારણ છે.[2] તેથી જ પરમાત્માને જગતનો આધાર તેમજ વસ્તુમાત્રને પ્રકાશિત કરનાર આત્મચૈતન્યજ્યોતિ કહેલો છે. ઈશ્વરનું એક જ સ્વરૂપ એક કક્ષાએ અચેતન પ્રકૃતિરૂપે ને બીજી કક્ષાએ સચેતન પુરુષરૂપે કેવી રીતે પ્રગટ થાય છે; ને એક જ મૂલસ્થાનમાંથી ઉદ્ભવેલાં આ બે તત્ત્વો જગતની યાત્રા દરમ્યાન એકબીજાનાં વિરોધી કેમ ભાસે છે; એનો ખુલાસો ગીતાકારે આપેલો નથી.[3]

પરમાત્મા પુરુષ અને પ્રકૃતિમાં રહેતો છતાં એ બંનેથી પર છે. અનન્ત દિક્કાલમાં રહેલું અમર્યાદ વિશ્વ પરમાત્મામાં સમાયેલુ છે ને તેને આધારે ટકે છે; પરમાત્મા વિશ્વમાં સમાઈ ગયેલો નથી કે તેને આધારે ટકતો નથી. પરમાત્માના આવિર્ભાવો ભલે બદલાય, પણ તેનામાં એવું એક તત્ત્વ છે જે નિત્સ, નિર્વિકાર છે ને સદા એકરૂપ રહે છે. દશ્ય જગતના પરિવર્તનોની પાછળ રહેલુ તે શાશ્વત અધિષ્ઠાન—સત્ છે. વિવિધ રૂપરંગવાળુ જગત પરમાત્માના સ્વરૂપમાં ફેરફાર પેદા કરી શકતું નથી[4] "સર્વત્ર ફેલાનારો મહાન વાયુ જેમ આકાશમાં રહે છે, તે જ પ્રમાણે સર્વ ભૂતો મારામાં રહેલાં છે."[5] છતાં વાયુ ન હોય તો પણ આકાશ તે તો આકાશ

રહે જ છે પરમેશ્વર એની સૃષ્ટિના ગુણોથી લેપાતો નથી સૃષ્ટિ એ પરમેશ્વરના સ્વરૂપનો એક આવિર્ભાવ છે પણ તેનાથી પરમેશ્વરના પૂર્ણત્વમા જરા પણ ઊણપ આવતી નથી છતા જગતના જે દેશ કાળ કાર્યકારણાદિ ઉપાધિભેદ છે તેનાથી વ્યતિરિક્ત એવા નિર્ગુણ નિરુપાધિક પરબ્રહ્મને આપણે જાણી શકતા નથી સગુણ બ્રહ્મમાથી જો સર્વ ગુણો કે ઉપાધિરૂપી વેષ્ટનો — એટલે કે જ્ઞાનમાં ને જીવનમા પ્રગતિરૂપ ગણાય છે એવી સર્વ વસ્તુઓ — કાઢી નાખવામા આવે, તો બાકી જે નિર્ગુણ નિરુપાધિક બ્રહ્મ રહે તેને આપણે બુદ્ધિ કે મન વડે જાણી ન શકીએ વળી એ પણ સાચુ છે કે આપણે જો સસારમા અટવાઈ જઈએ, તો પરમ સત્ય આપણી નજર આગળથી સતાઈ જાય જ્ઞેય વિષયોના સબન્ધથી સ્વતન્ત્ર એવા નિર્વિષય ચૈતન્યનું સ્વરૂપ કેવુ છે, અને ઈશ્વર જગતમા ફેરફારો કરે છે છતા તે બધામાં તે પોતે અલિપ્ત ને નિર્વિકાર કેવી રીતે રહી શકે છે, એ આપણે જાણવુ જરૂરનુ છે વિષયો સાથેનો સબન્ધ બાદ કરીને વિષયીનો —આત્માનો વિચાર કરવો અશક્ય થઈ પડે છે, એટલા જ માટે આપણે એમ ન માનવુ જોઈએ કે એ આત્માનુ કેવળ, નિરુપાધિક, નિર્વિષય રૂપ હસ્તી ધરાવતું નથી પરમાત્માના આવિર્ભાવરૂપ જે જગત તે જ પરમાત્મા છે એમ માનવાની ભૂલ જો આપણે કરીએ, તો ગીતાના સિદ્ધાન્તનો અર્થ એવો થાય કે જગતના વિસ્તાર જેટલુ જ પરમાત્માનુ રૂપ છે, ને પરમાત્મા જગતમા જ પૂરેપૂરો સમાઈ ગયેલો છે પણ ગીતાકાર એવા વિચારોનો સ્પષ્ટપણે અસ્વીકાર કરે છે તેમણે તો કહ્યુ છે કે આખુ જગત ઈશ્વરના એક અંશને આધારે ટકી રહેલું છે [1] દસમા અધ્યાયમાં કૃષ્ણ કહે છે કે એમની દિવ્ય વિભૂતિઓનો પાર નથી, ને એમાથી અમુક ભાગનું જ વર્ણન એમણે અર્જુન આગળ કર્યું છે પરબ્રહ્મની નિષ્ક્રિયતા ને ઈશ્વરની પ્રવૃત્તિ બનેનો સમાવેશ પુરુષોત્તમની કલ્પનામાં કરી લીધેલો છે

વિશ્વમાં ચાલતા મનુષ્યના આન્તર વ્યાપારો તથા બાહ્ય સૃષ્ટિના દેખાવોથી અલિપ્ત એવુ જે અવ્યય, નિર્વિકાર સ્વરૂપસત્તાવાન બ્રહ્મ, તેના કરતાં સગુણ સવિશેષ પુરુષોત્તમ, ઉપાસના કે ભક્તિની દૃષ્ટિએ, ચડિયાતી કોટિનો ગણાય પુરુષોત્તમ વિશ્વનો પક્ષપાતરહિત શાસક છે, ને વિપત્તિમાં પડેલાને સહાયતા કરવા સદા તત્પર હોય છે, એમ માનવામાં આવે છે તે કેટલીક વાર માણસોને

સજા કરે છે એટલા માટે એને અન્યાયી કે દયાહીન ન કહી શકાય શ્રીધરે એક શ્લોક ટાંક્યો છે, તેનો અર્થ આ પ્રમાણે છે "જેમ મા બાળકને લાડ લડાવે કે મારે તોપણ તે બાળક પ્રત્યે દયાહીન નથી હોતી, તે જ પ્રમાણે ગુણદોષનો ન્યાય કરનાર મહેશ્વર પણ દયાહીન નથી હોતો "[1] નિર્ગુણ, અપૌરુષેય પરબ્રહ્મને ઉપાસનાની સગવડને ખાતર પુરુષોત્તમરૂપે કલ્પવામા આવેલુ છે પુરુષોત્તમની કલ્પના મનુષ્યના નિર્મળ હૃદયે પોતાને જાણીબૂજીને છેતરવા માટે સ્વીકારેલી નથી તર્કનો શુષ્ક પ્રકાશ આપણને અપૌરુષેય, નિર્ગુણ, નિરુપાધિક પરબ્રહ્મ બતાવે છે, પણ આત્મદર્શન યા સાક્ષાત્કારમા જે પરબ્રહ્મનુ દર્શન થાય છે તે સગુણ તેમજ નિર્ગુણ બને છે પરબ્રહ્મનાં સગુણ અને નિર્ગુણ રૂપ વચ્ચેના વિરોધનો પરિહાર કરી એકવાક્યતા સાધવાનો સિદ્ધાન્ત ઉપનિષદમા આપેલો છે ઈશોપનિષદ કહે છે કે બ્રહ્મ ચર — ગતિમાન — છે તેમજ અચર — સ્થિર — પણ છે એ બેમાથી એક જ રૂપની પાછળ મણ્યા રહેવાથી માણસ વિદ્યાના અથવા અવિદ્યાના અંધકારમા સપડાય છે અવિનાશી આત્મા, અને નિરંતર બદલાતુ દૃશ્ય જગત, એ બેનો સમન્વય સાધવાનો પ્રયત્ન ગીતા કરે છે પરમાત્મતત્ત્વ ક્રિયાશક્તિવાળુ હોય ત્યારે તે પુરુષોત્તમ કહેવાય, તે જ જ્યારે સનાતન શાન્તિ ને નિષ્ક્રિયતાની અવસ્થામાં હોય ત્યારે બ્રહ્મ કહેવાય શંકરાનંદ ગીતા પરની તેમની ટીકામાં એક શ્લોક ટાંકે છે, તેનો અર્થ આ પ્રમાણે છે "વાસુદેવના બે રૂપ છે — એક વ્યક્ત, ને બીજુ અવ્યક્ત અવ્યક્ત રૂપ તે બ્રહ્મ વ્યક્ત રૂપ તે ચર અને અચર પદાર્થોનુ બનેલુ આ આખુ જગત "[2] પરમાત્માના બે રૂપ છે — એક વ્યક્ત, ને બીજુ અવ્યક્ત પ્રકૃતિ પરમાત્માની શક્તિ છે, ને જીવ પરમાત્માનો અંશ છે,[3] એમ કહેવામા આવે છે, ત્યારે તેના વ્યક્ત રૂપ પર ભાર દેવામા આવે છે "જે કોઈ સત્ત્વ તેજસ્વી, સુન્દર ને બળવાન છે તે મારા તેજના અંશમાથી ઉત્પન્ન થયેલુ જાણ,"[4] એમ કૃષ્ણ કહે છે, ત્યા પણ એ વ્યક્ત રૂપ ઉપર જ ભાર દેવામા આવ્યો છે કૃષ્ણ જ્યારે આપણને તેમના ભક્ત થવાનું કહે છે, તેઓ જ્યારે અર્જુનને વિશ્વરૂપનું દર્શન કરાવે છે, તથા જ્યારે જ્યારે તેઓ પ્રથમ પુરુષ સર્વનામનો પ્રયોગ કરે છે, ત્યારે ત્યારે આપણે પરમાત્માના વ્યક્ત રૂપનો ઉલ્લેખ થયેલો જોઈએ છીએ[5] પરમાત્માનું આ અંગ સૃષ્ટિનું સર્જન કરવાના કામમા રોકાયેલું છે, ત્યાં તે કાળના ઘટનાચક્રમા

ને સંસારના જલતરંગોમા ગરકાવ થઈ જાય છે એ બધાની પાર એક બીજી અવસ્થા છે, તે શાન્ત ને નિર્વિકાર છે, ને એના કરતા પર કે ઊચી એવી એકે સ્થિતિ નથી આ બે અગો મળીને પુરુષોત્તમ બને છે તત્ત્વવિચારની દૃષ્ટિએ જોતા સગુણ ઈશ્વર એ જ ઊચામા ઊચુ સત્ય છે એમ સિદ્ધ કરવા આપણે મથીએ, તો મુશ્કેલીમાં આવી પડીએ ભગવાન કહે છે "જેને જાણનાર અમૃત એટલે કે મોક્ષ મેળવે છે તે તને કહું તે અનાદિ પરબ્રહ્મ છે તેને સત્ પણ ન કહેવાય, ને અસત્ પણ ન કહી શકાય"[1] ગીતાકાર આપણને ઘણીવાર યાદ દેવડાવે છે કે પરમાત્માનું વ્યક્ત રૂપ તે પરમાત્માએ પોતે યોગમાયા વડે ઉત્પન્ન કરેલું છે[2] "મારા પરમ, અવ્યય ને ઉત્તમોત્તમ રૂપને ન જાણનાર અબુધ લોકો મને અવ્યક્તને વ્યક્ત બનેલો માને છે"[3] પૃથક્કરણ કરતાં કરતા છેક છેવટ સુધી જઈએ, તો એમ જણાય છે કે પરબ્રહ્મ પુરુષોત્તમનુ રૂપ ધારણ કરે એથી એના સત્ તત્ત્વમાં કઈક ઘટાડો થાય છે એટલે, ગીતાના મત અનુસાર સગુણ ઈશ્વર કરતા નિર્ગુણ બ્રહ્મમા સત્ તત્ત્વનુ પ્રમાણ ઓછુ છે, એવી દલીલ કરવી ખોટી છે માત્ર એટલુ ખરુ કે સગુણ ઈશ્વરની કલ્પનાને ગીતા ઉપાસના કે ભક્તિને માટે વધારે ઉપયોગી માને છે

ગીતાના સૃષ્ટિવિજ્ઞાન પર આવતા પહેલાં, આપણે પુરુષોત્તમ અને કૃષ્ણ એ બે કલ્પનાઓ વચ્ચેના સબન્ધનો વિચાર કરીએ એમા જ અવતારના પ્રશ્નની ચર્ચા પણ આવી જાય છે

કૃષ્ણ તે સાક્ષાત્ પુરુષોત્તમ પોતે જ છે કે પુરુષોત્તમનો અશાવતાર છે, એ પ્રશ્ન પરત્વે જુદા જુદા મત ચાલે છે ગીતામાં અવતારવાદનો ઉલ્લેખ કરેલો છે "હું અજન્મા છુ મારુ આત્મસ્વરૂપ કદી વિકાર પામતું નથી હું ભૂતમાત્રનો ઈશ્વર છુ છતા મારી પ્રકૃતિમા અધિષ્ઠિત થઈને હું મારી માયા વડે જન્મ ધારણ કરુ છુ"[4] અવતારો એ સામાન્ય રીતે પરમાત્માના એકાદ અંશના આવિષ્કાર હોઈ અશાવતાર ગણાય છે પણ ભાગવત કૃષ્ણને એમા અપવાદરૂપ લેખે છે, ને તેમને પૂર્ણાવતાર ગણે છે *कृष्णस्तु भगवान् स्वयम्* એમનુ જે રૂપ વર્ણવવામા આવ્યુ છે તે એમના સર્વગ્રાહીપણાનુ દ્યોતક છે એમના માથા પરના મોરપીંછ તે માણસની આખને દેખાતા ને આંજી નાખતા વિવિધ રગો છે એમના શરીરનો નીલ રગ (શ્યામસુન્દર)

તે આકાશનો રંગ છે. તેઓ જે વનફૂલની માળા પહેરે છે તે સૂર્યમંડળો ને તારકમંડળોની ભવ્ય રચનાનું પ્રતિબિંબ પાડે છે. તેઓ જે મુરલી વગાડે છે તેના દ્વારા તેઓ પોતાનો સંદેશો જગતને સંભળાવે છે. તેઓ જે પીતાંબર પરિધાન કરે છે તે આકાશમાં સર્વત્ર વ્યાપી રહેલું તેજોમંડળ છે. તેમના વક્ષઃસ્થળ પર જે પદલાંછન છે તે ભક્તની ભક્તિનું પ્રતીક છે, ને એ ચિહ્ન તેમણે માણસ પ્રત્યેના પ્રેમને લીધે ગર્વપૂર્વક ટકાવી રાખ્યું છે. તેઓ ભક્તના હૃદયમાં ઊભેલા છે; અને માણસ ઉપરની તેમની કૃપા-એટલી બધી છે કે એ કૃપાનાં નિદર્શક તેમનાં ચરણ એક ઉપર એક રાખેલાં છે, જેથી તેની પૂરેપૂરી અસર પડવા પામે. શંકર અને આનન્દગિરિ કૃષ્ણને પરમાત્માના કેવળ અંશાવતાર જ ગણે છે.[૧] ગીતાકારને મતે કૃષ્ણ પુરુષોત્તમ છે. કૃષ્ણ કહે છે: "ભૂતમાત્રનો મહેશ્વર એવું જે મારું પરમ સ્વરૂપ છે તે ન જાણનારા મૂઢ લોકો મને માનવદેહધારી સમજી મારી અવજ્ઞા કરે છે."[૨]

અવતારવાદ માણસજાતને નવો આધ્યાત્મિક સંદેશો આપે છે. અવતારો તે લડાયક દેવો છે; ને તેઓ પાપ અને દુરાચાર, મૃત્યુ અને વિનાશની સામે ઝુંબેશ ચલાવે છે. ગીતામાં ભગવાન કહે છે: "જ્યારે જ્યારે ધર્મ મદ પડે છે, ને અધર્મ જોર કરે છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. સાધુઓની રક્ષાને અર્થે અને દુષ્ટોના નાશને અર્થે તથા ધર્મનો પુનરુદ્ધાર કરવાને સારુ યુગે યુગે હું જન્મ લઉં છું."[૩] આધ્યાત્મિક જગતનો જે નિયમ છે તે અહીં છટાદાર ભાષામાં વર્ણવેલો છે. ઈશ્વરને જો મનુષ્યોનો ત્રાતા માનવામાં આવે, તો અધર્મનાં બળો જ્યારે જ્યારે ધર્મનો — માનવ-જાતિના આદર્શોનો — નાશ કરશે એવો ભય ઊભો થાય ત્યારે ત્યારે તેણે જગતમાં પ્રગટ થવું જ રહ્યું. હિંદુ દેવકથાઓમાં કહેલું છે કે જગતમાં જ્યારે જ્યારે દુરાચાર ને દુષ્ટતાનાં બળો — એકાદ રાવણ કે કંસ — ચડી વાગે, ત્યારે ત્યારે જગતની નૈતિક વ્યવસ્થાના પ્રતિનિધિઓ — ઇન્દ્રિ, બ્રહ્મા વગેરે — પાપ ને અનાચારથી ભારે મરી રહેલી પૃથ્વીને આગળ કરી વૈકુંઠમાં વિષ્ણુની પાસે જાય છે, ને પૃથ્વીને આ ત્રાસમાંથી છોડવનાર કોઈ ત્રાતાની માગણી કરે છે. પણ એ પરિત્રાણનું કામ તો નિરંતર ચાલ્યાં કરે છે; અમુક અમુક પ્રસંગે તે તીવ્ર રૂપ ધારણ કરે છે એટલું જ. ઈશ્વરનો આવિર્ભાવ તો

જગતમાં સદાકાળ થયાં જ કરે છે, માત્ર જ્યારે જગતની વ્યવસ્થામાં પાપનું પલ્લું નમી જાય છે ને અધર્મનો સુમાર રહેતો નથી ત્યારે તે આવિર્ભાવ ઉગ્ર રૂપમાં થવા પામે છે અવતાર એ માણસનું રૂપ ધારણ કરીને ઊતરી આવેલો ઈશ્વર છે, ઊર્ધ્વગતિ કરીને ઈશ્વરપદે પહોંચેલો માણસ નથી આમ તો દરેક ચેતનાવાન જીવ ઈશ્વરનો એવો અવતાર છે, પણ તે ઈશ્વરનો કેવળ ગૂઢ, આચ્છાદિત આવિર્ભાવ છે ઈશ્વરનું સજ્ઞાન રૂપ, અને તેનું અજ્ઞાનના આવરણથી ઢંકાયેલું રૂપ એ બેની વચ્ચે ફરક છે માણસ જો જગતની માયાને તરી જાય ને પોતાની અપૂર્ણતાની મર્યાદા ઓળંગીને પાર ચાલ્યો જાય તો તે લગભગ અવતાર જેવો છે જગતનો સર્જક પુરુષોત્તમ તેના સરજેલા જીવોથી ભિન્ન નથી એ બે એકબીજાથી અળગા રહેતા નથી પુરુષોત્તમ પોતાની યોજના પાર પાડવાને નિરંતર જગતમાં પ્રવૃત્તિ ચલાવે છે માણસ પોતાના હૃદયમાં જે તત્ત્વ ગૂઢ રૂપે પડેલું છે તેને બહાર પ્રગટ કરે છે ત્યારે તેની ચેતના સોળે કળાએ દીપી ઊઠે છે પછી ભલે આપણે એમ કહીએ કે ઈશ્વર માનવદેહ ધારણ કરી પોતાના સ્વરૂપને મર્યાદિત બનાવે છે, અથવા જોઈએ તો એમ પણ કહી શકાય કે માણસ પોતાના સ્વભાવ અનુસાર કર્મ કરતો કરતો ઈશ્વરપદ સુધી પહોંચે છે એ વાત બેમાંથી ગમે તે રીતે કહો, તેથી કશો ફરક પડતો નથી છતાં અવતારનો સામાન્ય અર્થ એ થાય છે કે પૃથ્વી પર કંઈક કાર્ય પાર પાડવાને ઈશ્વિર પોતાના રૂપને મર્યાદિત બનાવે છે, અને એ મર્યાદિત રૂપમાં પણ તેને પૂર્ણ જ્ઞાન હોય છે

તત્ત્વચિન્તન તરફ વળેલી બુદ્ધિ અવતારોનો — અર્થાત્ પૂર્ણત્વના આદર્શોનો — સબંધ જગતની પ્રગતિ સાથે બેસાડવાનો પ્રયાસ કરે છે જે ઊંચી કોટિના આત્માઓએ જગતની પ્રગતિમાં વિશિષ્ટ સ્થાન ધરાવનાર અમુક અમુક યુગોનું પ્રતિબિંબ પોતાના જીવનમાં પાડ્યું તેઓ ખાસ અર્થમાં ઈશ્વરના મૂર્તિમંત રૂપ બની ગયા એ પુરુષોએ પોતાના કુદરતી સ્વભાવ પર કાબૂ મેળવ્યો અને અંતર્યામી ઈશ્વરને પોતાના બાહ્ય જીવનમાં પ્રગટ કરી બતાવ્યો આવા પુરુષોના દૃષ્ટાન્તો પ્રગતિને માટે મથામણ કરી રહેલા માણસોને માટે વધારે અસરકારક છે તેમના દાખલા જોઈને માણસોના મનમાં હિંમત આવે છે, ને તેઓ એ મહાપુરુષોના જેવી ઊંચી કક્ષાએ પહોંચવાનો પ્રયત્ન કરે છે એ મહાપુરુષો તે સાચા કે ખોટા છે, ને સાધક જીવ પોતાના જીવનને

એ સાચામા ઢાળવાનો પ્રયત્ન કરે છે, જેથી તે આત્મવિકાસ સાધીને ઈશ્વિર તરફ આગળ વધી શકે ઈસુ કે બુદ્ધ જેવા કોઈ એક પુરુષે જે સિદ્ધિ મેળવી હોય, તે બીજા માણસો પણ ધારે તો પ્રયત્ન કરીને મેળવી શકે છે પૃથ્વીને પુણ્યભૂમિ બનાવવા માટેનો અથવા પરમાત્માના પરમ પદ સુધી પહોચવાનો પુરુષાર્થ, ભૂતળ પર થયેલા જીવનવિકાસ દરમ્યાન, અનેક અવસ્થાઓમાથી પસાર થયો છે વિષ્ણુના દસ અવતારો તેના મુખ્ય પગલાં બતાવે છે મનુષ્યેતર જીવનમા થયેલો વિકાસ મત્સ્ય, કૂર્મ ને વરાહ અવતારમા ભાર દઈને બતાવ્યો છે તે પછી નૃસિંહાવતારમા મનુષ્યેતર જીવન અને મનુષ્યજીવન વચ્ચેનુ સક્રમણ બતાવ્યુ છે વામનાવતારમા એ વિકાસ હજુ પૂરેપૂરો થઈ રહ્યો નથી મનુષ્યની પ્રથમ અવસ્થા તે નિર્દય, હિંસક, અસસ્કારી પરશુરામની છે, તે બાકીની માનવજાતિનો સહાર કરે છે તે પછી દૈવી સપત્તિવાળો ને ધર્મપરાયણ રામાવતાર આવે છે, તે ગૃહજીવન અને તેના સ્નેહસમ્બન્ધોને કેમ શોભાવાય તે બતાવે છે કૃષ્ણ આપણને સસારના સગ્રામમા સામેલ થવાનો ઉપદેશ આપે છે, તે પછી બુદ્ધ આવે છે, તે જીવમાત્ર પ્રત્યેની અનુકપાથી પ્રેરાઈ ને માનવજાતિના ઉદ્ધારને માટે કામ કરે છે છેવટે હજુ એક અવતાર લડાયક દેવ (કલ્કિ) રૂપે થવાનો છે તે અવતાર હાથમા તલવાર લઈને દુરાચાર અને અન્યાય સામે લડશે, એમ મનાય છે માનવજાતિની પ્રગતિમાં જ્યારે જ્યારે મોટી કટોકટીની ઘડીઓ આવી છે ત્યારે ત્યારે ઈશ્વિરના અવતારો પૃથ્વી પર પ્રગટ થયા છે

## ૬. જગત્પ્રપંચ

ગીતામા માયાવાદનુ ચોક્કસ સ્થાન શુ છે તે જાણવુ હોય, તો 'માયા' શબ્દ ક્યા જુદા જુદા અર્થમા વપરાયો છે, ને એ સર્વ અર્થો પરત્વે ગીતા ચોક્કસ શુ કહેવા માગે છે, તે સમજવાની જરૂર છે (૧) પરમાત્મા જો જગતની ઘટનાઓથી જરા પણ લેપાતો ન હોય, તો એ ઘટનાઓ કેવી રીતે ને કેમ ઉદ્ભવે છે એ એક અકળ ને ગૂઢ વસ્તુ થઈ પડે છે ગીતાકારના વિચારોમાં આ અર્થ ગર્ભિતપણે ભને ગમે તેટલો રહેલો હોય, પણ તેઓ 'માયા' શબ્દ આ અર્થમાં વાપરતા નથી અનાદિ ને જેનાં અસત્ એવી, અને જગતરૂપી ગન્ધર્વનગર ઉત્પન્ન કરનારી, અવિદ્યાની કલ્પના ગીતાકારના મનમા પ્રવેશ

કરતી નથી (૨) સગુણ ઈશ્વરના સ્વરૂપમાં સત્ અને અસત્‌નો, અમૃત અને મૃત્યુનો — બ્રહ્મની કૂટસ્થ સત્તા ને જગતના વિકારોનો — સયોગ થયેલો છે[૧] ઈશ્વર જે શક્તિ વડે અનેક વિકારો પામનારી સૃષ્ટિ નિર્માણ કરી શકે છે તે શક્તિનું નામ માયા છે તે ઈશ્વરની શક્તિ — અથવા કહો કે આત્મવિભૂતિ — છે, ને તેના વડે ઈશ્વર આ જગતમા અવતાર લે છે આ અર્થમાં ઈશ્વર અને માયા એકબીજા પર આધાર રાખે છે, ને બન્ને અનાદિ છે.[૨] પરમાત્માની આ શક્તિને ગીતામા માયા કહેલી છે[૩] (૩) ઈશ્વર પોતાના સ્વરૂપના બે અશો — એટલે કે અચેતન પ્રકૃતિ ને સચેતન પુરુષ — વડે જગતને ઉત્પન્ન કરી શકે છે, તેથી એ બે ઈશ્વરની માયા અથવા (પરા ને અપરા) પ્રકૃતિ કહેવાય છે[૪] (૪) ધીરેધીરે માયાનો અર્થ અપરા પ્રકૃતિ થવા માડે છે, કેમકે પ્રકૃતિના ગર્ભમા ઈશ્વર પુરુષરૂપી બીજ મૂકે છે, તેને લીધે જગતના ભૂતમાત્રનો જન્મ થાય છે (૫) વ્યક્ત જગત પરમાર્થ સત્ય પર આવરણ નાખે છે, ને મનુષ્યોને એ સત્યનું દર્શન થવા દેતુ નથી, તેથી તે માયા કહેવાય છે, ને તે જ્ઞાનનો નાશ કરી ભ્રાન્તિ ઉપજાવે છે એમ કહેવામાં આવે છે.[૫] જગત એ મૃગજળ કે ગધર્વનગર જેવુ નર્યા આભાસરૂપ નથી પણ ઈશ્વરથી સ્વતન્ત્ર એવી અચેતન પ્રકૃતિ અથવા કુદરતમાંથી જ જગત સ્વભાવત એટલે કે આપોઆપ યાન્ત્રિક રીતે ઉત્પન્ન થાય છે એમ માનીએ, તો આપણને એટલુ દેખાતુ નથી કે વસ્તુત તો એ જગત પરમાત્મામાથી જ ઉત્પન્ન થયેલુ છે, ને પરમાત્મા તેના અણુએ અણુમા વિલસી રહેલો છે આવુ થાય ત્યારે માયા ભ્રાન્તિની જનની બને છે જે દૈવી માયા છે તે અવિદ્યામાયા બની જાય છે પણ એ અવિદ્યામાયા તો કેવળ આપણ મનુષ્યોને માટે છે, કેમકે આપણે અજ્ઞાનના આવરણને લીધે સત્યનુ દર્શન કરી શકતા નથી પણ ઈશ્વર સર્વજ્ઞ છે, ને તે માયાને વશ રાખે છે, તેથી તેને માટે તો એ વિદ્યામાયા છે માણસને માટે માયા ઉપાધિ ને દુ ખનું મૂળ છે, કેમકે તે માણસના મનમા અધૂરુ જ્ઞાન ઉપજાવી તેને પરમાત્માના પૂર્ણ રૂપનું દર્શન થવા દેતી નથી, ને તેથી તેને ગૂચવાડામા નાખે છે પરમાત્મા માયારૂપી ગાઢ આવરણથી ઢકાયેલો હોય એવો દેખાય છે.[૬] (૬) ઈશ્વર કારણ અને જગત કાર્ય છે અને જગતમાં સર્વત્ર કારણ કરતાં કાર્યની સત્તા ન હોય છે, કેમકે કારણથી પૃથક્ કાર્યની હસ્તી સભવતી નથી એટલે

કાર્યરૂપ જગતની સત્તા કારણરૂપ ઈશ્વરની સત્તા કરતાં ઊતરતી કોટિની કહેવાય છે. ઈશ્વરની સત્તા પારમાર્થિક છે; પણ જગતની સત્તા વ્યાવહારિક છે. એનો પુરાવો એ છે કે જગતમાં થતા વિકારો એકબીજાના વિરોધી હોય છે, ને એકબીજાનો છેદ ઉડાવે છે. દૃશ્ય જગતમાં દ્વંદ્વોનો સંગ્રામ ચાલે છે. પણ જે પરમ સત્ય છે તે તો દ્વંદ્વમાત્રથી પર છે.[१]

પણ જગતમાં થતા ફેરફારો કેવળ કાલ્પનિક છે એવું સૂચન ગીતામાં ક્યાંયે નથી.[२] શંકરનો અદ્વૈતવાદ પણ એટલું તો કબૂલ કરે છે કે જગતમાં ખરેખરા ફેરફારો થાય છે; માત્ર બ્રહ્મ જગતનું રૂપ ધારણ કરે છે એ સૌથી પહેલા ફેરફારને શંકર આભાસ અથવા વિવર્ત માને છે. જગત પુરુષોત્તમના સ્વરૂપમાંથી ખરેખાત પરિણામ પામીને નીપજેલું છે. માત્ર તે પારમાર્થિક દૃષ્ટિએ સત્ય નથી, કેમકે તેમાં નિરંતર સામસામાં દ્વંદ્વો વચ્ચે સંઘર્ષ ચાલે છે ને અતિક્ષણ ફેરફારો થયાં કરે છે. "જગત અસત્ય છે, તેને કશો સ્થિર આધાર નથી, તેમાં ઈશ્વર જેવું કંઈ નથી, તે કેવળ નરમાદાના સંયોગથી પેદા થયેલું છે, અને ભોગ ભોગવવા એ સિવાય એનો કશો હેતુ નથી," એ મતનો ગીતા અસ્વીકાર કરે છે.[३] એ પરથી એમ ફલિત થાય છે કે જગતમાં તો ખરેખરા વિકાસ અથવા પરિણામની ક્રિયા ચાલે છે, ને ઈશ્વર એનો અધ્યક્ષ છે. આપણે જગતમાં જીવતા હોઈએ ત્યાં સુધી જ જગત સત્ય છે એમ ગીતા માને છે, એવું આપણાથી કહી શકાય એમ નથી. જગત એ વિશ્વાત્માના વક્ષ:સ્થળ પર પડેલું એક દુઃસ્વપ્ન છે, એવો ધ્વનિ એમાં ક્યાંયે નથી. ગીતા તો કહે છે કે માણસ સવિકાર જગતમાં રહેતો હોય છતાં ત્રિકાલાતીત બ્રહ્મભાવનું અમૃતત્વ પ્રાપ્ત કરવું તેને માટે શક્ય છે. આપણી સામે પુરુષોત્તમનું સર્વશ્રેષ્ઠ ઉદાહરણ પડેલું જ છે. પુરુષોત્તમ જગતનો ઉપયોગ કરે છે, છતાં તેનાથી મોહ પામતો નથી કે તેમાં લેપાતો નથી. આપણે માયાને તરી જઈએ ત્યારે દિક્ કાલ અને કાર્યકારણ આપણી સામેથી ખરી પડતાં નથી; જગત અલોપ થઈ જતું નથી, પણ માત્ર એનો અર્થ બદલાઈ જાય છે.

પુરુષોત્તમ એ આપણી સહુની પાર, દૂર દૂર, ગોલોક કે વૈકુંઠ જેવા કોઈ પરમ ધામમાં બિરાજતું તત્ત્વ નથી. તે તો દરેક મનુષ્ય અને વસ્તુના

શરીર અને હૃદયમાં બેઠેલું છે. તે ભૂતમાત્રનો એકબીજા સાથેનો સંબંધ ટકાવી રાખે છે. સચેતન જીવો અને જડ પ્રકૃતિનું બનેલું આ જગત એના જ સ્વરૂપમાંથી નીપજેલું છે. ઈશ્વર જગતને અભાવ અથવા શૂન્યમાંથી નથી પેદા કરતો, પણ પોતાના સ્વરૂપમાંથી જ પેદા કરે છે. પ્રલયાવસ્થામાં આખું જગત, જીવો સહિત, ઈશ્વરમાં સૂક્ષ્મ રૂપે રહે છે. જગતની વ્યક્ત અવસ્થામાં એ જીવો એકબીજાથી વિખૂટા પડી જાય છે, ને પોતે એક જ મૂળમાંથી પેદા થયેલા છે એ વાત ભૂલી જાય છે. આ બધો એ પુરુષોત્તમનો ઈશ્વરી યોગ છે. જગતને "ઉપર મૂળ ને નીચે શાખા" વાળા અશ્વત્થ વૃક્ષની ઉપમા આપેલી છે.[૧] પ્રકૃતિનો પથારો જગતમાં સર્વત્ર ફેલાયેલો છે. જગતમાં પાર વિનાનાં વિરોધી દ્વન્દ્વો ચાલે છે; અનેક યોનિઓમાં પડેલા જીવો એકબીજાનું ભક્ષણ કરીને નિર્વાહ ચલાવે છે; અને જડ દ્રવ્યમાં વિકાસ થાય છે, તેમાં નવા નવા ભેદ પડે છે, નવાં નવાં રૂપો રચાય છે, ને તેમાં ચેતન પુરાય છે; એ બધું કામ પ્રકૃતિનું છે. "પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અને અહંકાર એ મારી પ્રકૃતિના આઠ વિભાગ છે."[૨] એ પરમાત્માની અપરા પ્રકૃતિ છે. બીજી એની પરા પ્રકૃતિ છે, તે જગતની સર્વ વસ્તુઓમાં પ્રાણ પૂરે છે, ને તેને ટકાવી રાખે છે.[૩] રામાનુજ લખે છે: "આ મારી અપરા પ્રકૃતિ છે. તે અચેતન છે, ને ચેતનને માટે ભોગનો વિષય છે. એથી બીજી જે જીવરૂપી પરા પ્રકૃતિ છે તે આના કરતાં વિજાતીય વર્ગની છે. તે અપરા પ્રકૃતિની ભોક્તા હોઈ પ્રધાન પદ ભોગવે છે. મારી એ પ્રકૃતિ ચેતનરૂપ છે, ને તે આ આખા અચેતન જગતને ટકાવી રાખે છે."[૪] ગીતામાં અદ્વૈતબ્રહ્મવાદની જે પૂર્વભૂમિકા છે તેના તરફ આંખ મીંચીએ, ને ચિત્ અને અચિત્—જીવ અને પ્રકૃતિ—નાં દ્વિવિધ રૂપવાળી પુરુષોત્તમની કલ્પના પર ભાર મૂકીએ, તો જ એમ કહી શકાય કે ગીતા પરમ સત્ય વિષેના રામાનુજના મતને ટેકો આપે છે. મણિગણ અને સૂત્રના રૂપકનો ઉલ્લેખ કરતાં રામાનુજ કહે છે: "કાર્યાવસ્થામાં તેમજ કારણાવસ્થામાં રહેલી આ ચેતન તેમજ અચેતન વસ્તુમાત્ર એ મારું શરીર છે. હું આત્મારૂપે રહેલો છું. તેમાં એ બધી વસ્તુઓ, દોરા પર મણકા પરોવાય તેમ, મારા પર પરોવાયેલી છે, એટલે કે મારો આશ્રય લઈને રહેલી છે."[૫]

જીવને ગીતામાં પરમાત્માનો અંશ કહેલો છે.[૬] શંકર કહે છે કે એ 'અંશ' એટલે કે ભાગ' એ શબ્દથી 'કેવળ કલ્પિત અથવા આભાસરૂપ

અંશનો જ નિર્દેશ કરેલો છે. આમ કહેવામાં શંકરે ગીતાકારનો આશય યથાર્થ રીતે વર્ણવ્યો નથી. જીવ એ પુરુષોત્તમનો સાચેસાચો અંશ છે. અખંડ અને અવિભાજ્ય એવું જે પરબ્રહ્મ નિરવયવ છે તેના અંશનો જો અહીં ઉલ્લેખ હોય, તો શંકરનો અર્થ ખરો ગણાય. પણ તો તો પુરુષોત્તમ પણ કલ્પિત ઠરે; કેમકે એનામાં પણ માયાનો અંશ રહેલો છે. સંસારી જીવ અથવા પુરુષ એ કર્તા છે. એટલે એ શુદ્ધ, નિરુપાધિક ને અમૃત એવો પરમાત્મા નથી; પણ સોપાધિક જીવાત્મા છે. એ જીવાત્મા તે ઈશ્વરનો મર્યાદિત આવિર્ભાવ — તેનો અંશ — છે. આ જીવરૂપી અંશ ઇન્દ્રિય, મન આદિને પોતા તરફ ખેંચે છે ને દેહ ધારણ કરે છે, તેને લીધે તેને નોખો રાખેલો છે. જેમ પ્રકૃતિને ચોક્સ પરિમાણ, કાલમર્યાદા, ને સ્પંદન અથવા કંપન હોય છે, તેમ જ આ જીવ અર્થાત્ પુરુષને પણ ચોક્સ વિસ્તાર અને ચેતનાની મર્યાદા પ્રાપ્ત થાય છે. પરમાત્મા મનોમય–પ્રાણમય–શરીરમય કોશરૂપી મર્યાદિત ક્ષેત્રમાં પ્રવેશ કરી ક્ષેત્રજ્ઞ કે શરીરી બને છે. "પુરુષ પ્રકૃતિની સાથે જોડાઈ ને, પ્રકૃતિમાંથી જન્મેલા ગુણોને ભોગવે છે. એ ગુણો વિષે તેને જે આસક્તિ હોય છે તેને લીધે જ તે સારી કે નરસી યોનિમાં જન્મ લે છે."[1]

### ૭. જીવાત્મા

જીવો માયાને અર્થાત્ મોહને વશ છે, કેમકે તેઓ જગતના બાહ્ય દેખાવમાં જ અટવાઈ પડે છે.[2] જન્મમરણ તથા શોકમોહવાળા સંસારમાં જન્મ થવો એ અપૂર્ણતાનું પરિણામ છે. આપણે જ્યાં લગી મોહવશ થઈને સત્ય તરફ આંખ મીંચી રાખીએ, ત્યાં લગી સંસારના ચકરાવામાં ગોથાં ખાધા વિના આપણો છૂટકો નથી. આપણે માયાને તરી જઈએ, ને આપણને આપણા પારમાર્થિક એટલે કે સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ત્યારે આપણા જીવભાવનો લોપ થાય, ને આપણે ફરી જન્મ લેવાપણું ન રહે. જીવ જે કોઈ દેહ ધારણ કરે તેનો નાશ થઈ તેને બીજું રૂપ પ્રાપ્ત થયા વિના રહેવાનું નથી. જીવ અથવા મનુષ્ય હંમેશાં જે અવસ્થામાં હોય તે છોડી બીજી કોઈ અવસ્થામાં જવા ફાંફાં મારે છે. દેશ કાલ આદિની મર્યાદાઓથી ભરેલા કોઈ પણ માનવજન્મમાં મનુષ્યનું પારમાર્થિક રૂપ પૂરેપૂરું પ્રગટ થવું અશક્ય છે. સંસારનો ફેરો મટી જઈ મોક્ષ મળે ને જીવાત્મા પરમાત્મામાં ભળી જાય ત્યાં

સુધી એ જીવાત્મા પોતાના પરિમિત રૂપને વટાવી પાર જવાનો પ્રયત્ન કર્યાં જ કરે છે. અનેક પ્રકારના અવચ્છેદ યા મર્યાદાવાળું જગત એ એક પાર વિનાની પ્રગતિ છે; તેનામાં પૂર્ણત્વ પ્રાપ્ત કરવાની અપાર શક્તિ પડેલી છે; ને તે સદા વર્ધમાન એવી પોતાની ઇચ્છિત વસ્તુની દિશામાં નિરંતર આગળ વધતું રહે છે. આ પરથી એમ ફલિત થાય છે કે સંસારના પરિવર્તો ને પ્રકૃતિના ગુણોને લીધે પડેલા ભેદ નાશવંત છે. ગીતામાં જ્યાં વિચાર પુરુષોત્તમપદ સુધી આવીને અટકી ગયો છે, ત્યાં પુરુષો એટલે કે જીવોને નિત્ય ને અનેક માનવામાં આવ્યા છે. ત્યાં જીવો એ કેવળ પુરુષોત્તમના જુદા જુદા અંશો છે, ને તેમણે નોખું વ્યક્તિત્વ ધારણ કરેલું છે. પારમાર્થિક સત્યની દૃષ્ટિએ જોતાં, તેમનું વ્યક્તિત્વ, અથવા કહો કે તેમનો જીવભાવ, પ્રકૃતિના ગુણો સાથેના તેમના સંયોગને આભારી છે. આ જગતમાં પણ જે કર્મો દ્વારા એ જીવોનું ભિન્ન વ્યક્તિત્વ પ્રગટ થાય છે તે કર્મો નિત્ય ને નિષ્ક્રિય આત્માએ કરેલાં નથી હોતાં. પ્રકૃતિના ગુણો જ એ કર્મો કરે છે. "પ્રકૃતિમાંથી પેદા થયેલા ગુણો દરેક માણસ પાસે બળાત્કારે કંઈક ને કંઈક કર્મ કરાવે છે."[1] પુરુષો જો નિત્ય હોય, તો તેમને કર્મોના કર્તા અને એકબીજાથી ભિન્ન માનવામાં કશી ભ્રાન્તિ હોઈ શકે નહીં. ગીતા કહે છે: "પ્રકૃતિના ગુણો જ બધાં કર્મો કરે છે. પણ જે માણસનું મન અહંકારથી મૂઢ બની ગયેલું છે તે પોતાને એ કર્મોનો કર્તા માને છે." "ગુણો જ ગુણોની અંદર ફરે છે."[2] દેહ વગેરે બાહ્ય પદાર્થો એ જ આત્મા છે એવો જે ભ્રમ છે, તેને લીધે જ જીવના સ્વરૂપને વિષે ખોટો ખ્યાલ પેદા થાય છે. જીવોમાં જે ભેદ દેખાય છે તેનું કારણ દેહ વગેરે ઉપાધિઓના — અર્થાત્ અનાત્માના — ભેદ છે. પણ આત્મા તો સહુમાં — 'કૂતરામાં તેમજ કૂતરાને ખાનારમાં' — એક જ છે,[3] આ બધાં વચનોને પોતાના અદ્વૈતવાદના ટેકામાં રજૂ કરવાનું શંકરને માટે સહેલું થઈ પડે છે. તેઓ કહે છે: "ચેતન આત્મા નિર્ગુણ છે. એટલે તે પોતાના ગુણોના ભેદને લીધે ભિન્ન છે, એમ પણ કહી શકાય એવું નથી. 'અનાદિ હોવાથી, ને નિર્ગુણ હોવાથી' એ વચન દ્વારા ભગવાન આગળ પર કહેશે કે ઇચ્છા વગેરે તો ક્ષેત્રના ધર્મો છે. 'અન્ત્ય વિશેષો' પણ આત્મામાં ભેદ ઉત્પન્ન કરનારા નથી હોતા; કેમકે અન્ત્ય વિશેષો દરેક શરીરમાં હોય છે એવું કંઈ પ્રમાણ મળતું નથી. તેથી બ્રહ્મ સમ અર્થાત્ સર્વત્ર એકરૂપ છે, ને એક છે."[4] જગતની વ્યક્તિઓ

વચ્ચે જે ન વર્ણવી શકાય એવા ભેદ હોય છે તેને લીધે જગતમાં ભેદ દેખાય છે, એમ આપણે ન માની લેવુ જોઈએ જીવો જુદા જુદા દેખાય છે તેનુ કારણ એ છે કે તેઓ જે દેહોમા રહે છે તે દેહ જુદા જુદા છે, અર્થાત્ એ દેહોરૂપી ઉપાધિભેદને કારણે જીવો જુદા જુદા હોવાનો ભાસ થાય છે. મહાભારતમા કહ્યુ છે "આત્મા જ્યારે પ્રકૃતિના ગુણો સાથે જોડાયેલો હોય ત્યારે ક્ષેત્રજ્ઞ અથવા જીવ કહેવાય છે તે જ જ્યારે એ ગુણોમાંથી છૂટી જાય છે ત્યારે પરમાત્મા કહેવાય છે "[૧] જે વચનો જીવાત્મા ને પરમાત્માનુ ઐક્ય વર્ણવે છે તેનો અર્થ રામાનુજે જુદી રીતે બટાવ્યો છે દાખલા તરીકે, "એ પરબ્રહ્મ બધી બાજુએ હાથપગવાળુ છે, ને તે સર્વને વ્યાપી વળેલુ છે," એ વચન લો એનો અર્થ રામાનુજે એવો કર્યો છે કે "આત્માનું પરિશુદ્ધ રૂપ, દેહ વગેરે પરિચ્છેદ વિનાનુ હોવાથી, બધે વ્યાપેલુ છે "[૨] વળી ગીતા જ્યારે કહે છે કે પ્રત્યેક દેહમા રહેલો પુરુષ "ઉપદ્રષ્ટા, અનુમન્તા, ભર્તા, ભોક્તા, મહેશ્વર ને પરમાત્મા છે," ત્યારે રામાનુજ ગૂચવાડામા પડે છે, ને કહે છે "અમર્યાદ જ્ઞાનશક્તિવાળો આ પુરુષ, અનાદિ પ્રકૃતિએ ઉપજાવેલા ગુણો સાથેના સયોગને લીધે, માત્ર આ દેહ પરત્વે જ મહેશ્વર, ને માત્ર આ દેહ પરત્વે જ પરમાત્મા, બને છે "[૩]

ગીતાએ ક્યાક પ્રસગોપાત એકવચન કે બહુવચનનો પ્રયોગ કર્યો હોય તે પરથી આત્માના પારમાર્થિક રૂપને વિષે આપણાથી કશુ અનુમાન કરી શકાય નહીં જ્યા જગતના વહેવાર પર દીઘેલો હોય ત્યા બહુવચન વાપરેલુ છે દાખલા તરીકે "એવો કાળ કદી નહોતો જ્યારે હુ નહોતો, કે તુ નહોતો, કે આ રાજાઓ નહોતા ને આપણે કોઈ નહીં હોઈએ એવો કાળ કદી આવવાનો પણ નથી "[૪] જીવોનુ અનેકત્વ સનાતન ને પારમાર્થિક છે, એવુ અનુમાન આ વચન પરથી કરવુ સહેલુ છે રામાનુજ કહે છે "આત્માઓ ભગવાન સર્વેશ્વરથી તેમજ પરસ્પર એકબીજાથી ભિન્ન છે, અને એ ભેદ સાચો ને કાયમનો છે, એમ ભગવાને પોતે જ કહ્યુ છે " એથી ઊલટુ શકર કહે છે "આપણે આત્મારૂપે (ભૂત, વર્તમાન અને ભવિષ્ય) ત્રણેય કાળમાં નિત્ય છીએ " તેઓ માને છે કે "બહુવચનનો પ્રયોગ છે તે આત્મભેદને નહીં પણ દેહભેદને લક્ષમા રાખીને કરેલો છે "[૫] એ વાત તો

પ્રાપ્તિના રસ્તા પરથી તે આડો ચડી જવાનો સંભવ જ રહેતો નથી. પરમ પદરૂપી આખરી મુકામે પહોંચાય ત્યાં સુધી ફરી ફરી જન્મ થયાં જ કરે છે.[૧] ઈન્દ્રિયો ને મનનું બનેલું સૂક્ષ્મ શરીર મરણ પછી પણ કાયમ રહે છે, ને તેમાં માણસના સંસ્કારો સચવાઈ રહે છે.[૨] પુનર્જન્મ એ એક સાધના છે; તે વાટે આપણે ધારીએ તો પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકીએ. જન્મમરણની ઘટમાળમાં સપડાયેલા સંસારી જીવો જે દેવયાન પર થઈને પસાર થાય છે તેનો પણ ઉલ્લેખ ગીતામાં છે.[૩] પાપીઓના ત્રીજા રસ્તાનો પણ નિર્દેશ કરેલો છે.[૪]

## ૮. નીતિનિયમ અને સદાચાર

જુદા જુદા માણસો વચ્ચેની જુદાઈ, તેમની પરિમિત શક્તિ, ને તેમનાં વ્યક્તિત્વના ભેદ, એ બધું કેવળ ઉપાધિભેદને આભારી છે. એ ભેદ કંઈ અન્તિમ કે પારમાર્થિક સત્ય નથી. પોતે સ્વયંપૂર્ણ ને સ્વતંત્ર છે એવો જે આભાસ માણસને થાય છે તેને તે ફગાવી ન દે ત્યાં સુધી તેને સ્થાયી ને સુરક્ષિત શાન્તિનું રહસ્ય હાથ લાગવાનું નથી. જ્ઞાન, ભક્તિ કે કર્મ દ્વારા પોતાના અહંભાવનો ત્યાગ કરી પરમાત્મા સાથે તાદાત્મ્ય સાધવું એનું જ નામ સાચી મુક્તિ છે. આપણે જે ધ્યેય પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ તે બ્રહ્મભાવ અથવા બ્રહ્મસંસ્પર્શનું — બ્રહ્મ થવાનું કે બ્રહ્મનો સ્પર્શ કરવાનું — છે. એ એક જ શાશ્વત ને અવિચળ પદ છે.[૫]

પોતાનાં પાપકર્મોને બાળી નાખવાં; દેહમાં પેદા થતા વિષયકારોનું મૂળ છેદવું; મનમાં ઊઠતી હીન વૃત્તિઓને સુધારવી ને ઊર્ધ્વગામી બનાવવી; ને ઇન્દ્રિયોને વાસનાઓની ગુલામીમાંથી છોડવવી; એ દરેક માણસના હાથની વાત છે. મોક્ષપ્રાપ્તિ માટે મથનારા દરેક સાધકે પોતાની આંખે સત્યનું અપરોક્ષ દર્શન કરવાનો, પોતાની બુદ્ધિ વડે તેનો આંક બાંધવાનો, ને પોતાના હૃદય વડે તેના પર પ્રેમ ઢોળવાનો, તનતોડ ને એકધારો પ્રયત્ન કરવો પડશે: બીજાઓ પાસેથી જાણેલા પૂર્ણ સત્ય કરતાં આપણે સ્વપ્રયત્ને મેળવેલા અર્ધસત્યની કિંમત વધારે છે.

માણસના સ્વભાવમાં બુદ્ધિ, સંકલ્પ ને ભાવના એ ત્રણનું મિશ્રણ થયેલું છે; અને તેથી તે આ સર્વેની વાટે પોતાના જીવનનો સાચો આનન્દ

મેળવવા મથે છે. પરબ્રહ્મનું જ્ઞાન; વિશ્વરૂપ પરમેશ્વરની ભક્તિ ને પૂજા; તથા પરમાત્માની ઇચ્છામાં પોતાની ઇચ્છા ભેળવી દઈ, તેના હાથમાં નિમિત્ત-રૂપ બની કરેલું કર્મ; એ ત્રણમાંથી ગમે તે માર્ગે ચાલીને તે પરમ પદને પહોંચી શકે છે. પોતાનું સંકુચિત અભિમાન છોડી આ જુદી જુદી દિશાઓમાં પ્રયાણ કરવા તેને ફરજ પાડનારી વૃત્તિ તેના સ્વભાવમાં જન્મથી જડાયેલી છે. આ ત્રણમાંથી ગમે તે રસ્તો પકડીએ તોયે આખરી મુકામ તો એક જ છે આપણા જીવનનાં વિવિધ અંગો વચ્ચે એકરાગ પેદા કરીએ તો તેમાંથી જે કાર્યશક્તિ પેદા થાય, તેના વડે સત્યની પ્રાપ્તિ થાય, સૌન્દર્યનું સર્જન કરી શકાય, ને આચરણને પૂર્ણતાએ પહોંચાડી શકાય માણસની ચેતનાના એક પણ અંગ પ્રત્યે દુર્લક્ષ કરી શકાતું નથી, એમ ગીતા ભાર દઈને કહે છે. બ્રાહ્મી સ્થિતિ અથવા બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય ત્યાં માનવજીવનનાં એ સર્વ અંગો પૂર્ણાવસ્થાએ પહોંચે છે. પરમાત્મા પોતે સત્, ચિત્ ને આનન્દરૂપ છે. જ્ઞાનપ્રાપ્તિ માટે મથનાર માણસોને પરમાત્મા સનાતન તેજોરાશિરૂપે દર્શન દે છે. એ પ્રકાશ મધ્યાહ્નના સૂર્ય જેવો સ્પષ્ટ ને ઝગઝગાટ હોય છે, ને તેમાં અંધારાનું નામનિશાન હોતું નથી. જે માણસો સચ્ચારિત્રને માટે પ્રયત્ન કરે છે તેમને તે શાશ્વત, અવિચળ ને નિષ્પક્ષ ધર્મરૂપે દેખા દે છે. જેમનાં મનનો ઝોક ભાવના તરફ હોય છે તેમની આગળ તે સનાતન પ્રેમ અને સદાચારની સુંદરતારૂપે પ્રગટ થાય છે. જેમ પરમાત્માએ પોતાના સ્વરૂપમાં જ્ઞાન, પ્રેમ અને સદાચારનો સંગમ સાધ્યો છે, તે જ પ્રમાણે માણસોએ પણ યોગયુક્ત અર્થાત્ એકરાગવાળા, આત્મપરાયણ જીવનનાં ત્રણેય અંગો ખીલવવાનું ધ્યેય રાખવું જોઈએ. રસ્તો કાપતાં આપણને જે વિઘ્નો નડે છે તે બધાં મુકામે પહોંચ્યા પછી શમી જાય છે. મનુષ્યના પરિમિત જીવનમાં ધ્યાન અને કર્મ વચ્ચે કોઈક પ્રકારનો વિરોધ દેખાય છે, એ વાત સાચી છે. એ માત્ર આપણી અપૂર્ણતાનું ચિહ્ન છે માણસે આ ત્રણમાંથી કયો માર્ગ લેવો એ વિષે કૃષ્ણને પૂછવામાં આવે છે, ત્યારે તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે એ વાતની વિમાસણ કરવાની જરૂર નથી; કેમકે આ જુદા જુદા રસ્તા છેવટે જુદા નથી, પણ તે સહુ માણસને એક જ મુકામે લઈ જાય છે, અને વાટમાં તેઓ ભલે એકબીજાને ફરી ફરી મળતા હોય ને પાછા છૂટા પડી જતા હોય, પણ છેવટે તો એમનો સંગમ અચૂક થવાનો જ છે. માણસ

જીવનના જુદા જુદા ટુકડા પાડીને કામ નથી કરતો. પ્રગતિનો અર્થ અનેકમુખી ને અનેકાંગી વિકાસ છે; ને તેમાં જીવનનાં સર્વ અંગો ખીલવા પામે છે; અમુક જ અંગો વિકસે ને બાકીનાં અણવિકસ્યાં રહી જાય એવું નથી બનતું. જ્ઞાન, ભાવના ને સંકલ્પ એ આત્માની એક જ ગતિનાં ત્રણ જુદાં જુદાં અંગો કે જુદા જુદા પાસા છે.

એ જમાનામાં જીવનના જે આદર્શો પ્રચલિત હતા તેમની વચ્ચે એકરાગ સાધવાનો, તથા તે દરેકની જે અતિશયતા હોય તે ખંખેરી નાખવાનો, પ્રયાસ ગીતાએ કર્યો છે. બૌદ્ધિક શોધ, તનતોડ આપભોગ, ભાવભરી ભક્તિ, યજ્ઞયાગ તથા કર્મકાંડ, અને યોગની પ્રક્રિયા, એ બધા પરમાત્માની પ્રાપ્તિના જુદા જુદા ઉપાય છે, એમ મનાતું.[1] ગીતા એ સહુનો સમન્વય સાધે છે; અને એ દરેકનું ચોકસ સ્થાન અને મૂલ્ય બતાવે છે. સર્વ સાધનો સાથે વાપરીને ચોમેરથી સામટો હુમલો કર્યો હોય તો તે સચોટ નીવડે, એમ તે માને છે. આ જુદા જુદા ઉપાયો એક જ આદર્શને લક્ષમાં રાખે છે; તેને લીધે તેમની વચ્ચે એકરાગ કે એકવાક્યતા સ્થાપી શકાય છે. એ સર્વમાન્ય આદર્શ તે એક તરફ જીવાત્મા, ને બીજી તરફ પુરુષોત્તમ જેનો અધિષ્ઠાતા છે એવું જગત, બેની વચ્ચે ઉત્તરોત્તર વધતા જતા તાદાત્મ્યનો છે. જુદા જુદા માર્ગોમાં સાધનાના ભેદ છે ખરા, પણ એ સર્વમાં સાધ્ય તો પરમાત્મા સાથે તાદાત્મ્ય અર્થાત્ ઐક્ય સાધવાનું જ મનાયું છે.

મધુસૂદન સરસ્વતી માને છે કે ઉપનિષદોમાં કર્મ, ઉપાસના ને જ્ઞાનના જે માર્ગો બતાવ્યા છે તે ત્રણેયને ગીતા માન્ય રાખે છે; ને અનુક્રમે છ છ અધ્યાય તે દરેકના પ્રતિપાદન માટે આપે છે.[2] આ કથનમાં સત્યનો અંશ ગમે તેટલો હોય, પણ એટલું તો ખરું જ કે ગીતામાં મનુષ્યની ચેતનાના ત્રણ મોટા વિભાગ/પર ભાર દીધેલો છે. ગીતા એટલું તો કબૂલ રાખે છે કે જુદા જુદા માણસો જુદે જુદે રસ્તે ચાલીને પરમાત્માનું દર્શન કરવા જાય છે; કેટલાક સદાચરણને અંગે ઊઠતી મૂંઝવણોથી, કેટલાક બુદ્ધિએ ઉઠાવેલી શંકાએ.થી, ને કેટલાક પૂર્ણત્વ માટેની હૃદયની ઝંખનાથી, પ્રેરાઈને એ પંથના પ્રવાસે નીકળી પડે છે.

## ૯. જ્ઞાનમાર્ગ

માણસનું તર્કપ્રિય મન અધૂરું જ્ઞાન મેળવીને સન્તોષ માની શકતું નથી. તે સમગ્ર વિશ્વનું આકલન કરવા મથે છે; અને તેનું વહાણ સત્યરૂપી બંદરે આવીને નાંગરે નહીં ત્યાં લગી તેને જરાયે જંપ વળતો નથી. પરમ સત્યનો સાક્ષાત્કાર મને થયા વિના રહેવાનો જ નથી, એવી અમર શ્રદ્ધાને લીધે તે આનન્દમાં નિમગ્ન રહે છે, ને તેનો ઉત્સાહ ટકી રહેવા પામે છે.[1] ગીતા જ્ઞાનના બે પ્રકાર સ્વીકારે છે. એક પ્રકાર જગતના દેખાવોને બહારથી, બુદ્ધિ દ્વારા, સમજવા મથે છે. બીજો પ્રકાર, અપરોક્ષ અનુભવને બળે, દૃશ્ય જગતની પાછળ રહેલા અન્તિમ તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે. માણસનો આત્મા જ્યારે તાર્કિક બુદ્ધિને વશ હોય ત્યારે તે પ્રકૃતિના પાશમાં ઘેરાઈ જાય છે; અને જે ક્રિયાઓ ખરું જોતાં પ્રકૃતિના ગુણો કરે છે તે ક્રિયાઓ 'હું કરું છું' એમ તે માની બેસે છે. બાહ્ય જગતના અન્તસ્તલમાં રહેલા સત્ તત્ત્વનાં અને મનુષ્યની હૃદયગુહામાં વસતા અંતરતમ પદાર્થનાં દર્શન કરવાં હોય, તો આત્માએ આ અધ્યાસની જાળમાંથી છૂટી જવું જોઈએ. દૃશ્ય જગતની વીગતોનું બુદ્ધિથી આકલન કરવું તેનું નામ વિજ્ઞાન. જ્ઞાન એનાથી ભિન્ન વસ્તુ છે. જગતની વસ્તુમાત્રના મૂળમાં — તેના અધિષ્ઠાન અથવા આધારરૂપે — જે એક ને અદ્વિતીય સત્ તત્ત્વ રહેલું છે, તેનો અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કાર તેનું નામ જ્ઞાન. જ્ઞાન અને વિજ્ઞાન એ એક જ પ્રવૃત્તિનાં બે પાસાં છે. જગતમાં આપણને જે કંઈ જ્ઞાન થાય છે તે ઈશ્વરનું જ જ્ઞાન હોય છે. સાયન્સ અથવા ભૌતિક વિજ્ઞાન, અને ફિલસૂફી અથવા તત્ત્વજ્ઞાન, બંને વસ્તુમાત્રમાં વિલસી રહેલા એક ને અદ્વિતીય એવા સત્ તત્ત્વનું — નિત્ય ને અવિનાશી એવા પરમાત્માનું — દર્શન અથવા સાક્ષાત્કાર કરવા મથે છે. ભૌતિક વિજ્ઞાન દ્વારા મળેલા જ્ઞાનમાં રજોગુણનું પ્રાધાન્ય ગણાય છે, જ્યારે આત્મજ્ઞાનમાં સત્ત્વગુણ ઓતપ્રોત હોય છે. ભૌતિક વિજ્ઞાન દ્વારા સત્યના અમુક અંશોનું જ દર્શન થાય છે, જ્યારે આત્મદર્શનમાં સત્યનું પૂર્ણ રૂપ જોવા મળે છે. વિજ્ઞાનનાં અધૂરાં સત્યોને જો આપણે પૂર્ણ સત્ય માની લઈએ, તો આપણને ઊતરતા પ્રકારનું જ્ઞાન થાય, ને તે સૌથી કનિષ્ઠ એવા તમોગુણથી રંગાયેલું હોય.[2] આપણે જ્યાં સુધી ભૌતિક વિજ્ઞાનની

કક્ષાએ ઊભેલા હોઈએ, ત્યાં સુધી આત્માની હસ્તી વિષે કેવળ કલ્પના જ કરવાની રહે. સંસારની સદા બદલાતી અપાર વિવિધતા, અથવા કહો કે માયા, પેલા નિશ્ચળ ને નિર્વિકાર સત્ તત્ત્વને ઢાંકી રાખે છે. અજ્ઞાનરૂપી જે તિમિર માણસના મનને ગૂંગળાવી રહ્યું હોય છે તેને ભૌતિક વિજ્ઞાન દૂર કરે છે; વિજ્ઞાનથી દેખાતું જગત કેવું અધૂરું છે તે બતાવી આપે છે; ને તેની પાર રહેલી કોઈક વસ્તુના દર્શન માટે માણસના મનમાં ઝંખના પેદા કરે છે. એ વિજ્ઞાન આપણાં મનમાં નમ્રતાનો ભાવ જાગૃત કરે છે, કેમકે તેના વડે આપણે પૂર્ણ સત્યને જાણી યા જોઈ શકતા નથી. ભૂતકાળમાં જે કંઈ થઇ ગયું તે આપણને ભુલાઈ ગયું હોય છે; ને ભવિષ્યમાં શું થવાનું છે તે આપણે જાણતા નથી. એમ એક તરફ ભૂતકાળની વિસ્મૃતિ, ને બીજી તરફ ભાવિ વિષેની અનિશ્ચિતતા, એ બેની વચ્ચે આપણે જકડાઈ ગયેલા છીએ વિજ્ઞાન કબૂલ કરે છે કે વસ્તુમાત્રનું આદિકારણ શું, અને મનુષ્યનો આખરી મુકામ કયો, એ જાણવાની જે ઇચ્છા છે તે કેવળ કલ્પનાનો તરંગ છે; ને એની પાછળનો પ્રયત્ન એ ફોગટ ફાંફાં છે. આપણે જો પરમ સત્યનો સાક્ષાત્કાર કરવો હોય, તો ભૌતિક વિજ્ઞાન ઉપરાંત એક બીજા પ્રકારની સાધના કરવી જોઈએ. ગીતા માને છે કે પરિપ્રશ્ન અર્થાત્ જિજ્ઞાસાની સાથે સેવાનો સંયોગ સધાવો જરૂરનો છે.[૧] તત્ત્વદર્શનની શક્તિ મેળવવા માટે ચિત્તને બીજી જ દિશામાં વાળવું જોઈએ, અથવા કહો કે આત્માનું દ્વિજત્વ સાધવું જોઈએ. અર્જુન ભગવાનનું વિરાટ રૂપ ચર્મચક્ષુ વડે જોઈ શક્યો નહીં; તેથી તેણે ઈશ્વરનો એ યોગ જોવાને સારુ દિવ્ય ચક્ષુની માગણી કરી.[૨] પરમાત્મામાં લીન થઈ ગયેલો માણસ ભૂતમાત્રને પરમાત્મામાં જુએ છે. અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કારની આ જે અવસ્થા છે તેનું જ, કવિની કલ્પનાએ વિસ્તારીને ઘણું વિશાળ કરેલું રૂપ, તે વિશ્વરૂપદર્શન છે. ગીતા માને છે કે આ વિશ્વરૂપદર્શન કરવા માટે માણસે અંતર્મુખ થઈ આત્મામાં લીન થવું જોઈએ — 'આત્મરતિ', 'આત્મતૃપ્ત', 'આત્મસન્તુષ્ટ' બનવું જોઈએ. સત્યને આપણી નજર આગળથી સંતાડી રાખનાર વસ્તુ તે કેવળ બુદ્ધિનો દોષ નથી, સ્વાર્થની વાસના પણ છે. અજ્ઞાન એટલે બુદ્ધિનો ભ્રમ નહીં, પણ આત્માનો અંધાપો છે. તે દૂર કરવા માટે આપણે આત્મા પર વળગેલા દેહ અને ઇન્દ્રિયોના મેલને ધોઈ કાઢવા જોઈએ, અને આત્મચક્ષુની

જ્યોતને જગવવી જોઈએ. એ આત્મચક્ષુ ઊઘડે એટલે જગત તરફ જોવાનો દૃષ્ટિકોણ જ બદલાઈ જાય છે. કામવિકારના અગ્નિને અને વાસનાઓના ઉત્પાતને શમાવી દેવા જોઈએ.[1] ચંચળ ને અસ્થિર મનનો નિગ્રહ કરી તેને શાન્ત સરોવર જેવું સ્થિર બનાવવું જોઈએ. તેમ થાય તો ઉપરથી આવતા જ્ઞાનનું પ્રતિબિંબ તે ઝીલી શકે. બુદ્ધિને, અર્થાત્ સમજવાની કે સારાસારનો વિવેક કરવાની શક્તિને, પણ કેળવવાની જરૂર રહે છે.[2] આપણી પાછલી ટેવો ને ભૂતકાળના સંસ્કારો અનુસાર આ શક્તિ કામ કરે છે. એને આપણે એવી રીતે કેળવવી જોઈએ કે જગતને આત્મચક્ષુ વડે નિહાળનાર જ્ઞાન સાથે તેનો મેળ બેસે.

મનને કેળવવાના સાધન તરીકે ગીતા યોગની પ્રક્રિયાઓનો સ્વીકાર કરે છે. યોગની સાધનામાં જે ક્રિયાઓ બતાવી છે તેના વડે આપણે આપણા નિરંતર બદલાતા વ્યક્તિત્વથી પાર જઈ સમત્વની અવસ્થા પ્રાપ્ત કરી શકીએ છીએ. એ અવસ્થામાં આપણને એક એવી ચાવી લાધે છે જેના વડે આપણે સાપેક્ષ વસ્તુઓથી ભરેલા આ જગતના આખા નાટકનું રહસ્ય જોવા પામીએ છીએ. યોગની સાધનાનાં આવશ્યક અંગો આટલાં છે: (૧) મન, શરીર અને ઇન્દ્રિયોની શુદ્ધિ; એ સર્વ શુદ્ધ થાય તો પરમાત્મા તેનો કબજો લે; (૨) ધ્યાન; અથવા ઇન્દ્રિયોની પાછળ પાછળ દોડતા વિચારોની, અનેક પ્રવાહોમાં વહેંચાઈ ગયેલી, ગતિને રોકી ચિત્તને એ દિશાએથી વાળી લેવું, ને તેને પરમાત્માના ચિન્તનમાં એકાગ્ર બનાવવું; (૩) પરમાત્માને પહોંચાય એટલે તેની સાથે તદાકાર થઈ જવું. ગીતામાં યોગની સાધનાનાં જુદાં જુદાં પગથિયાં બતાવ્યાં છે ખરાં, પણ પતંજલિનાં યોગસૂત્ર જેવી વ્યવસ્થિત સંકલના ગીતામાં નથી.[3]

સર્વ પ્રકારના વિચારવાળા ચિન્તકો સ્વીકારી શકે એવા અમુક સામાન્ય સિદ્ધાન્તો ગીતા આપણી આગળ રજૂ કરે છે. તે આપણને કહે છે કે શ્રદ્ધા રાખો,[4] તોફાની ઇન્દ્રિયોને અંકુશમાં રાખો, ને નિરંતર અનન્યભાવે ઈશ્વરનું ચિન્તન કરો. આત્મદર્શનને માટે ધાંધાટ વિનાનું ને શાન્તિવાળું વાતાવરણ જરૂરનું છે. ચિત્ત ઉપર પાકો કાબુ જમાવવાથી જે નીરવ શાન્તિ પેદા થાય છે તે શાન્તિમાં આપણે આત્માનો અવાજ સાંભળી શકીએ છીએ. આત્માનું

સમત્વ પેદા કરે તે જ સાચો યોગ.[૧] "જ્યાં પવન ન આવતો હોય એવી જગાએ મૂકેલા દીવાની જ્યોત જેમ અચળ રહે છે, તેના જેવી જ ચિત્તને કાબુમાં રાખીને આત્માને પરમાત્મા સાથે જોડવાનો પ્રયત્ન કરનાર યોગીની સ્થિતિ છે. યોગના સેવનથી અંકુશમાં આવેલું મન જ્યાં શાન્તિ પામે છે; જ્યાં માણસ આત્મા વડે આત્માનું દર્શન કરીને આત્મામાં જ સન્તોષ પામે છે; જ્યાં ઇન્દ્રિયોને અગોચર અને કેવળ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એવું અનન્ત સુખ તે ભોગવે છે; જ્યાં સ્થિર થયા પછી તે તત્ત્વમાંથી અર્થાત્ આત્માના સાચા સ્વરૂપમાંથી ચળતો નથી; જે સ્થિતિ પામ્યા પછી તેને બીજો કોઈ પણ લાભ એના કરતાં મોટો લાગતો નથી; જ્યાં સ્થિર થયા પછી ગમે તેવા મોટા દુઃખથી પણ તે ડગતો નથી; તે દુઃખના સ્પર્શ વિનાની જે સ્થિતિ છે તેનું નામ યોગ છે. એ યોગ મનને કંટાળવા દીધા વિના અને દ્રઢતાથી આચરવો જોઇએ "[૨] આત્મદર્શન કરવા માટે સહુએ યોગની સાધના કરવી જ જોઈએ એવું નથી. મધુસૂદન સરસ્વતીએ વસિષ્ઠનો એક શ્લોક ટાંક્યો છે તેમાં કહ્યું છે: "અહંકારથી ભરેલા મનને દબાવી દેવાનાં બે સાધન છે — યોગ અને જ્ઞાન. ચિત્તની વૃત્તિનો નિરોધ, અર્થાત્ ચિત્તની ક્રિયાઓને અટકાવી દેવી, તેનું નામ યોગ છે; અને આત્માનું જે સમ્યગ્-દર્શન તેનું નામ જ્ઞાન છે. કેટલાકને માટે યોગ અસાધ્ય હોય છે; બીજાને માટે જ્ઞાન અસાધ્ય હોય છે."[૩] કર્મ અને ભક્તિ પણ આત્મસાક્ષાત્કારમાં મદદ કરે છે.[૪]

કેટલાક દાખલામાં આત્માની કેળવણી માટે યોગની પ્રક્રિયાઓ કામની છે એમ ગીતા કબૂલ કરે છે ખરી. છતાં એ રસ્તે જે જોખમો રહેલાં છે તે પણ તેની નજર બહાર નથી.[૫] કેવળ ઉપવાસ કરીને કે એવા બીજા ઉપાયોથી ઇન્દ્રિયોની શક્તિને માત્ર ઢીલી પાડી શકાય; પણ ઇન્દ્રિયોને ભોગવવાના વિષયો માટેનો આપણો રસ તો કાયમ જ રહે એ બનવાજોગ છે. આપણને જરૂર તો એ વાતની છે કે ઇન્દ્રિયો કાબુમાં રહે, અને સાથેસાથે મન વિષયભોગ પ્રત્યે ખેંચાતું પણ મટી જાય. એ ખેંચાણ તો ત્યારે જ અટકે — વિષયો માટેનો એ રસ તો ત્યારે જ શમે — જ્યારે જ્ઞાનનો ઉદય થાય અને પરમાત્માનો સાક્ષાત્કાર થવા પામે.

પરમાત્માનો આ સાક્ષાત્કાર એ પ્રત્યક્ષ અથવા અપરોક્ષ દર્શન છે.[1] તે વિવેક વિનાની, આંધળી, શ્રદ્ધા ખચૂસ નથી. તેની પાછળ તર્કશુદ્ધ વિચારનું બળ રહેલું છે. એમાં જ્ઞાનની સાથે તપ અને તાલાવેલીનો સંયોગ થયેલો છે. આ જગતમાં એ અનુભવ કર્યા પછી બીજા કશાનો અનુભવ કરવાનું બાકી રહેતું નથી; એવો સંપૂર્ણ ને સર્વગ્રાહી એ અનુભવ છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી મનને કદી સંમોહ પેદા થતો નથી, પણ સાચી શાન્તિ મળી રહે છે ને અક્ષય સુખનો અનુભવ થાય છે; આત્મા ખરેખરો આરામ ભોગવે છે.[2]

એકવાર પૂરેપૂરો જ્ઞાનોદય અથવા આત્મસાક્ષાત્કાર થયો કે પછી ચેતનાનાં બીજાં અંગો — ભાવના અને સંકલ્પ — પોતાનું બળ પ્રગટ કરે છે. આત્મજ્ઞાન વખતે જ્યારે પરમાત્માનું દર્શન થાય છે ત્યારે ચોમેર આનન્દનું વાતાવરણ વ્યાપી રહે છે. જીવનની આખી સાધના — તેનો આખો પુરુષાર્થ — પરમાત્માની એક અખંડ આરાધનાનું રૂપ ધારણ કરે છે. જ્ઞાની તે ભક્ત પણ છે, એટલું જ નહીં પણ સર્વ ભક્તોમાં તે શ્રેષ્ઠ છે.[3] "જે મને જાણે છે તે મને ભજે છે."[4] સત્યને જાણવું એનો અર્થ એ છે કે આપણાં ચિત્તને પરમાત્મામાં પરોવી દેવાં, તેનો સ્પર્શ કરવો, ને તેની આરાધના કરવી.[5] જ્ઞાન અર્થાત્ આત્મદર્શનની અસર આપણા આચરણ ઉપર પણ થાય છે. આપણે આપણા ખરા સ્વરૂપનું જેટલું ઊંડું જ્ઞાન મેળવીએ, તેટલું આપણને બીજાઓની ખરી જરૂરિયાતોનું ભાન વધારે તીવ્રતાથી થાય છે. નેટલશીપ નામના અંગ્રેજ તત્ત્વચિન્તકના પ્રસિદ્ધ શબ્દોમાં કહીએ તો, જે સત્ તત્ત્વ છે તે "કેવળ જ્ઞાનનો મૂળ પાયો નથી બનતું, પણ આચરણની દિશા બતાવનાર ધ્રુવતારો પણ બની જાય છે." બુદ્ધ જેવા મોટામાં મોટા જ્ઞાની કે દ્રષ્ટાનો દાખલો આપણી સામે પડેલો જ છે. તેમણે માનવપ્રેમથી પ્રેરાઈને ચાળીસ વરસ સુધી માણસોને ધર્મોપદેશ આપવાનું કામ એકધારું કર્યું જ હતું ને!

કેટલીકવાર એવી દલીલ કરવામાં આવે છે કે જ્ઞાન અથવા બુદ્ધિ નીતિ અથવા સદાચાર વિષે બેપરવાઈ રાખે છે. એમ પણ કહેવામાં આવે છે કે "બુદ્ધિચાતુર્ય એ કંઈ ચારિત્ર્યનું આવશ્યક અંગ નથી. બુદ્ધિ વડે આપણે કેવળ ભૂલો કરીએ છીએ કે વિચારદોષમાં પડીએ છીએ; પણ નીતિના ક્ષેત્રમાં કરેલી ભૂલો કે તેને લગતા દોષ પાપ ગણાય છે. બુદ્ધિ જાતે તો સારી

કે નઠારી નથી હોતી; કેમકે તેનો ઉપયોગ જીવનને ઊર્ધ્વમાર્ગે લઈ જવામાં કે તેને અવનતિ તરફ વાળવામાં — જેમ ધારીએ તેમ — કરી શકાય છે." આ બધું આપણી પૃથક્કરણ કરનારી બુદ્ધિને વિષે કદાચ ખરું હોય. પણ જ્ઞાન, અથવા ગીતામાં જેને 'બુદ્ધિ' નામ આપ્યું છે તે, તો આપણને એકાંગી વિચારો ને સંકુચિત દૃષ્ટિબિન્દુઓની પાર લઈ જાય છે, અને વ્યાપક, સર્વગ્રાહી સત્ય સુધી પહોંચાડે છે. એ સ્થિતિએ પહોંચીએ એટલે આપણને લાગે છે કે માણસ માણસ વચ્ચે જે ભેદ છે તે પારમાર્થિક એટલે કે સદાકાળ ટકનારા નથી; અને એવો ખોટો ભેદભાવ માની તેને આધારે જે આચરણ કર્યું હોય તેને સદાચરણ ન કહી શકાય. આપણે જોઈએ છીએ કે માણસમાત્રનાં જીવનનો ઉગમ એક જ મૂળ તત્ત્વમાંથી થયેલો છે; અને એક સ્વયંભૂ, સ્વતન્ત્ર, સનાતન, અવિનાશી આત્મા સર્વ વ્યક્તિઓનાં જીવનમાં વાસ કરે છે ને તેને યન્ત્રવત્ ચલાવી રહ્યો છે. જ્યારે આ સત્યનું દર્શન થાય ત્યારે ઇન્દ્રિયો ને અહંકારનું જોર જરાયે ચાલી શકતું નથી.[૧]

## ૧૦. ભક્તિમાર્ગ

મનુષ્યના સ્વભાવમાં ભાવના કે લાગણીનું જે અંગ છે તેનો યોગ્ય રીતે વિનિયોગ અથવા ઉપયોગ કરવાનો ઉપાય ભક્તિમાર્ગમાં બતાવેલો છે. જ્ઞાન અથવા કર્મથી ભિન્ન એવો જે ભાવનાપ્રધાન પ્રેમ અથવા અનુરાગ તે ભક્તિ છે.[૨] ભક્તિ દ્વારા આપણે આપણી ભાવનાઓ કે લાગણીઓને પરમાત્માને ચરણે ધરીએ છીએ. બે માણસો વચ્ચેનો સાચો પ્રેમસંબન્ધ લાગણીરૂપે પ્રગટ થાય છે; અને એ પ્રેમ જ્યારે ઈશ્વર અને મનુષ્ય વચ્ચે હોય ત્યારે તેમાં ભક્તિભાવનું જોમ ઉમેરાય છે, ને નવા પ્રાણનો સંચાર થાય છે. આપણે ભક્તિ ને આરાધના ન કરીએ, તો આપણે પોતાના અહંકારના કેદખાનામાં જ પુરાઈ રહેવું પડે. ભક્તિમાર્ગનું યોગ્ય રીતે નિયમન કરવામાં આવે, તો તે આપણને અન્તે પરબ્રહ્મનું દર્શન કરાવે છે. નબળાં ને નીચાં ગણાતાં, નિરક્ષર ને અજ્ઞાન, એ સહુને માટે આ માર્ગ ખુલ્લો છે.[૩] વળી તે સહેલામાં સહેલો પણ છે. ઈશ્વરની યોજના અથવા તેના પ્રયોજનમાં ભળી જાય એવી રીતે આપણી ઇચ્છાને વાળવી, અથવા તપ કરીને કષ્ટો વેઠવાં, કે કઠણ પરિશ્રમપૂર્વક વિચાર કરવો, એ બધામાં જેટલી મુશ્કેલી છે તેટલી પ્રેમથી પ્રેરાઈને સ્વાર્પણ કરવામાં

નથી. એ ઉપાય બીજા ઉપાયોના જેટલો જ કાર્યસાધક છે; અને કેટલીકવાર તો એમ પણ કહેવાય છે કે આ માર્ગ બીજા માર્ગો કરતાં ચડિયાતો છે; કેમકે બીજા માર્ગો તો ઇતર કોઈ સાધ્યના સાધનરૂપ છે, પણ ભક્તિ એ તો અહેતુક હોઈ તેમાંથી મળતો આનન્દ એ જ એનું સાધ્ય કે પરિણામ છે.

ભક્તિમાર્ગનું મૂળ પ્રાચીન કાળના ધાડા ધૂમસમાં ઢંકાઈ ગયેલું છે. ઉપનિષદોના ઉપાસનામાર્ગે તથા ભાગવતધર્મીઓના ભક્તિમાર્ગે ગીતાકારના મન પર અસર કરેલી છે. ઉપનિષદો ઉપાસનામાર્ગનું પ્રતિપાદન મુક્ત કંઠે ને અસંદિગ્ધ રીતે કરી શક્યાં નહોતાં; એટલે એ માર્ગની વિચારસરણી વધારે વિસ્તારથી રજૂ કરવાનો પ્રયાસ ગીતાકારે કર્યો છે. ઉપનિષદોનું જે નિર્ગુણ, નિર્વિશેષ, નિરતિશય બ્રહ્મ હતું તે ગીતામાં "બુદ્ધિમાનોની બુદ્ધિ, તેજસ્વીઓનું તેજ,"[1] દેવો ને મનુષ્યોમાં શ્રેષ્ઠ, ઋષિઓમાં અગ્રેસર, તેમજ સર્વનો સંહાર કરનાર મૃત્યુરૂપે દેખા દે છે.[2] અવ્યક્ત, અનિર્દેશ્ય ને અચિન્ત્ય એવા નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન ધરવાથી પરમ પદની પ્રાપ્તિ થઈ શકે છે, એમ કૃષ્ણ કબૂલ તો કરે છે; પણ તેઓ કહે છે કે એ માર્ગ ઘણો અઘરો ને કષ્ટસાધ્ય છે.[3] દિક્કાલ, કાર્યકારણ આદિની મર્યાદાઓથી બંધાયેલા મનુષ્યને, એ માર્ગે જતાં, પગ મૂકવા માટે એવી કોઈ જગા મળતી નથી જ્યાંથી ઠેકડો મારીને તે પરબ્રહ્મને પહોંચી શકે. આપણે કોઈ પણ વ્યક્તિ કે પદાર્થ વિષે પ્રેમ ધરાવીએ, એનો અર્થ એટલો તો અવશ્ય થાય છે કે તેની ને આપણી વચ્ચે અમુક અંશે ભેદ અથવા જુદાઈ છે. પ્રેમ ગમે તેટલું ઐક્ય સાધે, તો પણ પ્રેમી ને પ્રિયતમા — આશક ને માશુક — વચ્ચે જુદાઈ તો રહે જ છે. જેમ તર્ક અથવા વિચાર આ દ્વૈત સુધી જઈને અટકી જાય છે, તેમ ભક્તિ-માર્ગમાં પણ આપણે આ દ્વૈત સુધી આવીને સન્તોષ માનવો પડે છે. પણ આ દ્વૈતથી પર ને તેની પાર જે અદ્વૈત રહેલું છે — આ ભેદની પાર જે અભેદ રહેલો છે — તે દ્વૈતના કરતાં હીન કોટિની અથવા નીચલી અવસ્થા છે, એમ માનવું યોગ્ય નથી. ભક્તિ તો સગુણ સવિશેષ ઈશ્વરની — આનન્દ અને સૌન્દર્યના સાગર જેવાં સગુણ દેવ કે દેવીની જ — કરી શકાય. આપણા મનમાં રહેલી નિરાકાર કલ્પના કે ઓળા વિષે પ્રેમ, અનુરાગ કે ભક્તિ ન ઊપજવા પામે. સગુણ સાકાર વ્યક્તિત્વ હોય ત્યાં મિત્રતા,

સાકાર ને પુરુષરૂપ

એવા કોઈ સહાયકને માટે માણસ નિરંતર ઝંખે છે. એટલે સગુણ ઈશ્વર, જેના સ્વરૂપમાં પ્રેમભાવનો પ્રવેશ થયેલો હોય છે, તે ખુનામરકીમાં રાચતો નથી; દુઃખી હૃદયો મદદ માટે આર્તરવે પોકાર કરતાં હોય તેવે વખતે તે અવિચળ સમાધિ જેવી નિદ્રામાં પોઢી રહેતો નથી. તે તો પ્રેમસ્વરૂપ છે, 'શરણાગતવત્સલ' છે, ભક્તો પ્રત્યે અનુકંપા ધરાવનારો છે.[૧] જે માણસ પોતાનું આખું જીવન ઈશ્વરને સમર્પણ કરે ને તેને ચરણે પડે છે તે પરમાત્માનાં દ્વાર ખુલ્લાં પડેલાં જુએ છે. ઈશ્વરની વાણી પોકારીને કહે છે: "આ મારું વચન છે કે જે માણસ મારો ભક્ત છે તે નાશ પામવાનો નથી."[૨]

ઈશ્વર અને જગત વચ્ચેનો જે સંબન્ધ છે તેની પાછળ લેવડદેવડનો કડક કાયદો કામ નથી કરતો. માણસ પોતે કરેલાં કર્મોનાં ફળને ઈશ્વરની અનન્ય ભક્તિ વડે બાળી શકે છે. આમાં કર્મફળના નિયમનો ભંગ કે લોપ થતો નથી; કેમકે એ નિયમ અનુસાર ભક્તિનું પણ ફળ તો મળવું જ જોઇએ. કૃષ્ણ કહે છે: "મોટો દુરાચારી પણ અનન્યભાવે મને ભજે, તો તેને સાધુ પુરુષ જ માનવો," કેમકે તે નિશ્ચયપૂર્વક પરમેશ્વર તરફ વળેલો હોય છે, ને તેથી ધર્માત્મા થાય છે.[૩] ઈશ્વર પોતે કોઈનું પાપ કે પુણ્ય લેતો નથી.[૪] છતાં તેણે વિશ્વનું તન્ત્ર એવી રીતે ગોઠવેલું છે કે કોઈ પણ ક્રિયા થાય તેનું કંઈક પરિણામ નીપજ્યા વિના રહેતું જ નથી. "ભગવાન સર્વ યજ્ઞ અને તપનો ભોક્તા છે," એ વાત એક અર્થમાં સાચી છે. એક તરફ "મને કોઈ અળખામણો ને કોઈ માનીતો નથી;" અને બીજી તરફ "ભક્તો મને અત્યંત પ્રિય છે;"[૫] આ બે પ્રકારનાં વચનોમાં જે વિરોધાભાસ છે તેનો પરિહાર આપણે ઉપર બતાવેલી રીતે કરવો ઘટે છે. ભગવાન તો નિરંતર માણસને વિષે કાળજી કર્યા કરે છે

"જેમ મૂગો માણસ પોતે લીધેલા સ્વાદનું વર્ણન કરી શકતો નથી," તેમ ઈશ્વર પ્રત્યેના પ્રેમનું અર્થાત્ ભક્તિનું સ્વરૂપ પણ વર્ણવી શકાતું નથી.[૬] પણ આ પ્રેમલક્ષણા ભક્તિનાં આવશ્યક અંગો ક્યાં ક્યાં છે તે તો કહેવું જોઈએ. પહેલું તો એ કે જેને સર્વથા સપૂર્ણ માન્યું હોય એવા કોઈ તત્ત્વને વિષે પૂજ્યભાવ હોવો જોઈએ. એ તત્ત્વ પૂર્ણતાની મૂર્તિ હોવું જોઈએ; એટલે માણસની કલ્પનામાં આવી શકે એવા ઉચ્ચતમ તત્ત્વ સિવાયનું બીજું

કંઈ તો ચાલી નહીં શકે. નારદે તેમનાં ભક્તિસૂત્રમાં ઈશ્વર પ્રત્યેની ભક્તિને માણસ માણસ વચ્ચેના પ્રેમ સાથે સરખાવી છે.[1] એ પાર્થિવ પ્રેમમાં પણ માણસ અહંભાવ છોડી દે છે, પોતાને ભૂલી જાય છે, ને પોતે જે આદર્શ માન્યો હોય અથવા પોતાનું જે પ્રેમપાત્ર હોય તેની સાથે તદાકાર થવા મથે છે. ઈશ્વર વિષેના પ્રેમમાં એ આદર્શ અથવા પ્રેમનું ભાજન ઘણીવાર પોતાનું ખરું સ્વરૂપ ભક્તની આગળ પ્રગટ કરે છે. આ ભક્તિનું ભાજન તે પરમ પુરુષ અથવા પુરુષોત્તમ છે તે જેમ વિશ્વાત્મા છે, તેમ ભૂતમાત્રનો અંતરાત્મા પણ છે. તે જેમ જગતમાં પ્રાણનું સિંચન કરે છે, તેમ જીવોના અંતરમાંથી તિમિરનો નાશ કરી તેજનો સંચાર પણ કરે છે. વિચારની નીચલી કક્ષાએ એમ દેખાય છે કે વિશ્વમાં જે જુદાં જુદાં મહાભૂતો છે તે જ પરમ અને અન્તિમ સત્ય છે. એ મહાભૂતો તે જ ઈશ્વર, એમ માની લેવું એ ભૂલ છે. તેમજ, મીમાંસકો માને છે તેમ, ઈશ્વર યજ્ઞોનો સ્વામી પણ નથી માણસનું મન નિસર્ગનાં જુદાં જુદાં બળોની પાછળ સગુણ ને સાકાર એવાં જે અનેક દેવદેવીઓ રહેલાં કલ્પે છે, તેને જ ઈશ્વર માની લેવાની ભૂલ પણ ન કરવી જોઈએ. સાંખ્યોનો 'પુરુષ' તે પણ ઈશ્વર નથી. ઈશ્વર આ બધું તો છે જ, પણ એના કરતાં કંઈક અધિક પણ છે.[2] ઈશ્વર ભૂતમાત્રના હૃદયમાં વસે છે, એ વાત ગીતાકાર ભાર દઈને કહે છે ઈશ્વર જો જીવથી અત્યંત વિલક્ષણ અર્થાત્ વિજાતીય હોય, તો જીવ તેની ઉપાસના કે ભક્તિ કરી શકે નહીં. તે જો જીવથી અત્યંત અભિન્ન અર્થાત્ એકરૂપ હોય, તોપણ તેની ઉપાસના કે ભક્તિ કરી શકાય નહીં. ઈશ્વર અમુક અંશે જીવથી અભિન્ન ને અમુક અંશે ભિન્ન છે. તે પ્રકૃતિ અર્થાત્ લક્ષ્મીની સાથે જોડાયેલો વિષ્ણુ અર્થાત્ સર્વવ્યાપી ભગવાન છે; ને જગતની સર્વ ઈપ્સિત વસ્તુઓનો ભંડાર તેના હાથમાં છે. એ ઈશ્વરની સાથે સાયુજ્ય કે તાદાત્મ્ય સધાવાની આશા દેખાતાં જ ભક્તનું હૃદય આનન્દથી નાચવા લાગે છે. ભગવાન કહે છે: "તારું મન મારામાં પરોવ, તારી બુદ્ધિ મારામાં સમાવી દે, એટલે પછી તું મારામાં જ વાસ કરીશ."[3] જગતના બીજા સર્વ પ્રેમસંબન્ધો કેવળ આ પરમ પ્રેમના આવિર્ભાવરૂપ છે. આપણે બીજાં પ્રાણીઓ કે પદાર્થો વિષે પ્રેમ ધરાવીએ છીએ તે તેમની અંદર રહેલા અંતર્યામી આત્માને જ ખાતર. ભક્તના મનમાં અત્યંત નમ્રતાનો ભાવ હોય છે.

ભગવાનના સાંનિધ્યમાં તેને એમ જ લાગે છે કે હું પોતે તો શૂન્ય છું. એવું આત્મવિલોપન અથવા આત્મવિસ્મરણ ન હોય, તો અંતરમાં સાચી ભગવદ્‌ભક્તિનો ઉદય થવા પામે જ નહીં. ઈશ્વરને દીનતા ગમે છે.[૧] ભક્તને એમ જ લાગે છે કે ભગવાનથી અળગો તો હું કશી વિસાતમાં નથી. તેની ભક્તિ કાં તો ભગવાન પ્રત્યેની પ્રીતિનું રૂપ લે છે, અથવા તેના વિરહથી થતી વેદનાનું. જીવ જે તત્ત્વ કે પદાર્થને વિષે અનન્યભાવે આસક્તિ રાખે છે તે પદાર્થ અપાર મૂલ્યવાળો પારસમણિ છે એમ જાણ્યા પછી, 'હું પોતે તો નર્યું કથીર છું' એવું ભાન તેને થાય છે, ને તેનો ગર્વ ગળી જાય છે. ભક્ત દયાઘન પરમાત્માને પોતાના જીવનની દોરી સોંપી દે છે. સંપૂર્ણ પ્રપત્તિ કે શરણાગતિ સિવાય બીજો માર્ગ જ તેને માટે નથી. ભગવાને કહ્યું છે: "મનને મારી લગની લગાડ, મારો ભક્ત થા, મારે અર્થે યજ્ઞ કર, મને નમન કર. તેમ કરતાં તું મને જ પામીશ. એ મારી સાચી પ્રતિજ્ઞા છે. તું મને વહાલો છે. સર્વ ધર્મોનો ત્યાગ કરીને એક મારું જ શરણુ લે. હું તને સર્વ પાપોમાંથી છોડવીશ. શોક મા કર "[૨] ઈશ્વર આપણી પાસે અનન્ય ને અવ્યભિચારી એવી ભક્તિ માગે છે; અને આપણને ખાતરી આપે છે કે આપણું જ્ઞાન ને આપણા ભ્રમ બધું તે ઉઠાવી લેશે, તેમાં અપૂર્ણતાના જે કંઈ અંશો હશે તેને ફગાવી દેશે, અને એ સર્વનું રૂપાન્તર કરી તેને પોતાના અપાર તેજમાં અને પોતાના શુદ્ધ ને વિશ્વવ્યાપી સતસ્વરૂપમાં સમાવી લેશે. વળી ભક્તમાં ભગવાનની સેવા કરવાની સતત ઈચ્છા પણ હોય છે. ભક્ત "ભગવાનને જ જુએ છે, એને વિષે જ બોલે છે, ને એને વિષે જ વિચાર કરે છે."[૩] તે જે કંઈ કરે છે તે ભગવાનનો યશ વધારવાને જ કરે છે તેના કામમાં સ્વાર્થ રતિપૂર નથી હોતો, કેમકે તેને એ કામનાં ફળની લાલસા નથી હોતી. તેણે, હુંપણું ભૂલી જઈને, પોતાનું આખું જીવન ઈશ્વરને અર્પણ કરી દીધેલું હોય છે.[૪] ભક્ત જ્યારે આવી રીતે સર્વભાવે ભગવાનને શરણે જાય છે, ને તે જેમ નચવે તેમ નાચે છે, ત્યારે તેના જીવનમાં લાગણીનો આંધળો ઉછાળો આવતો નથી. એ પ્રપત્તિયોગમાં ભક્ત પહોળે હાથે ભગવાનને ભેટી તેને સર્વાંશે અધીન થઈ જાય છે. પહેલાં કેવળ હૃદયની લાગણી પરમાત્મા તરફ વળેલી હતી. તેને બદલે હવે આખું જીવન પરમાત્મામાં ઓતપ્રોત થઈ જાય છે. મન નિરંતર ભગવાનનું જ ચિન્તન કરે છે. ભક્તનો મનોરથ ફળે છે; તે

પોતાને આખરી મુકામે પહોંચે છે, અમૃતત્વ પ્રાપ્ત કરે છે, ને તેનો આત્મા તૃપ્ત થાય છે. પછી તે કશાની વાંછના કરતો નથી, શોક કરતો નથી, દ્વેષ કરતો નથી: તેના અંતરમાં શાન્તિ વ્યાપે છે; ને તે આત્માના આનન્દમાં નિમગ્ન થાય છે."[1] ગીતાના મત પ્રમાણે સાચી ભક્તિનો અર્થ એ છે કે ઈશ્વરને વિષે શ્રદ્ધા રાખવી, તેને વિષે પ્રેમ રાખવો, તેને સર્વભાવે શરણે જવું, ને તેના સ્વરૂપમાં પ્રવેશ કરવો. આ ભક્તિ અહેતુક હોઈ, તેમાંથી બીજું કશું ફળ મેળવવાની ઇચ્છા ભક્તને હોતી નથી.

સાચી ભક્તિને માટે સૌથી પહેલી તો શ્રદ્ધા હોવી જોઈએ. ભક્તના હૃદયમાં પરમાત્માનું દર્શન થાય ત્યાં સુધી તો તેણે એ પરમ સત્યની હસ્તી શ્રદ્ધાથી જ સ્વીકારવી રહી.[2] આમ શ્રદ્ધા એ અતિ આવશ્યક વસ્તુ હોઈ, લોકો જે દેવદેવીઓને વિષે શ્રદ્ધા ધરાવતા હોય તેમને નભાવી લેવામાં આવે છે. જુદા જુદા માણસોના આચારવિચારમાં પાર વિનાની વિવિધતા હોય છે; એટલે દરેક માણસને પોતાને મનગમતી રીતે વિચાર ને ઉપાસના કરવાની છૂટ આપેલી છે. માણસમાં પ્રેમનો છાંટો ન હોય તેના કરતાં કંઈક પ્રેમ હોય તે સારો; કેમકે આપણામાં પ્રેમ ન હોય તો આપણે એકલપેટા થઈ જઈએ, ને આપણા સ્વાર્થરૂપી કોટકિલ્લામાં જ પુરાઈ રહીએ. અનન્ત પરમાત્મા મનુષ્ય આત્માને વિવિધ રૂપે દર્શન દે છે. નીચલી કક્ષાના દેવો એક ને અદ્વિતીય એવા પરમાત્માનાં જ રૂપો કે અંગો છે. ગીતા ઈશ્વરના અવતારોને પુરુષોત્તમ કરતાં નીચલી કોટિમાં મૂકે છે; બ્રહ્મા, વિષ્ણુ ને શિવ — એ જ્યાં પરમેશ્વરના સર્જક, પાલક ને સંહારક રૂપનાં નામ ન હોય ત્યાં — તેમને પુરુષોત્તમ કરતાં ઊતરતી કોટિના ગણ્યા છે.[3] વૈદિક દેવદેવીઓની પૂજાને માન્ય રાખી છે.[4] ગીતા, દયાની લાગણીથી પ્રેરાઈને, જનસમૂહને ક્ષુદ્ર દેવતાઓનું પૂજન કરવાની છૂટ આપે છે. પૂજા જ્યાં સુધી ભક્તિભાવે કરી હોય ત્યાં સુધી તે હૃદયને શુદ્ધ કરે છે, અને ચિત્તને ઉપલી કક્ષાના જ્ઞાનને માટે તૈયાર કરે છે.[5]

આ સહિષ્ણુતાની વૃત્તિ દાર્શનિક દૃષ્ટિએ યોગ્ય ને સકારણ કેમ છે તે ગર્બિન રીતે કહ્યું છે, પણ સ્પષ્ટપણે ને વીગતવાર સમજાવ્યું નથી. માણસ જેવા વિચાર કરે તેવો તે બને છે. તેને જે વસ્તુ વિષે શ્રદ્ધા હશે તે વસ્તુ

તેને મળી રહેશે. જગતની રચના પાછળ કંઈક પ્રયોજન રહેલું છે, ને તેમાં નીતિનિયમનો અમલ ચાલે છે. "દેવોનું પૂજન કરનારા દેવો પાસે, પિતૃઓનું પૂજન કરનારા પિતૃઓ પાસે, ભૂતપ્રેત વગેરેનું પૂજન કરનારા ભૂતપ્રેત પાસે, અને મારું યજન કરનારા મારી પાસે, પહોંચી જાય છે."[૧] "જે જે ભક્ત જે જે રૂપની અર્થાત્ દેવની શ્રદ્ધાથી ઉપાસના કરવા ઇચ્છે છે તે તે રૂપ વિષેની તેની શ્રદ્ધાને હું સ્થિર બનાવું છું. એ શ્રદ્ધા વડે તે તે રૂપની આરાધના તે કરે છે; અને પછી મેં જ નિર્મેલાં ને તેણે ઇચ્છેલાં ફળ તેને મળે છે."[૨] રામાનુજ કહે છે: "બ્રહ્માથી માંડીને બરુ સુધીની જે વસ્તુઓ જગતમાં વસે છે તે સર્વ કર્મને લીધે નીપજતાં જન્મમરણને અધીન છે; તેથી તે ભક્તિના ભાજન તરીકે કામ આવી શકે નહીં."[૩] ખરેખરા ભગવાન પુરુષોત્તમ એકલા જ ભક્તિનું ભાજન બની શકે છે. તેનાથી ઊતરતાં રૂપો તેને પહોંચવાની સીડીની પગથિયાં છે. દસમા અધ્યાયમાં કહ્યું છે કે જે જે પદાર્થો ને મનુષ્યોમાં શક્તિ અને ભવ્યતા અસાધારણ પ્રમાણમાં દેખાતાં હોય તેમનું એકાગ્ર મનથી ચિન્તન કરવું જોઈએ. આને પ્રતીકોપાસના કહે છે. અગિયારમા અધ્યાયમાં આખું વિશ્વ ઈશ્વરનું રૂપ ધારણ કરે છે. બારમા અધ્યાયમાં જગતના અધિષ્ઠાતા ઈશ્વરની ભક્તિનું નિરૂપણ છે. સર્વ દેવો કરતાં શ્રેષ્ઠ એવો પરમેશ્વર જ આપણને મુક્તિ આપી શકે છે. બ્રહ્મા આદિ બીજા દેવોના ભક્તો જે સ્થિતિને પામે છે તે સ્થિતિનો ક્યારેક તો અન્ત આવે છે; માત્ર ઈશ્વરના ભક્તો જ અનન્ત સુખને પામે છે.[૪]

ઈશ્વરનાં શક્તિ, જ્ઞાન અને કૃપાનું ચિન્તન; ભક્તિભાવપૂર્વક તેનું નિરન્તર સ્મરણ; તેના ગુણો વિષે બીજા માણસો જોડે વાતચીત; બીજાઓ સાથે બેસીને ભગવાનનું ભજન; અને કર્મમાત્ર ઈશ્વરની સેવા ગણીને કરવાં તે;— આ ભક્તિનાં જુદાં જુદાં રૂપો છે.[૫] આ વિષયમાં કશા ચોક્કસ નિયમો ઠરાવી શકાય એમ નથી. આ જુદા જુદા ઉપાય વાટે મનુષ્ય આત્મા પરમાત્માની નજીક જાય છે. ચિત્તને ઈશ્વર તરફ વાળવા માટે અનેક પ્રતીકો ને સાધનાઓ બતાવેલાં છે. ઈન્દ્રિયોના વિષયો માટેની લાલસા છોડી દીધા વિના અનન્યભાવે ઈશ્વરની ભક્તિ કરી શકાતી નથી. એટલે કેટલીકવાર યોગનો આશ્રય લેવામાં આવે છે.[૬] બાહ્ય વિધિઓવાળી પૂજાઅર્ચાથી માંડીને, જગતની જંજાળોમાંથી છૂટી જવાની— કર્મફળ તજવાની તથ

કર્મોનો સન્યાસ કરવાની — અનારતવાર થતી ઇચ્છા સુધીના, અનેક પ્રકારો માથી ભક્તિ કોઈ પણ એક રૂપ ધારણ કરે છે બીજા સર્વ પદાર્થો છોડીને એકલા ઇશ્વરનું જ ચિન્તન કરવાનું ગીતા કેટલીકવાર આપણને કહે છે આ નિષેધાત્મક ઉપાય છે[1] આખા જગતને ઇશ્વરનું વિરાટ રૂપ માની તે દૃષ્ટિએ તેના તરફ જોવાનો આદેશ પણ ગીતા આપણને આપે છે[2] આપણે બાહ્ય જગતમા તેમજ આપણા અંતરમાં ઇશ્વરનું દર્શન કરવુ જોઈએ, અને આપણા આચરણને એવી રીતે ઘડવુ જોઈએ કે તેમાં અંતર્યામી ઇશ્વરનું તેજ દેખાઈ આવે પરમ ભક્તિ અને સપૂર્ણ પ્રપત્તિ એ એક જ વસ્તુનાં બે પાસાં છે એક ને અનન્ત એવા પરમેશ્વરને તેના કોઈ પણ રૂપ દ્વારા ભજી ને પૂજી શકાય, એમ ગીતા સ્વીકારે છે આ સહિષ્ણુ વૃત્તિને લીધે હિંદુ ધર્મમાં ઉપાસના ને અનુભવના જુદા જુદા પ્રકારોનો સમન્વય સધાયો છે, અનેક સમ્પ્રદાયો ને મતોની એકતા સાધનારુ વાતાવરણ પેદા થયુ છે, અને સત્ય એક છે પણ તેને ઘણા પાસા છે, એ હકીકત પર રચાયેલા તત્ત્વદર્શન અને આત્મવિકાસની યોજના રચાઈ છે

ભક્તિ જ્યારે પરાકાષ્ઠાએ પહોચે ત્યારે આપણા મનમાં ભક્તિના ભાજન વિષે પાકી ખાતરી થાય છે એ અનુભવ સ્વયસિદ્ધ છે, તે પોતે જ પોતાનો પુરાવો છે, એને બીજા પ્રમાણ કે પુરાવાની જરૂર રહેતી નથી તાર્કિક દલીલોથી ભરેલા વાદવિવાદમાં ઊતરવાથી ઝાઝો લાભ થતો નથી સાચા ભક્તો ઇશ્વરને વિષે નકામી ડાચાકૂટમાં પડતા નથી[3] આ ભક્તિનો ઊંચામાં ઊંચો પ્રકાર છે અને તેમાથી બીજી કોઈ પણ સ્થિતિમા જવાપણુ રહેતું નથી એ ભક્તિ નિરતર અર્થાત્ અખડ ને એકધારી, અને નિર્હેતુક અથવા કામના વિનાની છે[4] કશી જ કામના રાખ્યા વિના ઇશ્વરને ભજનારા ને તેની સેવા કરનારા માણસો બહુ વિરલા હોય છે ભગવાનની ભક્તિને ખાતર જ્ઞાન અને કર્મનો ત્યાગ કરનારા, ભાવનાપ્રધાન, ધર્મોમાં જે નબળાઈ હોય છે તે ગીતામાં નથી ભગવાનને સર્વ ભક્તો પ્રિય હોય છે, પણ તેમાયે જ્ઞાની સૌથી અધિક પ્રિય હોય છે[5] ભક્તોના બીજા ત્રણ વર્ગ તે આર્ત, જિજ્ઞાસુ ને અર્થાર્થીના છે આ ત્રણને તુચ્છ વસ્તુઓ મેળવવાની ઇચ્છા હોય, ને એમની કામનાઓ તૃપ્ત થયે તેઓ ઇશ્વરની ભક્તિ કરતા બધ થઈ જાય, એ બનવાજોગ છે પણ જ્ઞાની તો શુદ્ધ નિરપેક્ષ ભાવે જ

ભગવાનને ભજે છે[૧] એવી સ્થિતિમા ભક્તિ — અર્થાત્ ભગવાન વિષેનો ઉત્કટ અનુરાગ — અગ્નિરૂપ બની જાય છે, અને ભક્તના વ્યક્તિત્વની સર્વે મર્યાદાઓ એ હુતાશનમા બળીને ભસ્મ થઈ જાય છે એવા જ્ઞાની ભક્તને સત્યનો સાક્ષાત્કાર થવા પામે છે આ આત્મજ્ઞાનરૂપી અકુશ ન હોય, તો ગીતાનો ધર્મ લાગણીપ્રધાન બની જાત, અને ભક્તિ પોતે પણ નરી ઘેનછા કે ઘેલતાઈનુ રૂપ ધારણ કરે

જે ભક્તિ શાન્ત સ્તવનરૂપે, અને ભગવાનના દર્શનની ઝખનારૂપે, શરૂ થાય છે તે અન્તે પ્રેમ અને હર્ષના પરમાનન્દમા પર્યવસાન પામે છે ભક્ત ભગવાનના રૂપમા લીન થઈ જાય છે વિશ્વમા એક જ ઈશ્વર સર્વત્ર વ્યાપી રહ્યો છે ( वासुदेव सर्वमिति ) એ સત્યનો તેને અનુભવ થાય છે તે જીવનના સુનકારમાથી ને જગતની વ્યર્થતામાથી છૂટી જાય છે એ જગતમા તે પહેલા એકલો અટુલો એક જીવ હતો, તેને બદલે હવે તે પરમેશ્વરના હાથમાનું સાધન બની જાય છે[૨] મનુષ્યનુ ઊંચામા ઊંચુ વ્યક્તિત્વ તે પરમેશ્વરના એક અશનો જ આવિર્ભાવ છે દરેક મનુષ્યનુ સાચુ, પારમાર્થિક સ્વરૂપ તે તો દેશ અને કાલમા પ્રગટ થતો પરમાત્મા છે જ્ઞાન અને ભક્તિ એકબીજા પર આધાર રાખનારા બની જાય છે[૩] સાચી ભક્તિનુ પરિણામ નિ સ્વાર્થ આચરણમા આવે છે ભક્તના હૃદયમા સર્વગ્રાહી ને કલ્યાણભરી પ્રેમ વ્યાપી જાય છે એવો પ્રેમ કશો સ્વાર્થ સાધવા નથી માગતો, તે આપોઆપ ઊભરાઈ જાય છે પણ એ રૈનમછેન માટે તે કશો બદલો નથી માગતો. ઈશ્વરના પ્રેમે વિશ્વને ઉત્પન્ન કર્યું, અને તેને તે ટકાવે છે, ને ઉઠાવીને પોતાના સ્વરૂપ સુધી લઈ જાય છે એ પ્રેમના જેવો જ ભક્તનો પ્રેમ હોય છે ભક્ત પોતે કામ નથી કરતો, એના અંતરમા રહેલી આત્મશક્તિ જ ઈશ્વરના જેવી સ્વતન્ત્રતાથી કામ કરે છે સાચો ભક્ત સર્વભાવે ઈશ્વરને શરણે જાય છે, ને પોતાનું બધુ કામ ઈશ્વરને અર્પણ કરે છે આ રીતે તેનામા ઊંચામાં ઊંચા તત્ત્વજ્ઞાનથી થનારુ સત્યદર્શન, અને પૂર્ણ પુરુષના જેવી કાર્યશક્તિ, બન્ને હોય છે જગતના વહેવારને વિષે ફિકર ન કરનારા આત્માઓ આપણને ક્યાક ક્યાંક મળી આવે છે ખરા, છતા ગીતાએ તો આદર્શ ભક્ત તેને જ માન્યો છે જેની ભક્તિ જ્ઞાનથી પ્રમાણિત થયેલી છે, અને જેનો પ્રેમ માનવજાતિને માટે કષ્ટો સહેવાની ભીષણ આતુરતારૂપે

અભૂકી ઊઠે છે. તિલકે વિષ્ણુપુરાણનો એક શ્લોક ટાંક્યો છે તેમાં કહ્યું છે: "પોતાનું કર્તવ્ય છોડીને જેઓ કેવળ 'કૃષ્ણ કૃષ્ણ' બોલ્યાં કરે છે તેઓ હરિનો દ્વેષ કરનારા ને પાપી છે, કારણ હરિનો જન્મ જ ધર્મના રક્ષણને માટે છે."[1]

એટલું તો દેખીતું છે કે જેઓ ભક્તિને આત્મપરાયણ જીવનની પરાકાષ્ઠ માને છે તેમને માટે અન્તિમ ધ્યેય નિર્ગુણ પરબ્રહ્મમાં ભળી જવાનું નથી, પણ પુરુષોત્તમ સાથે તાદાત્મ્ય સાધવાનું છે. પણ ગીતા નિર્ગુણભક્તિ અર્થાત્ નિર્ગુણ, નિર્વિશેષ, અવ્યક્ત પરબ્રહ્મની ભક્તિને બીજા બધા કરતાં ચડિયાતી માને છે. તે સ્થિતિમાં નિર્ગુણ પરબ્રહ્મને જ પરમ સત્ય — પરમાર્થસત્ — માનવામાં આવે છે.[2] ભક્તિ જ્યારે સંપૂર્ણ બને, ત્યારે ભક્ત ને તેનો ભગવાન એક જ નિરવધિ પરમાનન્દમાં નિમગ્ન થઈ જાય છે, અને એક જ જીવનનાં બે ભિન્ન અંગોરૂપે પ્રગટ થાય છે. એટલે, ભક્તિની ભાવના જે દ્વૈતથી શરૂઆત કરે છે તે દ્વૈતની પરિપૂર્તિ કે તેનું પર્યવસાન કેવલાદ્વૈતમાં થાય છે.

## ૧૧. કર્મમાર્ગ

ઇશ્વરાર્પણબુદ્ધિથી સેવા કે કર્મ કરવાથી પણ પરમ પદને પામી શકાય છે. કર્મ એટલે કાર્ય અથવા કામ. અવ્યક્ત તત્ત્વ જેના વડે વ્યક્ત રૂપ ધારણ કરે છે તે પણ કર્મ છે.[3] કર્મ અનાદિ કહેવાય છે; અને જગતનું કામ કેવી રીતે ચાલે છે તે ચોક્કસ સમજવું અઘરું છે.[4] સૃષ્ટિનો અન્ત આવે ત્યારે આખું જગત સૂક્ષ્મ કર્મબીજ રૂપે પડી રહે છે; અને ફરીવાર જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન થાય ત્યારે એ બીજ ઊગી નીકળે છે, એમ કહેવાય છે.[5] જગતની ક્રિયા ઇશ્વર પર આધાર રાખે છે, તેથી તેને કર્માધ્યક્ષ — યજ્ઞ અને તપનો ભોક્તા — કહી શકાય[6] આપણે કંઈક ને કંઈક કામ તો કર્યે જ છૂટકો હોય છે. આપણે એટલું જોવું જોઈએ કે આપણા આચરણથી ધર્મની અભિવૃદ્ધિ થાય, અને તેની સાથે સાથે આત્માને શાન્તિ ને સન્તોષ મળવા પામે. સેવાને માટે ઝંખતો માણસ આચરણને જે માર્ગે ચાલીને પરમ પદને પામી શકે તેનું નામ કર્મમાર્ગ છે.

ગીતાના જમાનામાં સત્કર્મ ને સદાચાર વિષે જુદા જુદા ઘણા મતો

ચાલતા હતા. યજ્ઞયાગ વગેરે વિધિપૂર્વક કરવા એવો વેદનો મત હતો (જેને ગીતામાં 'ત્રયીધર્મ' કહ્યો છે). સત્યની શોધનો સિદ્ધાન્ત ઉપનિષદોએ બતાવ્યો હતો. કર્મમાત્રનો ત્યાગ કરવો જોઈએ એવી બૌદ્ધ ધર્મની કલ્પના હતી. અને ઈશ્વરની ભક્તિ કરવી જોઈએ એવું સેશ્વરવાદી લોકોનું કહેવું હતું. ગીતા એ સર્વનો સમન્વય સાધી તેમાંથી એક અખંડ ને એકધારો સિદ્ધાન્ત નિપજાવવાનો પ્રયત્ન કરે છે.

ગીતા એટલું સ્વીકારે છે કે આપણે કર્મ દ્વારા જ બાકીના જગત જોડે સંબન્ધમાં આવીએ છીએ. નીતિ અનીતિનો પ્રશ્ન માનવજગતમાં જ ઊભો થાય છે. જગતના સર્વ પદાર્થોમાંથી એકલા મનુષ્યના આત્માને જ જવાબદારીનું ભાન છે માણસ આત્મસુખ માટે ઝંખે છે, પણ તે એને જગતના ભૌતિક પદાર્થોમાંથી મળી શકતું નથી. તે જે સુખ મેળવવા મથે છે તે જુદી જુદી અનેક જાતનું હોય છે. *મોહમાં ફસાયેલું મન અને જૂઠી વાસના જે* સુખ આપે છે તેમાં તમોગુણ વધારે હોય છે; ઈન્દ્રિયોના ભોગ ભોગવવાથી જે સુખ મળે છે તેમાં રજોગુણ વધારે હોય છે; અને આત્મજ્ઞાનથી જે સુખ મળે છે તેમાં સત્ત્વગુણ વધારે હોય છે.[૧] પરમ સન્તોષ તો ત્યારે જ મળી શકે જ્યારે માણસ પોતાને સ્વતન્ત્ર કર્તા માનતો મટી જાય, ને તેને એમ લાગે કે અપાર કૃપાવાળો ઈશ્વર જ જગતનું નાવ ચલાવે છે. મનુષ્યનો આત્મા જ્યારે જગતમાં વ્યાપી રહેલા વિશ્વાત્માને જુએ છે ત્યારે તેને તૃપ્તિ થાય છે.[૨] જે કર્મ માણસને મોક્ષ મેળવવામાં ને આત્માને પૂર્ણત્વ પ્રાપ્ત કરવામાં મદદ કરે તે સત્કર્મ.

ઈશ્વર, મનુષ્ય અને કુદરત એ સર્વની સાથે આપણે ખરેખરા અભેદનો સંબન્ધ ધરાવીએ છીએ. એ અભેદ જે કર્મ દ્વારા પ્રગટ થાય તે સત્કર્મ. સત્‌તત્ત્વ અથવા સદ્‌ વસ્તુનું આ જે અસલી અર્થાત્‌ પારમાર્થિક રૂપ છે તે જે કર્મ દ્વારા પ્રગટ ન થાય તે દુષ્કર્મ. વિશ્વનું એકત્વ એ મૂળભૂત અથવા પાયાનો સિદ્ધાન્ત છે. માણસને પૂર્ણત્વને રસ્તે આગળ દોરી જાય તે પુણ્ય; તેનાથી ઊલટું તે બધું પાપ. બૌદ્ધ ધર્મ અને ગીતા વચ્ચેનો મૂળ તફાવત આ છે. બૌદ્ધ ધર્મે સદાચારને ધર્મપરાયણ જીવનનું મુખ્ય અંગ માન્યું એમાં શંકા નથી. પણ સદાચારી જીવનનો આત્માના પૂર્ણત્વ સાથે

અથવા વિશ્વના પ્રયોજન સાથે જે સબન્ધ છે તેના પર તેણે પૂરતો ભાર દીધો નહીં ગીતામાં તો આપણને ખાતરી આપેલી છે કે આપણા પ્રયત્નો નિષ્ફળ જાય તોપણ, ઇશ્વરનો જે મુખ્ય હેતુ છે તે તો કદી નાશ પામવાનો નથી ગીતા બતાવે છે કે વિશ્વપતિ ને વિશ્વાત્મા એવો પરમેશ્વર તો ન્યાયી છે, તે અન્યાયી છે એવો આભાસ ભલે ગમે તેટલો થતો હોય તેથી શુ ? ઇશ્વરની જે સદા વર્ધમાન એવી યોજના કે ધારણા છે તે ફળીભૂત થવામા માણસ જ્યારે સાધનભૂત બની જાય, ત્યારે તેણે પોતાના જીવનનો અન્તિમ હેતુ પાર પાડ્યો ગણાય

પરિમિત શક્તિવાળા જીવોએ પોતે એક દેહનાં જુદા જુદા અંગો છે એમ માનવુ જોઈએ, ને આખા જગતના કલ્યાણને અર્થે કામ કરવુ જોઈએ 'હુ બીજા સૌથી અળગો ને સ્વતન્ત્ર છુ,' એ દાવો તે જો કરે તો તે ખોટો છે, અને 'બીજાઓની સ્વતન્ત્રતાને કારણે મારી સ્વતન્ત્રતા પર જે કાપ મુકાય તેટલો જ હુ નછૂટકે કબૂલ કરુ,' એવો મત જો તે ધરાવે તો તે પણ અયોગ્ય છે એ બને વિચારનો તેણે ત્યાગ કરવો જોઈએ સાચો આદર્શ તો લોકસગ્રહ અર્થાત્ આખા જગતને એક માની તેના હિત માટે મહેનત કરવાનો, [illegible] વિશ્વભર ને વિશ્વાત્મા એવો ઇશ્વર જગતમા કામ કરી રહ્યો છે સત્પુરુષે [illegible] કામમા સાથ આપવો જોઈએ, અને જગતનું કલ્યાણ સાધવાનું ધ્યેય રાખ[illegible] જોઈએ ૧ વ્યક્તિઓના જુદા જુદા હકોની કલ્પનાનો ગીતા અસ્વીકાર કરે છે સર્વશ્રેષ્ઠ માણસોએ ભારેમા ભારે બોજા ઉઠાવવા રહ્યા છે જીવોના પુરુષાર્થન[illegible] પાછળ ગર્ભિત રીતે એવો ખ્યાલ રહેલો છે કે જગતમા બૂરાઈ છે, ને તેના પ[illegible] વિજય મેળવવાનો છે પાપ અને અન્યાય સામે લડવાના કામમાંથી ખસી જ[illegible] આપણને શોભે નહીં અર્જુન આનાકાની કરતો હતો તેને કૃષ્ણે—યશને મા[illegible] કે રાજ્યને લીધે નહીં, પણ ધર્મને ખાતર — લડવાને સમજાવ્યો. પણ આપણે જ્યારે અન્યાય સામે લડીએ ત્યારે દુ ખ અને અશાન્તિ ઉપજાવનાર[illegible] આવેશ કે અજ્ઞાનથી ન લડવુ જોઈએ, પણ જ્ઞાનપૂર્વક અને માણસમાત્રને માટે મનમા પ્રેમ રાખીને લડવુ જોઈએ ૨

ઉપનિષદ એ સદાચારી માણસનું લક્ષણ થઈ પડે છે કામ અને રાગ આપણા અ ત્માને કેદમાં પૂરી રાખે છે તે સારાસારનો વિવેક કરનારી બુદ્ધિને

જડ કરી નાખે છે, ને વિચારશક્તિને બંધનમાં નાખે છે. નિરંકુશ વાસનાઓના હાથમાં લગામ પૂરેપૂરી આપી દેવી એનો અર્થ એ છે કે શરીરમાં વસતા આત્માને ગુલામ બનાવવો.[૧] ગીતા આપણને કહે છે કે તમારે અનાસક્તિ, કર્મનાં ફળ વિષે ઉપેક્ષા, તથા યોગ અથવા સમત્વની વૃત્તિ કેળવવાં જોઈએ.[૨] સાચો ત્યાગ એમાં જ રહેલો છે. અજ્ઞાનને લીધે કર્મો કરવાં છોડી દેવાં એ તો તામસ ત્યાગ છે, શરીરને પડનારાં કષ્ટ વગેરે પરિણામોના ડરથી કર્મો છોડી દેવાં એ રાજસ ત્યાગ છે; પણ અનાસક્તિપૂર્વક અને ફળની આશા છોડીને કર્મો કરવાં એ ઉત્તમ કોટિનો ત્યાગ છે, કેમકે એમાં સત્ત્વગુણની માત્રા અધિક હોય છે.[૩]

કર્મના સવાલને વિષે ગીતાનો ચોક્કસ મત શો છે તે સમજવું જરૂરનું છે. સંસારત્યાગ અને સન્યાસના માર્ગને તે ટેકો આપતી નથી. નૈષ્કર્મ્યને લગતો જે બૌદ્ધ સિદ્ધાન્ત છે તેનો તે વધારે ભાવાત્મક અર્થ કરે છે. ફળની કશી આશા રાખ્યા વિના કરેલું કર્મ તે સાચું નૈષ્કર્મ્ય છે. ગીતા કર્મના સ્વરૂપનું પૃથક્કરણ કરે છે; બાહ્ય કર્મ, અને તેની પાછળ રહેલી મનોવૃત્તિ, એ બેને છૂટાં પાડે છે; અને સ્વાર્થનો સર્વાંશે ત્યાગ કરી આપણને આ મનોવૃત્તિ પર અંકુશ રાખવાનો ઉપદેશ આપે છે.[૪] નૈષ્કર્મ્ય અર્થાત્ કર્મનો ત્યાગ નહીં પણ નિષ્કામતા એ સાચો નીતિધર્મ છે.[૫] કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે; તેનો ત્યાગ કરવો રહ્યો છે.[૬] બધી જ કામનાઓ કંઈ બૂરી હોતી નથી. ધર્માચરણ આદરેની કામના તો દૈવી સંપત્તિનો એક અંશ છે[૭] ગીતા આપણી ઇચ્છાઓ ને વાસનાઓને નિર્મૂળ કરવાનું કહેવાને બદલે તેને શુદ્ધ બનાવવાનુ કહે છે. ઇન્દ્રિયો ને તેમાં રહેલા પ્રાણને સ્વચ્છ બનાવવાં જોઈએ; ને મન અને બુદ્ધિનો મેલ ધોઈ કાઢવો જોઈએ. એટલું કરીએ એટલે આત્માને તૃપ્તિ થાય છે.[૮] નિષ્ક્રિયતા એ મુક્તિ નથી, એ વિષે ગીતાને સદેહ નથી. "તેમજ દેહધારીઓ કર્મોનો સર્વાંશે ત્યાગ કરી શકતા પણ નથી."[૯] વર્ડ્ઝવર્થે કહ્યું છે: "આંખથી જોયા વિના રહી શકાતું નથી. કાનને આપણે સાંભળવું બંધ કરવાનું કહી શકતા નથી. આપણું શરીર જ્યાં હોય ત્યાં તેમને લાગણીઓ ઊપજ્યા વિના રહેતી નથી — તેમાં આપણી મરજી ભલે હોય કે ન હોય." આ ધરતી પર તો વિશ્રાન્તિ જેવી વસ્તુ છે જ નહીં; ત્યાં તો સદાસર્વદા પ્રવૃત્તિ ચાલ્યાં જ કરે

છે. કર્મ સંસારના ચક્રને ટકાવી રાખે છે; અને તેને ચાલતું રાખવા માટે દરેક માણસે પોતાથી બનતો પ્રયત્ન કરવો જોઈએ.[1] ગીતાનું આખું મંડાણ એમ બતાવે છે કે તેમાં કર્મ કરવાનો જ ઉપદેશ આપેલો છે. મોક્ષ મળે ત્યાં સુધી કર્મ કર્યા વિના છૂટકો જ નથી. આપણે મોક્ષ મેળવવાને કર્મ કરવાં રહ્યાં; અને મોક્ષ મળ્યા પછી, ઈશ્વરનાં સાધન તરીકે કામ કરવું રહ્યું. આ પાછલી અવસ્થામાં બેશક મનને તૈયાર કરવા માટે કે આત્મશુદ્ધિને અર્થે કામ કરવાનું રહેતું નથી. મુક્તાત્માઓને કોઈ નિયમોનું પાલન કરવાનું રહેતું નથી; તેઓ પોતાને યોગ્ય લાગે તે કામ કરે છે; પણ મહત્ત્વની વાત એ છે કે તેઓ કંઈક પણ કામ કરે છે ખરા.[2]

ગીતા આપણને એવી રીતે કર્મ કરવાનું કહે છે કે જેથી કર્મ બંધનકારક નીવડે નહીં. ઈશ્વર પોતે માનવજાતિને કાજે કર્મ કરે છે. પારમાર્થિક દૃષ્ટિએ જોતાં તે સ્વયંપૂર્ણ ને નિષ્કામ છે, છતાં તેને હંમેશાં જગતમાં કંઈક ને કંઈક કામ કરવાનું હોય જ છે. ઈશ્વર જે રીતે કામ કરે છે તે જ રીતે અર્જુનને પણ યુદ્ધ કરવાનું ને સ્વધર્મનું પાલન કરવાનું કહેવામાં આવે છે. બીજા માણસોને તેમના અંતરમાં વસતા પરમાત્માનું દર્શન કરવામાં મદદ કરવાની ફરજ પણ મુક્તાત્માઓને માથે છે. માનવજાતિની સેવા તે પરમાત્માની અર્ચના છે.[3] નિષ્કામપણે ને સ્વાર્થવૃત્તિ વિના, અનાસક્તિપૂર્વક, જગત તથા ઈશ્વરને કાજે, કરેલું કર્મ આપણને બંધનકર્તા નીવડતું નથી. ભગવાન કહે છે: "એ કર્મો મને બંધન કરતાં નથી, કેમકે હું તેમને વિષે ઉદાસીન જેવો ને અનાસક્ત રહું છું."[4] ગીતા સંન્યાસ અને ત્યાગ વચ્ચે ભેદ પાડે છે: "કામ્ય, અર્થાત્ કામના રાખીને થતાં, કર્મોનો ત્યાગ તે સંન્યાસ; અને કર્મમાત્રના ફળનો ત્યાગ તે ત્યાગ."[5] આ બેમાં ત્યાગનું સ્વરૂપ વધારે વ્યાપક છે. ગીતા આપણને જીવનના સામાન્ય વ્યવહારનો ત્યાગ કરવાનું કહેતી નથી, પણ સ્વાર્થી વાસનાઓને શમાવી દેવાનું કહે છે. પ્રવૃત્તિ અર્થાત્ કર્મ, અને નિવૃત્તિ અર્થાત્ કર્મત્યાગ, એના સમુચ્ચયનું સમર્થન ગીતાએ કર્યું છે. નર્યો કર્મત્યાગ એ સાચો સંન્યાસ નથી. હાથ નવરા પડ્યા હોય છતાં વાસનાઓ કામ કરતી હોય, એ બનવાજોગ છે. બંધન પેદા કરનાર કર્મ નથી, પણ કર્મ પાછળ રહેલી મનોવૃત્તિ છે. "મૂઢ માણસની નિવૃત્તિ એ ખરેખર તો પ્રવૃત્તિ જ છે; અને જ્ઞાની માણસની પ્રવૃત્તિ પણ

ખરેખર તો નિવૃત્તિ જ છે."[૧] અંતર્મુખ, આત્મપરાયણ જીવનને જગતના પ્રવૃત્તિવાળા જીવન સાથે વિરોધ નથી. ઉપનિષદની ભાવનાને અનુસરીને ગીતા પણ એ બેનો અવિરોધ અથવા મેળ સાધે છે. ગીતાએ બતાવેલી રીતે કરેલું કર્મ તે કુશળ કર્મ છે. योगः कर्मसु कौशलम् ।[૨] કર્મો કરવાની જે કુશળતા તેનું જ નામ યોગ છે.

આપણે જે કંઈ કર્મ કરીએ તે બહારના કોઈ કાયદાને વશ થઈને નહીં, પણ આપણા અંતરાત્માએ સ્વતન્ત્રપણે કરેલા નિશ્ચયને અનુસરીને, કરવું જોઈએ. એ ઉત્તમ કોટિનું કર્મ છે. ઍરિસ્ટૉટલ કહે છે : "જે માણસ પોતાના અંતરની શ્રદ્ધાને અનુસરીને વર્તે છે તે ઉત્તમ શ્રેણીનો છે; બીજાઓની સલાહને વશ થઈ વર્તે છે તે માણસ એનાથી ઊતરતી શ્રેણીનો છે."[૩] પ્રાકૃત માણસોને માટે તો શાસ્ત્રો જ પ્રમાણરૂપ છે વેદની આજ્ઞાઓ તો બહારથી આવેલા હુકમ જેવી જ છે, અને આપણે જ્યારે પરમ પદને પહોંચીએ ત્યારે એ આજ્ઞાઓ આપણે માટે બંધનકર્તા રહેતી નથી. એ સ્થિતિમાં આપણે આત્માના કાયદાને અનુસરીને સ્વાભાવિકપણે વર્તીએ છીએ.

આપણે કર્મમાત્ર શુદ્ધ હેતુથી કરવાં જોઈએ. આપણાં મનમાંથી સ્વાર્થ, અમુક ખાસ જાતનાં કામ વિષે વિશેષ અભિરુચિ, અને સહાનુભૂતિ તથા સ્તુતિ માટેની ઈચ્છા વગેરેના સૂક્ષ્મ અંશો પણ કાઢી નાખવા જોઈએ. આ ભાવનાથી કામ કર્યું હોય તો જ તે આપણાં ચિત્તને શુદ્ધ કરે ને આપણને જ્ઞાનપ્રાપ્તિને માર્ગે આગળ લઈ જાય. જે સ્વાર્થી ને અહંકારી માણસ પોતાને પૃથ્વી પરનો ઈશ્વર માને છે અને કામોપભોગની પાછળ પડે છે, તે આસુરી સંપદવાળો નરાધમ છે. તે દર્શનશાસ્ત્રમાં અનીશ્વરવાદને માને છે, ને ધર્મશાસ્ત્રમાં વિષયભોગને પરમ પુરુષાર્થ માને છે.[૪]

ત્રૈગુણ્યનો સિદ્ધાન્ત ગીતાના નીતિશાસ્ત્રમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.[૫] ગુણોના બંધનને લીધે માણસને એવી લાગણી ઊપજે છે કે હું અનેક મર્યાદામાં ઘેરાયેલો છું. આ બંધનો વસ્તુતાએ મનને લાગેલાં છે, પણ તે આત્માને લાગેલાં છે એવું માણસ ભૂલથી માની બેસે છે. સત્ત્વગુણથી રંગાયેલું કર્મ શ્રેષ્ઠ પ્રકારનું મનાય છે એ સાચું.[૬] છતાં એમ પણ કહેલું છે કે સત્ત્વગુણ સુદ્ધાં બંધન પેદા કરે છે; કેમકે સાત્ત્વિક કામના ભલે વધારે શુદ્ધ રૂપમાં પણ

અહંભાવ તો પેદા કરે જ છે. પૂરા મોક્ષને માટે તો અહંભાવ પૂરેપૂરો શમી જવો જોઈએ. અહંભાવ ભલે ગમે તેટલો શુદ્ધ હોય તોપણ આત્મદર્શનમાં અંતરાય નાખનારું આવરણ છે, અને તે માણસમાં જ્ઞાન અને સુખની આસક્તિ ઉત્પન્ન કરે છે. સર્વ ગુણોની પાર જઈ ગુણાતીત બનવું, અને અહંતાનો સર્વથા ત્યાગ કરી જ્ઞાનચક્ષુ વડે સકળ જગતમાં વિલસી રહેલા પરમાત્માનું દર્શન કરવું, એ બ્રહ્મભાવ છે; અને એ જ મોક્ષ અથવા બ્રહ્મનિર્વાણ છે.[૧]

વેદમાં જે યજ્ઞનો સિદ્ધાન્ત છે તેને ગીતા નવું જ રૂપ આપે છે, ને સાચા આત્મયજ્ઞ સાથે તેનો મેળ સાધે છે.[૨] બહારથી કરેલું દાન અંતરની ભાવનાનું દ્યોતક છે. યજ્ઞો તે સંયમ અને સ્વાર્પણની ભાવના કેળવવાના પ્રયત્નો છે. ઇન્દ્રિયોના ભોગને સંયમરૂપી અગ્નિમાં હોમવા એ સાચો યજ્ઞ છે. આપણે જે દેવને હવિ આપીએ છીએ તે પરમાત્મા છે, સર્વ લોકનો મહેશ્વર છે. તે યજ્ઞપુરુષ છે — યજ્ઞોનો સ્વામી ને ભોક્તા છે.[૩] જગતના સર્વ પદાર્થો તે પરમ પુરુષાર્થની સિદ્ધિ માટે ઈશ્વરે નિર્મેલાં સાધનો છે, એ આપણે સમજવું જોઈએ; અને આપણે ભાગે આવેલાં કામ કરી, તે બધાં પરમેશ્વરને ચરણે અર્પણ કરી દેવાં જોઈએ. આપણે ખાઈએ, પીએ કે બીજી જે કંઈ ક્રિયા કરીએ તે સર્વ ઈશ્વરનો યશ વધારવાને — તેના ચાકર હોઈએ એવી રીતે — કરવાં જોઈએ. યોગી હંમેશાં અનાસક્તિપૂર્વક, ઈશ્વરને અર્થે જ કામ કરે છે; ને તેનું આચરણ બીજા માણસોને માટે અનુકરણીય દૃષ્ટાન્તરૂપ બની જાય છે.[૪]

માણસના આચરણનું નિયમન કરવા માટે ગીતાએ કેટલાયે સામાન્ય સિદ્ધાન્તો બનાવ્યા છે. કેટલાક શ્લોકોમાં મધ્યમ માર્ગનો — યુક્ત આહાર વિહારનો — ઉપદેશ આપ્યો છે.[૫] ગીતા ચાર વર્ણ તથા ચાર આશ્રમની વ્યવસ્થાને માન્ય રાખે છે. લાગણી ને વિચારની નીચલી કક્ષાએ ઊભેલા માણસોને સાવ એકાએક ઉપાડીને ઉપલી કક્ષાએ ચડાવી શકાતા નથી. તેમને સંસ્કારી બનાવવાની ક્રિયા લાંબો કાળ લે છે, ને કેટલીકવાર અનેક પેઢીઓ સુધી ચાલે છે. પરમ પદ તરફ જવાની જે ચાર અવસ્થાઓ છે તેને મળતા, માણસોના ચાર મુખ્ય પ્રકાર ગીતાએ ગણાવ્યા છે. તે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા ગુણકર્મ અનુસાર રચાયેલી માને છે;[૬] અને દરેક માણસે પોતાના વર્ણધર્મ અનુસાર ઠરેલાં કર્તવ્યો કરી સ્વધર્મનું પાલન કરવું

જોઈએ એમ ભાર દઈને કહે છે.[૧] માણસના સ્વભાવને અનુકૂળ આવે એવું કામ તે સ્વધર્મ. આપણે માટે નિયત થયેલાં કર્મો કરીને તે વાટે આપણે ઈશ્વરની અર્ચના કરીએ છીએ.[૨] દરેક માણસ સમાજહિતને લગતું કંઈક કામ કરે એવી ઈશ્વરની ઈચ્છા છે. સમાજરચનાનું તન્ત્ર ઈશ્વરનું રચેલું છે, એમ પણ કહ્યું છે. પ્લેટો પણ એને મળતા સિદ્ધાન્તનું સમર્થન કરે છે. તે કહે છેઃ "વિશ્વના શાસકે આખું જગત ઉત્તમ કોટિનું બને ને તેની રક્ષા થાય એવા હેતુથી વિશ્વનું તન્ત્ર રચ્યું છે. એટલે એ હેતુ પાર પાડવામાં મદદ થાય એવી રીતે કામ કરવાની એ જગતના પ્રત્યેક અંશની ફરજ છે, અને તેને અનુકૂળ આવે એવો સ્વભાવ ને એવી શક્તિ પણ તેને મળેલાં હોય છે. ...... દરેક વૈદ અને દરેક કુશળ કારીગર બધાં કામ એ સમગ્ર સમાજને કાજે કરે છે, એ સમાજનું હિત સધાય એવી રીતે પોતાના પ્રયત્નને વાળે છે; સમગ્ર સમાજને કાજે તે એક અંશનો ભોગ આપે છે, એક અંશને કાજે સમગ્ર સમાજનો ભોગ નથી આપતો."[૩] વર્ણવ્યવસ્થાની રચના મૂળ તો ગુણભેદના પાયા પર થઈ હતી. પણ થોડા જ વખતમાં તેણે જન્મને આધારે રચાયેલા જાતિભેદનું રૂપ ધારણ કર્યું. કયા માણસમાં કયા ગુણ છે તે જાણવું અઘરું છે. એટલે વહેવારુ કસોટી તો જન્મની જ રહી. જન્મ અને ગુણ એ બેનો ગોટાળો થવાથી, વર્ણવ્યવસ્થાનો જે આધ્યાત્મિક પાયો હતો તે હાલી ગયો છે. અમુક જાતિના માણસોમાં જે ગુણોની અપેક્ષા રખાય તે ગુણો એ જાતિમાં જન્મેલા માણસોની પાસે હંમેશાં હોવા જ જોઈએ, એવો નિરપવાદ નિયમ ન કરી શકાય. તર્કબુદ્ધિએ ઠરાવેલો આદર્શ, અને આજે જોવામાં આવતી વાસ્તવિક પરિસ્થિતિ, એ બેનો મેળ ખાતો નથી. તેને લીધે વર્ણવ્યવસ્થાનું તન્ત્ર તૂટતું જાય છે. આજે આપણી પાસે જે જ્ઞાન છે તેને આધારે વર્ણવ્યવસ્થાને વગોવવાનું કામ સહેલું છે. પણ આપણે ન્યાયને ખાતર એટલું તો કબૂલ કરવું જોઈએ કે પરસ્પર સદ્ભાવ અને સહકારના પાયા પર સમાજની રચના કરવાનો, અને હરીફાઈને ધોરણે સમાજનું સંચાલન કરવામાં રહેલાં જોખમોનો ઈલાજ કરવાનો, પ્રયત્ન વર્ણવ્યવસ્થાએ કર્યો હતો. તેણે ધનને નહીં પણ જ્ઞાનને શ્રેષ્ઠ પદ આપ્યું હતું; અને એ વિષયમાં તેણે જે આદર્શ ઠરાવ્યો તે સાચો હતો એમ તો આપણે કબૂલ કરવું જ પડશે.

ચાર આશ્રમોમાં છેલ્લો તે સંન્યાસનો છે. તેમાં માણસને સંસારનો

ત્યાગ કરવાનું કહેવામાં આવે છે.[1] શરીર જ્યારે ક્ષીણ થઈ જાય ને હવે કામ થઈ શકે એવું નથી એમ લાગે ત્યારે આ આશ્રમમાં પ્રવેશ કરવો, એમ કેટલીકવાર કહેવામાં આવે છે.[2] સ્વાર્થી કામનાઓનો ત્યાગ તે સાચો સંન્યાસ છે; અને એવો સંન્યાસ તો આપણે ગૃહસ્થનું જીવન ગાળતા હોઈએ ત્યારે પણ શક્ય હોય છે.[3] આપણે સંન્યાસના છેલ્લા આશ્રમનો આશ્રય ન લઈએ ત્યાં સુધી ગીતાના મત અનુસાર આપણને મોક્ષ મળી ન શકે, એમ કહેવું ખરું નથી.

ગીતાએ બતાવેલી ભાવનાથી કરેલું કર્મ આખરે જ્ઞાનમાં પરિણમે છે.[4] અહંભાવનો નાશ થાય છે, અને પરમાત્માની ઝાંખી થવા માંડે છે. આપણે ધર્મનું આચરણ કરવા માંડીએ તો ધર્મનો સિદ્ધાન્ત પણ સમજાય. એ અવસ્થામાં પરમાત્મા પ્રત્યે ખરા અંતરની ભક્તિ પણ હોય છે. આમ કર્મમાર્ગ આપણને એવી સ્થિતિએ પહોંચાડે છે જ્યાં ભાવના, જ્ઞાન અને સંકલ્પ ત્રણેય મોજૂદ હોય છે

આ વિવેચન પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે સેવાનો રસ્તો માણસને છેક મોક્ષ સુધી પહોંચાડે છે; માત્ર એ જેને પૂર્વમીમાંસા 'કર્મ' કહે છે તે નથી. વૈદિક યજ્ઞયાગ આપણને મોક્ષ અપાવતા નથી તે સાધન તરીકે કામના હોય છે એટલું જ. તે મનને ઉચ્ચતર જ્ઞાનને માટે તૈયાર કરે છે. પણ પ્રભુપ્રીત્યર્થે કરેલા યજ્ઞરૂપે, અને ફળની આસક્તિ વિના તથા સિદ્ધિ અસિદ્ધિને વિષે મનમાં સમત્વ રાખીને, કરેલું કર્મ બીજા કોઈ માર્ગના જેટલું જ અસરકારક છે. શંકરે તેને જ્ઞાનપ્રાપ્તિનું, અને રામાનુજે તેને ભક્તિનું, સાધન ગણ્યું છે, અને તેને ગૌણ પદ આપ્યું છે. પણ એમ કરવાની કશી જરૂર નથી. એ બંને આચાર્યો, પોતાના મતનું સમર્થન કરવા સારુ, ગીતાનાં વચનોમાંથી એવો અર્થ ઘટાવે છે કે અર્જુનની ખુશામત કરવાને તથા તેને રીઝવીને કર્મમાં પ્રેરવાને માટે જ કૃષ્ણે કર્મમાર્ગને ચડિયાતો કહ્યો છે.[5] પોતાના આત્મામાં જૂઠાણું સંઘરીને કર્મ કરવાનો ઉપદેશ અર્જુનને ભગવાને આપ્યો હતો, એવું આપણાથી ધારી શકાય નહીં. તેમજ અર્જુન અજ્ઞાની પણ નથી, જેથી તેને ચિત્ત અને હૃદયની શુદ્ધિને અર્થે કર્મ કરવાનાં રહે. જનક, કૃષ્ણ તથા બીજા પુરુષોએ સમ્યગ્દર્શન પ્રાપ્ત નહોતું કર્યું

એટલા માટે તેમણે કર્મો કરેલા, એમ આપણાથી માની શકાય એવું નથી. તેમજ આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી માણસને કર્મ કરવાનો અધિકાર જ રહેતો નથી, તેમ તેને માટે કર્મ શક્ય જ નથી, એવું માનવાની પણ જરૂર નથી જનક કહે છે કે 'મને સાચા યોગનો ઉપદેશ કરવામા આવ્યો હતો એ યોગમાં જ્ઞાન વડે સકામ વાસનાઓનો નાશ કરીને કર્મ કરવાનું હોય છે ' શકર પણ એટલુ તો કબૂલ કરે છે કે જ્ઞાનપ્રાપ્તિ પછી પણ, શરીર ટકાવી રાખવા માટે, કંઈક કર્મો તો કરવા પડે જ છે[1] કેટલાક કર્મોની છૂટ આપેલી હોય, તો પછી સવાલ એટલો જ રહે છે કે મુક્ત પુરુષે ઓછા કે વત્તા કેટલા કર્મો કરવા ? માણસને જો જ્ઞાનપ્રાપ્તિ પછી ફરી કર્મ કરતાં ડર લાગતો હોય, તો તેનો અર્થ એ જ છે કે તે ઇન્દ્રિયોનો પૂરો નિગ્રહ કરી શક્યો નથી.[2] બ્રહ્મ જગતથી ભિન્ન છે એમ માનીએ, તો તે જ પ્રમાણે આત્મા પણ શરીરથી ભિન્ન છે, એટલે શરીરને કર્મો કરવામા કશુ જ રોકાણ નથી[3] પણ ગીતા એટલુ કબૂલ કરે છે ખરી કે મણસો જુદા જુદા સ્વભાવવાળા હોય છે, કેટલાકને નિવૃત્તિ ગમે છે, ને કેટલાકને સેવાની પ્રવૃત્તિ રુચે છે, એટલે તેમણે પોતપોતાના સ્વભાવ અનુસાર વર્તવાનુ રહેશે[4]

આ વિષયની ચર્ચા સમાપ્ત કરતા પહેલા, માણસના આત્મસ્વાતન્ત્ર્ય કે ઇચ્છાસ્વાતન્ત્ર્ય વિષે ગીતાના શા વિચાર છે તે તપાસવુ જરૂરનુ છે માણસની ઇચ્છા કે સકલ્પશક્તિ તેના પાછલા સ્વભાવ, આનુવશિક સસ્કાર, શિક્ષણ અને વાતાવરણ અનુસાર ઘડાતી દેખાય છે આખુ બ્રહ્માંડ પિંડમા — અર્થાત્ માણસના સ્વભાવમા — એકઠુ થતુ દેખાય છે માણસનો સ્વભાવ ઈશ્વરની આજ્ઞા અનુસાર નક્કી થાય છે એમ કહેવુ હોય તોપણ, તે વાત ગૌણ અર્થમાં, ને આડકતરી રીતે, જ ખરી છે "ભૂતમાત્ર પોતાની પ્રકૃતિને અર્થાત્ સ્વભાવને અનુસરે છે, તેમને બળાત્કારે રોકવાથી શુ વળવાનુ હતુ ?"[5] મ ણસનો પ્રયત્ન ફોગટ લાગે છે, કેમકે ઈશ્વર ભૂતમાત્રના હૃદયમા રહી, તે "યન્ત્ર પર ચડેલા હોય એવી રીતે તે સર્વને ફેરવે છે "[6] પ્રકૃતિ યા કુદરતે ઠરાવેલો સ્વભાવ જ માણસ પાસે કામ કરાવતો હોય, તો તેને આત્મસ્વાતન્ત્ર્ય જેવુ કંઈ રહે જ નહીં બૌદ્ધો કહે છે કે આત્મા નથી, પણ કેવળ કર્મ જ બધી પ્રવૃત્તિ કરે છે યાન્ત્રિક રીતે નક્કી થતી ઇચ્છા કરતા ચડિયાતા એવા આત્માની હસ્તી ગીતા સ્વીકારે છે આત્મા પ્રકૃતિના પાશમાથી છૂટી

જાય ત્યારપછીની તેની પારમાર્થિક અવસ્થાનું સ્વરૂપ ભલે ગમે તેવું હોય; પણ જ્યાં સુધી તે વ્યાવહારિક અવસ્થામાં હોય, એટલે કે તેને ધર્મ અધર્મનો વિવેક કરવાપણું રહે, ત્યાં સુધી તેને નોખી સ્વતન્ત્ર હસ્તી હોય જ છે. માણસને આત્મસ્વાતન્ત્ર્ય કે ઇચ્છાસ્વાતન્ત્ર્ય છે, એમ ગીતા માને છે. જીવનનું આખું તત્ત્વજ્ઞાન સમજાવ્યા પછી કૃષ્ણ અર્જુનને કહે છે: "જેવી તારી ઇચ્છા હોય તેમ તું કર."[1] પ્રકૃતિ માણસના આત્મા પર સર્વસત્તાધીશ જેવી સત્તા ધરાવતી નથી. આપણે પ્રકૃતિની આજ્ઞાઓને અનુસરવા બંધાયેલા નથી. આપણા રાગદ્વેષ સામે આપણને ગીતાએ ચેતવણી આપેલી છે; ને તેમને "આત્માનો રસ્તો રોકીને બેઠેલા વાટમારુ" કહ્યા છે. આપણી પ્રકૃતિના — અર્થાત્ સ્વભાવના — ઘડતરમાં અમુક અંશો અપરિહાર્ય છે, ને તેને આપણે દબાવી શકીએ એમ નથી તેની સાથે તેમાં કેટલાક અંશો એવા પણ છે જે આડે રસ્તે દોરી જાય છે, ને સંભ્રમ પેદા કરે છે; તે નાબૂદ કરી શકાય એવા હોય છે. આ બે પ્રકાર વચ્ચે ગીતાએ ભેદ પાડી બતાવ્યો છે. જે પ્રાણીઓના આત્માએ તરીને સપાટી પર આવવાની મથામણ નથી કરી તે પ્રાણીઓ પ્રકૃતિના પ્રવાહમાં ઘસડાઈ જાય છે. પણ મનુષ્યોમાં બુદ્ધિનું પ્રાધાન્ય હોઈ તેઓ પ્રકૃતિના વહેણને રોકે છે. તેઓ તમામ પ્રવૃત્તિઓની કસોટી સમજદાર બુદ્ધિ પાસે કરાવે છે. તેઓ પશુના જેવું વિવેકવિચાર વિનાનું જીવન ગાળતા નથી. માત્ર તેઓ જ્યારે રાગદ્વેષના વમળમાં સપડાયા હોય ત્યારે આવો વિવેક કરવાનું સામર્થ્ય તેમનામાં રહેતું નથી "પોતાની ઇચ્છા ન હોય છતાં, જાણે પરાણે ઘસડાતો હોય એવી રીતે, કોનાથી હડસેલાઈને માણસ પાપ કરે છે?" એ પ્રશ્નના ઉત્તરમાં કૃષ્ણ કહે છે: "એને આ રીતે હડસેલનાર તે કામ છે, તે જ ક્રોધ પણ છે...... આ જગતમાં તે માણસનો વેરી છે."[2] કામક્રોધ આદિને વશ કરીને, બુદ્ધિ બતાવે તે રીતે, આચરણ કરવાની શક્તિ માણસમાં પડેલી છે. શંકર લખે છે: "શબ્દ વગેરે ઇન્દ્રિયોના સર્વ વિષયોને વિષે દરેક ઇન્દ્રિયમાં, ઇષ્ટ વસ્તુને વિષે રાગ અને અનિષ્ટ વસ્તુને વિષે દ્વેષ અવશ્ય ઉત્પન્ન થાય છે. તેમાં પુરુષપ્રયત્નને અને શાસ્ત્રાર્થને અવકાશ ક્યાં છે તે હું કહું. જે માણસ શાસ્ત્રના ઉપદેશને અનુસરવા માગતો હોય તેણે છેક શરૂઆતમાં જ રાગદ્વેષની ધૂંસરીમાંથી નીકળી જવું જોઈએ."[3] કર્મ એ પૂર્વજન્મમાંથી મળેલો સંસ્કારોનો વારસો છે. ને એની મર્યાદામાં રહીને

માણસે કામ કરવું રહ્યું. પણ કર્મ એ કંઈ આખરી મુકામ નથી; અર્થાત્ માણસને ત્યાં અટકી જ જવું પડે, ને ત્યાંથી આગળ એનાથી વધી જ ન શકાય, એવું નથી. તેમ કર્મ વજ્રલેપની પેઠે કપાળે વળગેલું પણ નથી કે તેને કદી ભૂંસી જ ન શકાય. જગતની ક્રિયાઓનું ગીતાએ જે પૃથક્કરણ કર્યું છે તેમાં દૈવને અનેક પૈકી એક જ કારણ ગણાવ્યું છે. કોઈ પણ કામની સિદ્ધિ માટે પાંચ વસ્તુઓ જરૂરની હોય છે — અધિષ્ઠાન, અથવા પાયો કે મૂળ આધાર, અર્થાત્ કોઈ કેન્દ્ર જ્યાં ઊભા રહીને કામ કરી શકાય; કર્તા, અર્થાત્ કામ કરનાર; કરણ, અર્થાત્ કુદરતે પેદા કરેલું કોઈ સાધન; ચેષ્ટા, અર્થાત્ પ્રયત્ન; અને દૈવ, અર્થાત્ નસીબ અથવા કિસમત.[૧] આ છેલ્લી વસ્તુ માણસ સિવાયની કોઈ એક યા અનેક શક્તિના હાથમાં હોય છે. આ શક્તિ તે વિશ્વનો નિર્માતા ને તેનો સ્વામી ઈશ્વર છે. તે પાછળ ઊભો ઊભો કર્મને ધાર્યો ઘાટ આપે છે, ને કાર્યકારણના નિયમ અનુસાર તે તે કર્મનાં ફળ આપે છે.

## ૧૨. મોક્ષ

જ્ઞાન, ભક્તિ કે કર્મ એમાંથી ગમે તે માર્ગ આપણે લઈએ, તોપણ આખરે તો એક જ મુકામે પહોંચાય છે. આત્માનું પરમાત્મા સાથે ઐક્ય એ આ આખરી મુકામ છે; તે જ પરમ પદ છે. ચિત્ત શુદ્ધ થાય ને અહંભાવનો નાશ થાય ત્યારે જીવ પરમાત્મા સાથે ઐક્ય સાધે છે. આપણે માણસોની સેવાથી શરૂઆત કરીએ તો, કેવળ કાર્યમાં ને ચેતનામાં જ નહીં પણ જીવનના અણુએ અણુમાં પરમાત્મા સાથે અભેદનો અનુભવ કરીએ છીએ. પ્રેમનું પર્યવસાન ભક્તિના પરમાનન્દમાં થાય છે; ને ત્યાં જીવ અને ઈશ્વર એક બની જાય છે. આપણે ગમે તે રસ્તો લઈએ, તોપણ અન્તે પરમાત્માનું દર્શન, તેનો અપરોક્ષ અનુભવ, ને તેની સાથે તદ્રૂપતા પ્રાપ્ત થાય છે. ધર્મસાધન અથવા આત્મપરાયણ જીવનનો આ ઉચ્ચતમ પ્રકાર છે. તેને જ વિશાળ અર્થમાં 'જ્ઞાન' કહે છે.

'જ્ઞાન' શબ્દના બે જુદા જુદા અર્થ થાય છે. જ્ઞાન એટલે આત્મદર્શનની સાધના. એ સાધના વડે જે આદર્શ સિદ્ધ કરવાનો છે તેને — અર્થાત્ સમ્યગ્ દર્શન અથવા આત્મસાક્ષાત્કારને—પણ 'જ્ઞાન' કહે છે. શંકર ખરું કહે છે કે મોક્ષ, અર્થાત્ પરમાત્માનું અપરોક્ષ દર્શન, તે સેવા કે ભક્તિનું કાર્ય નથી,

તેમ ઇન્દ્રિયોથી થતું પ્રત્યક્ષજ્ઞાન પણ નથી, એ બધાં કાર્યો મોક્ષમાં સાધનભૂત ભલે ગમે તેટલાં હોય. મોક્ષ એ તો પરમ સત્યનો અપરોક્ષ અનુભવ કે સાક્ષાત્કાર છે પરમાત્માની પ્રાપ્તિ માટે જ આ જુદા જુદા ઉપાયો અજમાવવામા આવે છે પરમ સત્યને પહોચવાના જુદા જુદા ઉપાયોનું મૂલ્ય આંકવામા ગીતાએ બધી જગાએ એકધારો મત દર્શાવ્યો નથી એક જગાએ તે કહે છે "મને જાણવાનો પ્રયત્ન કર સ્થિર ચિત્તે મારું ચિન્તન કરી શકે, તો અભ્યાસ યોગ આચર તે ન કરી શકાય, તો તારાં બધા કર્મો મને અર્પણ કરીને મારી સેવા કરવાનો પ્રયાસ કર તે પણ અઘરું લાગે, તો કર્મફળની આશા છોડીને અનાસક્તિપૂર્વક તારા નિયત કર્મો કર "[1] બીજી એક જગાએ કહે છે "અભ્યાસ કરતા જ્ઞાન ચડિયાતું છે જ્ઞાન કરતા ધ્યાન ચડિયાતું છે ધ્યાન કરતા કર્મફળનો ત્યાગ ચડિયાતો છે એવા ત્યાગથી તરત જ શાન્તિ પ્રાપ્ત થાય છે "[2] આ સર્વ સાધનોમાથી દરેકને એક અથવા બીજે ઠેકાણે સર્વ સાધનોમાં શ્રેષ્ઠ કહ્યુ છે[3] ગીતાકાર માને છે કે સાધન કોઈ પણ ચાલી શકે, ક્યા સાધનનો ઉપયોગ કરવો તે દરેક માણસે પસદ કરી લેવાનું છે "કેટલાક ધ્યાન વડે, કેટલાક ચિન્તન વડે, કેટલાક કર્મ વડે, ને બીજા ઉપાસના વડે મૃત્યુને તરી તેની પાર જાય છે "[4]

માણસને થતો ઊંચામાં ઊંચો અનુભવ તેનું જ નામ મુક્તિ છે એ પુરુષાર્થનું સાધ્ય, તેમજ તેની સિદ્ધિનો ઉપાય, એ બનેને માટે 'જ્ઞાન' શબ્દ વાપરવામાં આવે છે આ ગોટાળાને લીધે કેટલાક એવો મત બાંધ્યો છે કે જ્ઞાનમાર્ગ તે બીજા માર્ગો કરતાં ચડિયાતો છે, તથા મોક્ષની પરમ દશામાં એકલું જ્ઞાન જ કાયમ રહેશે, અને ભાવના ને સંકલ્પ એ બીજા તત્ત્વો ખરી પડશે. આવા મતને માટે કશો સકારણ આધાર હોય એવુ દેખાતું નથી.

મોક્ષનો અર્થ છે પરમાત્મા સાથે અભેદ મુક્તિ, આવી સ્થિતિ નૈષ્કર્મ્ય, નિસ્ત્રૈગુણ્ય, કૈવલ્ય, બ્રહ્મભાવ વગેરે જુદે જુદે નામે તેને ઓળખવામા આવે છે પરબ્રહ્મના સાક્ષાત્કારમાં ભૂતમાત્રની એકતાનું ભાન થાય છે "આત્મા સર્વ ભૂતે મા છે, ને સર્વ ભૂતો આત્મામા છે "[5] વૈદિક વિધિઓનું પાલન કરવાથી, યજ્ઞો કરવાથી, તથા તપ દાન વગેરે કરવાથી જે પુણ્યલાભ મળે છે તે સર્વના કરતાં મોક્ષ અથવા પૂર્ણત્વની આ અવસ્થા ચડિયાતી છે [6]

અમે અગાઉ કહી ગયા છીએ કે એ પરમ પદને પામ્યા પછી માણસને કર્મ કરવાનાં રહે છે કે નહીં એ વિષે જુદા જુદા અર્થો ગીતાનાં વચનોમાંથી ઘટાવવામાં આવ્યા છે. મોક્ષની અવસ્થામાં માણસના નોખા વ્યક્તિત્વને માટે કંઈ પાયો કે આધાર રહે છે કે કેમ, એ મુદ્દા વિષે ગીતાએ પોતાનો મત સ્પષ્ટપણે બતાવ્યો નથી. એ અન્તિમ સ્થિતિને માટે સિદ્ધિ, પરા સિદ્ધિ, પરા ગતિ, અનામય ( સુખમય ) પદ, શાન્તિ, શાશ્વત ને અવ્યય પદ, વગેરે શબ્દો ગીતામાં વાપરેલા છે.[1] આ શબ્દો મોઘમ અર્થવાળા છે; અને મોક્ષની અવસ્થામાં માણસનું નોખું વ્યક્તિત્વ કાયમ રહે છે કે નહીં એનો ખુલાસો તે પરથી થતો નથી. કેટલીક જગાએ એમ કહ્યું છે કે મુક્ત પુરુષો જગતની જંજાળોથી દુઃખી થતા નથી. તેમને નોખું વ્યક્તિત્વ હોતું નથી, ને તેથી કર્મ કરવાને માટે કંઈ કારણ કે આધાર રહેતાં નથી. દ્વૈત અથવા ભેદભાવ અલોપ થઈ જાય છે, એટલે કર્મ કરવું અશક્ય થઈ પડે છે. મુક્ત પુરુષ ગુણાતીત હોય છે. તે પરમાત્મા સાથે એકરૂપ ને એકાકાર બની જાય છે.[2] જો પ્રકૃતિ જ કર્મ કરતી હોય, અને આત્મા પ્રકૃતિનાં કર્મોને લીધે નીપજતા વિકારોથી અલિપ્ત હોય, તો મોક્ષાવસ્થામાં અહંકાર, સંકલ્પ, ઇચ્છા વગેરે કશું રહેતું નથી. એ વિકારો ને ગુણોથી પર, નિષ્ક્રિય, મુક્ત, અને શાન્તિમય અવસ્થા છે. મૃત્યુને તરી જવું એટલો જ માત્ર મોક્ષનો અર્થ નથી. મોક્ષ એટલે તો બ્રહ્મભાવની પ્રાપ્તિ છે. એ સ્થિતિમાં આત્માને એવું જ્ઞાન હોય છે કે તે પોતે જન્મ ને મરણથી પર, અનન્ત, નિત્ય, ને પ્રકૃતિના ગુણોથી નીપજતા વિકારોથી અસ્પૃષ્ટ ને અલિપ્ત છે. શંકર આ વચનોનો આધાર લે છે, અને ગીતાના મોક્ષનો અર્થ સાંખ્યમતના કૈવલ્ય જેવો કરે છે. આપણને શરીર વળગેલું હોય, તો જ્યાં સુધી એ શરીર નકામા કોચલાની પેઠે ફગાવી દેવામાં ન આવે ત્યાં સુધી પ્રકૃતિ પોતાનું કામ કર્યાં જ કરશે. નિર્ગુણ નિરાકાર આત્મા દેહની ક્રિયાઓથી અળગો છે, ને તેનાથી લેપાતો નથી. શંકર પણ એટલું તો કબૂલ કરે છે કે જ્યાં સુધી શરીર કાયમ છે ત્યાં સુધી જિંદગી અને કામ કાયમ રહેવાનાં જ છે. પ્રકૃતિ આપણી પાસે કર્મો કરાવે છે; ને પ્રકૃતિના એ નિયમનમાંથી આપણે છટકી શકતા નથી. જીવન્મુક્તને શરીર તો હોય જ છે; એટલે બાહ્ય જગતના બનાવોની સારી માઠી અસર તો તેના મન પર થાય છે, પણ તે એ બનાવોમાં સપડાતો

નથી. તેની આખી પ્રકૃતિ, અર્થાત્ તેનો આખો સ્વભાવ, બદલાઈને શાશ્વત ધર્મનું — પરમાત્માની અપરિમિતિ શક્તિના નિયમનું — રૂપ ધારણ કરે છે, એવું ક્યાંયે સૂચવેલું નથી. આત્મા અને શરીર એ બે તિમિર અને પ્રકાશ જેવા વિરુદ્ધ સ્વભાવવાળાં છે; અને શરીરની હસ્તીનું ભાન નીકળી જાય ત્યારે જ આત્મા પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે. આ મત અનુસાર, આપણે પરબ્રહ્મને કામ કરતુ કલ્પી જ ન શકીએ; કેમકે પરબ્રહ્મના સ્વરૂપમાં કંઈ અસ્થિર રચના હોય, કંઈક અસ્થાયી ને વિકારી તત્ત્વ હોય, તો જ ક્રિયામાત્રનો કંઈ પાયો છે એમ ગણાય, ને તો જ પરબ્રહ્મને કંઈ ક્રિયા કરવાપણું રહે. પણ એ પાયાનો તો વિલય થઈ ગયો હોય છે. આપણું વ્યક્તિગત દૃષ્ટિબિન્દુ — વ્યક્તિત્વનું અળગાપણું — પૂરેપૂરું છોડી દઈએ એટલે પ્રગતિને શિખરે પહોંચ્યા ગણાઈએ એમ દેખાય છે. શંકર ભારપૂર્વક કહે છે કે પરમાત્મા વિષેનો આપણો જે ખ્યાલ હોય તે કંઈ એનું ખરું માપ નથી. આપણા માનવી દૃષ્ટિબિન્દુથી આપણે એના સ્વરૂપનું પૂરેપૂરું આકલન કરી શકતા જ નથી. આ મત સ્વીકારીને તેઓ કહે છે કે ગીતાના જે શ્લોકોમાં જીવોની અનેકતા ગર્ભિત રીતે બતાવી છે ત્યાં પારમાર્થિક અવસ્થાનો ઉલ્લેખ નથી, પણ લૌકિક વ્યવહારની પરિસ્થિતિનો જ ઉલ્લેખ છે.

ગીતામાં બીજા શ્લોકો એવા પણ મળે છે જેમાં એમ સૂચવેલું છે કે મુક્તાત્માઓને માટે પણ કર્મ શક્ય છે. તત્ત્વદર્શી ને જ્ઞાની પુરુષો પરમેશ્વરનું અનુકરણ કરે છે, ને સંસારમાં કર્મ કરે છે.[1] આ મત પ્રમાણે, ઊંચામાં ઊંચી અવસ્થામાં જીવાત્મા પરમાત્માના સ્વરૂપમાં લય પામતો નથી, પણ તેનું નોખું વ્યક્તિત્વ ચાલુ રહે છે. પુરુષોત્તમ, જે જગતના અણુએ અણુમાં ઓતપ્રોત છે, તે જેવી રીતે કર્મ કરે છે, તે જ રીતે મુક્ત પુરુષોએ પણ કર્મ કરવું જોઈએ. પુરુષોત્તમમાં વાસ કરવો એ સર્વોચ્ચ સ્થિતિ છે.[2] જેઓ એ સ્થિતિ પ્રાપ્ત કરે છે તેમને ફરી જન્મ લેવાપણું રહેતું નથી, અને તેઓ ઈશ્વરના સ્વરૂપને પામે છે.[3] મોક્ષ એ અનન્તકાળ માટે વ્યક્તિત્વનો લોપ નથી, પણ આત્માના પરમ આનન્દરૂપ મુક્તિની અવસ્થા છે, ને તેમાં ઈશ્વરના સાંનિધ્યમાં જીવનું નોખું વ્યક્તિત્વ ચાલુ રહે છે. ભગવાન કહે છે: "મારા ભક્તો મારી પાસે આવે છે."[4] મુક્તાવસ્થામાં પણ જીવનું નોખું વ્યક્તિત્વ કાયમ રહે છે, એમ ગીતાકાર માનતા દેખાય છે. વસ્તુતાએ કેટલાંક વચનો

એમ સૂચવે છે કે મુક્તાત્માઓ ઈશ્વર બનતા નથી, પણ માત્ર ઈશ્વર સાથે સાધર્મ્ય અર્થાત્ સામ્ય પ્રાપ્ત કરે છે.[1] મોક્ષ એ ઈશ્વર સાથેની તદ્રૂપતા નથી, પણ ઈશ્વર સાથેનું સાધર્મ્ય છે. મુક્તિ એ શુદ્ધ તાદાત્મ્ય નથી, પણ કેવળ ગુણની સમાનતા છે; તેમાં જીવ ઊંચે ચડતો ચડતો ઈશ્વરના જેવા જીવન સુધી પહોંચે છે, અને ત્યાં ક્ષુદ્ર વાસનાઓને સ્વેચ્છાએ વિહરવાનું સામર્થ્ય નથી રહેતું. અમર થવું એનો અર્થ એ છે કે શાશ્વત પ્રકાશમાં રહેવું. આપણી જીવ તરીકેની હસ્તી મટી જતી નથી, પણ તેનું રૂપ વધારે વિશાળ અને ઊંડું બને છે, પાપના ડાઘ બધા ધોવાઈ જાય છે, સંશયની ગ્રન્થીઓ છેદાઈ જાય છે, આપણે આપણા જીવનના સ્વામી બનીએ છીએ, અને નિરંતર ભૂતમાત્રનું કલ્યાણ કરવામાં રચ્યાપચ્યા રહીએ છીએ. આપણે ગુણોમાંથી મુક્ત નથી થતા, પણ રજોગુણને દબાવી સત્ત્વગુણ ધરાવીએ છીએ.[2] રામાનુજ આગ્રહપૂર્વક આ મતનું પ્રતિપાદન કરે છે. તેઓ કહે છે કે મુક્તાત્મા પરબ્રહ્મ પુરુષોત્તમની સાથે નિરતર અનુસંધાન અનુભવે છે ( नित्ययुक्तः ); અને એ યોગયુક્ત દશાનું પ્રતિબિંબ તેના આખા જીવનમાં ને તેના પ્રત્યેક આચરણમાં દેખાઈ આવે છે તે જે પ્રકાશમાં વસે છે તે પ્રકાશમાંથી જ્ઞાનનો પ્રવાહ વહે છે, અને તે ઈશ્વરની ભક્તિમાં નિમગ્ન થઈ જાય છે. અહીં આપણને મોક્ષની અવસ્થામાં પ્રકૃતિના ગુણોનો સંપૂર્ણ વિલય થયેલો નથી જોવામાં આવતો, પણ એ આત્મજ્ઞાનમાં એ ગુણો ઉચ્ચતમ કોટિએ પહોંચેલા દેખાય છે. આ મત અનુસાર, આપણે ઈશ્વરમાં જ રહીએ છીએ ને નિરંતર તેના સાંનિધ્યમાં જ કામ કરીએ છીએ; માત્ર આપણી પ્રવૃત્તિનું મધ્યબિન્દુ મનુષ્ય પરથી ખસીને પરમાત્મા પર પહોંચે છે. ઈશ્વરની શક્તિ આખા જગતમાં વિલસતી, ને જુદી જુદી ચીજોમાં જુદાં જુદાં રૂપ ધારણ કરતી, દેખાય છે. પરમાત્મા દરેક જીવનું મધ્યબિન્દુ છે, તેમજ તેનો પરિઘ પણ છે. મુક્તાવસ્થાના સર્વોચ્ચ અનુભવમાં પણ જીવનું વ્યક્તિત્વ કાયમ રહે છે, અર્થાત્ પુરુષોત્તમ સાથેનો તેનો ભેદ કાયમ રહે છે, એમ રામાનુજનું માનવું છે.

એટલે, ગીતામાં મોક્ષની અન્તિમ સ્થિતિના સ્વરૂપને વિષે બે જુદા જુદા વિરોધી મતો છે. એક મત એવો છે કે મુક્ત થયેલો જીવ બ્રહ્મના નિર્ગુણ રૂપમાં લીન થઈ જાય છે, અને જગતની ગડમથલની પાર રહેલા

શાન્તિ અનુભવે છે. બીજો મત એવો છે કે મુક્તાવસ્થામાં આપણે ઈશ્વરને પ્રાપ્ત કરીએ છીએ, ને તેના સાનિધ્યનો આનન્દ અનુભવીએ છીએ, તથા સાથેસાથે સર્વ દુઃખ, વેદના, ને ક્ષુદ્ર વાસનાઓની તાનાવેની વગેરે જે વસ્તુઓ પરાધીનતાના લક્ષણરૂપ છે તેમાથી છૂટી જઈએ છીએ ગીતા ધર્મ અને ભક્તિનો ગ્રન્થ હોવાથી, નિશ્ચયપૂર્વક કહે છે કે સગુણ સવિશેષ ઈશ્વર એ અન્તિમ અને પરમ સત્ય છે, અને મનુષ્યમા રહેના અંતર્યામીમાં જ્ઞાન અને સામર્થ્ય, પ્રેમ અને સર્વાત્મભાવની જેટલી શક્તિ હોય તેટલી સોળે કળાએ ખીલી ઊઠે એટલે સુધી આપણે એ અંતર્યામીનો પૂરો વિકાસ થવા દેવો જોઈએ પણ આ પરથી આપણે એવો નિર્ણય ન કરી શકીએ કે ગીતાનો મત ઉપનિષદોના મતથી વિરુદ્ધ છે નિર્ગુણ બ્રહ્મ કે સગુણ પુરુષોત્તમ એ બેમા પરમ સત્ય કયુ એ જે વિશાળ પ્રશ્ન છે તે જ ગીતાને અંગે અહીં ઉપસ્થિત થયો છે, તેને લીધે જ આ વાદવિવાદ ચાલ્યો છે ગીતાના બ્રહ્મવાદની ચર્ચામા અમે કહી ગયા છીએ કે નિર્ગુણ, નિર્વિશેષ, નિર્વિકલ્પક બ્રહ્મની પારમાર્થિક સત્તાનો ગીતા ઇનિકાર નથી કરતી, પણ તે એટલુ કહે છે કે આપણી મનુષ્યની દૃષ્ટિને એ નિર્ગુણ બ્રહ્મ (અર્થાત્ પરબ્રહ્મ) સગુણ ઈશ્વર (અર્થાત્ અપરબ્રહ્મ) રૂપે જ દેખા દે છે માણસની વિચારશક્તિ મર્યાદિત હોઈ, તેને માટે પરમ સત્યનુ આકલન કરવાનો આ વિના બીજો રસ્તો જ નથી એ જ દૃષ્ટિબિન્દુ સ્વીકારીને આપણે એમ કહી શકીએ કે મોક્ષની અન્તિમ અવસ્થા વિષે જે બે જુદા જુદા મત ઉપર ગણાવ્યા તે પણ એક જ પરમ સ્થિતિને વર્ણવવાની બે જુદી જુદી રીતો છે એકમા એ સ્થિતિ અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કારની દૃષ્ટિએ જેવી દેખાય છે તેવી વર્ણવી છે, બીજામા માણસની બુદ્ધિને તે જેવી દેખાય છે તેવી વર્ણવી છે આપણી મનુષ્યની દૃષ્ટિએ જોતાં પરબ્રહ્મ નિષ્ક્રિય, શાન્ત, નિર્વિશેષ, નિર્વિકાર, ને નિરપદ દેખાય છે, ને એ બ્રહ્મને કશી ક્રિયા કરવાનો અવકાશ જ નથી એમ આપણને લાગે છે પણ વસ્તુત . એવુ નથી. આપણે પરબ્રહ્મનાં ભાવાત્મક વર્ણનો આપતાં હોય, તો શમનુજે આપ્યું છે તેથી બીજી કોઈ રીતે એવું વર્ણન કરવુ શક્ય જ નથી. નિર્ગુણ બ્રહ્મ અને સગુણ ઈશ્વર એ બે એક જ છે, એમ બતાવવાને ગીતા કહે છે કે પરમ સત્યમા નિર્ગુણ અને સગુણ બન્ને રૂપનો સંયોગ થયેલો છે, પણ તે

કેવી રીતે થયેલો છે તે આપણાથી કળી શકાય એવું નથી. તે જ પ્રમાણે, મુક્તાત્માઓને નોખું વ્યક્તિત્વ ન રહે, એ સંભવિત છે; છતાં તેઓ સ્વેચ્છાએ એટલી મર્યાદા સ્વીકારીને પોતાનું નોખું વ્યક્તિત્વ ટકાવી રાખે છે. કાલાતીત બ્રહ્મની નિઃસ્પંદ નિષ્ક્રિયતા, ને ચિચ્છક્તિરૂપ પ્રકૃતિની સનાતન લીલા, એ બેની વચ્ચે ગીતા આ રીતે અવિરોધ અથવા એકવાક્યતા સાધે છે.

મુક્ત પુરુષની મરણ પછી થનારી સ્થિતિને વિષે સાચી વાત ભલે ગમે તે હોય; પણ તે જ્યાં સુધી આ જગતમાં જીવે છે ત્યાં સુધી તેને કંઈક ને કંઈક ક્રિયા કર્યે જ છૂટકો છે. એ પ્રવૃત્તિમાં પ્રકૃતિના ગુણો કામ કરે છે એમ શંકર માને છે; ને પરમાત્મા કામ કરે છે એમ રામાનુજ માને છે. કર્મમાત્રમાં પુરુષ અકર્તા છે, એ સત્યને જ વર્ણવવાની આ બે જુદી જુદી રીત છે. તેનું કામ આત્માના સ્વૈરવિહારરૂપે થાય છે; ને તે કરવામાં તેના અંતરને જે ચિરંતન આનન્દ અને શાન્તિ મળે છે તે જગતની બાહ્ય વસ્તુઓ પર આધાર નથી રાખતાં. મુક્ત પુરુષો સંશયની તન્દ્રાને ખંખેરી નાખે છે. તેમની મુખમુદ્રા પરથી ઝાંખપ સર્વાંશે દૂર થઈ જાય છે. તેમની તેજસ્વી દૃષ્ટિ ને મક્કમ વાણી દ્વારા તેઓ બતાવી આપે છે કે તેમને આત્માની હસ્તી ને શક્તિને વિષે અવિશ્વાસ નથી, એટલું જ નહીં પણ અવિશ્વાસ હોવો શક્ય નથી; ને તેને લીધે તેમનામાં અદ્ભુત જીવનશક્તિનો સંચાર થયેલો જોવામાં આવે છે. તેઓ ઇન્દ્રિયોના દોરને કે વાસનાઓના ખેંચાણને વશ નથી હોતા. તેઓ દુઃખમાં ઉદ્વેગ પામતા નથી, ને સુખમાં હરખાતા નથી. ચિન્તા, ભય અને ક્રોધ તેમનાં ચિત્તને સ્પર્શ કરી શકતાં નથી. તેમનું મન નિશ્ચિન્ત હોય છે, ને તેમની દૃષ્ટિ બાળકના જેવી નિર્દોષ ને નિર્વિકાર હોય છે.[1]

મુક્ત પુરુષ પુણ્ય અને પાપના દ્વંદ્વથી પર હોય છે. પૂર્ણત્વની સ્થિતિમાં માણસ ગુણાતીત બને છે. આત્મામાં જે તેજ, વિશાળતા ને શક્તિ હોય છે તેમાં ભંગ ન પડે અથવા તે કલુષિત ન થાય એવી રીતે આચરણ કરવું, એ નીતિધર્મનો નિયમ છે; પણ મુક્ત પુરુષ એવા કોઈ બાહ્ય નિયમની મર્યાદામાં પુરાઈ રહેતો નથી જે પાપકર્મને લીધે સાધારણ સંજોગોમાં પૃથ્વી પર ફરી જન્મ લેવાપણું રહે તેવાં કોઈ પાપકર્મ આવા મુક્ત પુરુષથી થયાં હોય તોપણ તેને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી. તેણે જગતના સાધારણ નિયમો ને

વિધિનિષેધોમાંથી મુક્તિ મેળવેલી હોય છે. જીવનની આ જે પરમ અવસ્થા છે તેમાં માણસ પૂરેપૂરો સ્વતન્ત્ર ને સ્વૈરવિહારી હોય છે, એવો ગીતાનો મત છે. નીટ્શેએ જે 'નરેશ્વર' (સુપરમેન) ની કલ્પના કરી છે તેને જો આ મુક્તાત્માઓ અનુસરે, તો સ્વૈરવિહારનો આ સિદ્ધાન્ત ભયાનક થઈ પડે; કેમકે એવા 'નરેશ્વર' ને તો નબળાં ને નાલાયક, ખોડવાળાં ને ગુનેગારો પ્રત્યે જરાયે ધીરજ નથી હોતી. ગીતાના મુક્ત પુરુષો સમાજને અંગે કરવાનાં કર્તવ્યોમાંથી છૂટી ગયેલા હોય છે ખરા; છતાં એ કર્તવ્યોને તેઓ સ્વેચ્છાએ માન્ય રાખે છે. મુક્ત પુરુષો પોતે ઉદ્વેગ પામતા નથી, તેમ બીજાને ઉદ્વેગ ઉપજાવતા નથી.[૧] જગતના કલ્યાણને અર્થે કામ કરવું એ તેમનો સ્વભાવ જ બની ગયો હોય છે. આ પુણ્યાત્માઓ જગતની સર્વ વસ્તુઓ પ્રત્યે સમત્વની દૃષ્ટિએ જુએ છે. તેઓ ગતિમાન અને સર્જનશીલ એવા આત્મપરાયણ જીવનમાં રાચે છે; અને સમાજનાં નિયમો ને ધારાધોરણ આત્માના સંપૂર્ણ આવિષ્કારને અથવા માનવજીવનના વિકાસને પોષક નીવડે એવાં હોય એટલું જોવાની ચીવટ રાખે છે. તેઓ પોતાના હૃદયમાં કામ કરી રહેલી ઈશ્વરી ઈચ્છાને વશ થઈને પોતાનું નિયત કર્મ કર્યે જાય છે.

સમાજને અંગે કરવાનાં કર્તવ્યો વિષે ગીતા ઘણો આગ્રહ રાખે છે ખરી; છતાં એ સામાજિક કર્તવ્યોથી પર એવી અવસ્થાનો પણ તે સ્વીકાર કરે છે. માનવ સમાજથી સ્વતન્ત્ર રીતે માનવ વ્યક્તિને પણ આખરે અનન્ત ને અક્ષય એવા પરમ પદ સુધી પહોંચવાનું નિર્માયેલું છે, એમ તે માને છે. સંન્યાસી નિયમો, જાતિભેદ, ને સમાજરચના એ સર્વથી પર હોય છે; તે 'અનિવર્ણાશ્રમી' છે. સંન્યાસ એ મનુષ્યના અપાર ગૌરવનું મૂર્ત રૂપ છે. માણસ ધારે તો સર્વ બાહ્ય વસ્તુઓના બજારને — સ્ત્રી અને બાળકોને પણ — છોડી શકે છે; અને તેણે જો ઈશ્વરને પોતાનો સાચો સાથી માન્યો હોય ને તેનો સમાગમ સાધ્યો હોય, તો નિર્જન રણના એકાન્તમાં પણ તે આનંદભેર એકલો રહી શકે છે. સંન્યાસી જગત તજી, જંગલમાં જઈ, દેહદંડન કર્યા કરનાર જોગીનો આદર્શ સ્વીકારતો નથી. આદર્શ તપસ્વી મહાદેવ, હિમાલયના બરફ પર બેઠેલા છતાં, માનવજાતિને ઉગારવા માટે હોંશભેર હળાહળ ગટગટાવે છે.

## પરિશિષ્ટ

## ગીતાનો સંદેશો*

ભગવદ્‌ગીતા એક એવો ગ્રન્થ છે જેણે જમાનાઓ થયાં આપણા કરોડો દેશભાઈઓને આત્માની શાન્તિ ને આશ્વાસન આપ્યાં છે એકલા આપણા દેશભાઈઓને જ નહીં, બહારના ઘણા લોકોને પણ એ ગ્રન્થે દુઃખમા ડૂબેલા જીવોને દિલાસો આપ્યો છે, ને ઊંડી વ્યથા પામેલા ઘણા લોકોના ઘા રૂઝવ્યા છે આપણા દેશના તેમજ પરદેશના માણસોએ એ ગ્રન્થની મુક્ત કઠે પ્રશસા કરેલી છે મહાન આચાર્ય શકર તેમના ગીતાભાષ્યમાં કહે છે કે ગીતા એ સર્વ શાસ્ત્રોના સારરૂપ છે — समस्तवेदार्थसारसङ्ग्रहभूतम् સમસ્ત વેદના અર્થનો સાર એમાં સઘરેલો છે, અને તે માણસને જીવનના સર્વ પુરુષાર્થોની સિદ્ધિ (सकलपुरुषार्थसिद्धि) તરફ દોરી જાય છે, તે આપણને જીવનના ચારે પુરુષાર્થ — ધર્મ, અર્થ, કામ અને મોક્ષ — ની સિદ્ધિમા મદદ કરે છે એની સ્તુતિ કેવળ આપણા આચાર્યોએ જ કરી છે એવુ નથી ભગવદ્‌ગીતાનો પહેલવહેલો જે અંગ્રેજી અનુવાદ થયો તેની પ્રસ્તાવનામા વૉરન હેસ્ટિંગ્સે કહેલુ 'બ્રિટિશ સામ્રાજ્ય હિંદ પરનો પોતાનો કાબુ ગુમાવી બેસશે, અને તેની સપત્તિ ને આબાદીના ઝરણુ સુકાઈ જશે, તે પછી પણ આ ગ્રન્થ અને એના જેવા લખાણો તો જીવતા રહેશે " એના કહેવાનો

---

* કરાચીમા રામકૃષ્ણ મીશનના આશ્રય નીચે આપેલુ વ્યાખ્યાન રાધાકૃષ્ણનની પરવાનગીથી, તે 'પ્રબુદ્ધ ભારત' માસિકના મે ૧૯૪૬ ના અકમાથી ઉતાર્યુ છે

આશય એ હતો કે આ ગ્રન્થ નથી પ્રાચીન કે નથી અર્વાચીન, નથી પૂર્વનો કે નથી પશ્ચિમનો, એ તો સમગ્ર માનવજાતિનો ધર્મગ્રન્થ છે, અને જે મૂળભૂત સત્યો માનવજાતિના છેક હાડમાં ઊતરી ગયાં છે તે સત્યોને તે પોતાની વાણી દ્વારા ઉચ્ચારે છે એ ગ્રન્થની અસર માણસની રગેરગમાં વહેતા લોહી સુધી વ્યાપી ગયેલી છે. ગીતા કોઈ સાંપ્રદાયિક ધર્મતત્ત્વની ચર્ચા કરતી નથી તે અમુક નિશ્ચિત મત આપણી આગળ રજૂ કરીને તે આપણે માનવો જ જોઈએ એવી આજ્ઞા કરતી નથી અમુક વિધિ કરવા જ જોઈએ, કે અમુક ધર્મસૂત્રો બુદ્ધિથી કબૂલ કરવા જ જોઈએ, એવો આગ્રહ તે રાખતી નથી તે તો આપણને અમુક મૂળભૂત કલ્પનાઓ — જીવનના પાયામાં રહેલા કેટલાક વિચારો — આપે છે એ વિચારો એવા છે જે મનુષ્યસ્વભાવ આજે છે તેવો રહેશે ત્યાં સુધી કાયમ રહેવાના જ છે રામકૃષ્ણ મીશને ગીતાનું એક અંગ્રેજી ભાષાન્તર પ્રસિદ્ધ કરેલું છે, તે હું થોડા જ દિવસ પર વાચતો હતો તેની પ્રસ્તાવનામાં ઍલ્ડસ હક્સ્લીએ કહ્યું છે "સનાતન તત્ત્વજ્ઞાનનું આ સૌથી વધારે વ્યાપક ને સર્વગ્રાહી નિરૂપણ છે પરમાત્માની પ્રાપ્તિ માટેના પુરુષાર્થમાં માનવજાતિને મદદ કરે એવો ગ્રન્થ જો તમારે જોઈતો હોય, તો તે ગ્રન્થ આ રહ્યો તેમા આત્માના વિકાસનું, બીજે ક્યાંયે ન મળે એવું, વ્યવસ્થિત ને પદ્ધતિસર વિવરણ કરેલુ છે તેથી તે ગ્રન્થ માનવજાતિને સદાકાળ ઉપયોગી થઈ પડશે " એટલે તમે જુઓ છો કે હિંદના લોકોએ તેમજ પરદેશીઓએ આ ગ્રન્થરત્નની ખરી કિંમત આંકી છે ને તેનાં સ્તુતિગાન ગાયાં છે

આ મહાગ્રન્થના જુદા જુદા પાસાની ઘણા વિસ્તારથી ચર્ચા એક જ પ્રવચનમા મારાથી થઈ શકવાની નથી. એનાં કેટલાંક મૂળભૂત અંગો તરફ તમારુ ધ્યાન ખેંચવા ઉપરાન્ત બીજું કંઈ કરવાની મારી ઇચ્છા પણ નથી એ ગ્રન્થમાં દરેક અધ્યાયને અન્તે જે સંકલ્પવાક્ય આવે છે તેમાં આ શબ્દો વાપરેલા તમે જોશો· બ્રહ્મવિદ્યા, યોગશાસ્ત્ર, અને કૃષ્ણાર્જુનસંવાદ. (૧) બ્રહ્મવિદ્યા તે સત્ તત્ત્વનું દાર્શનિક દૃષ્ટિએ કરેલું નિરૂપણ છે સત્ તત્ત્વનું સ્વરૂપ કેવું છે તેનું તાર્કિક દૃષ્ટિએ કરેલું વર્ણન એમાં આપેલું હોય છે (૨) એ સત્ તત્ત્વની પ્રાપ્તિનો માર્ગ બતાવવાનું કામ યોગશાસ્ત્ર કરે છે. (૩)

કૃષ્ણાર્જુનસંવાદ એ પરાકાષ્ઠાની સ્થિતિ છે. એમાં મનુષ્ય આત્મા પરમાત્મા સાથે અનુસંધાન અનુભવે છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા, ઉપાધિરૂપી સર્વ વેષ્ટનો ફગાવી દઈને, કેવલ નિરુપાધિક બની એક ને અદ્વય એવા પરમાત્માની સમક્ષ ઊભો રહે છે. કૃષ્ણ તે પરમાત્મા; ને અર્જુન તે મનુષ્ય આત્મા; એ બે એકબીજા સાથે સંવાદ, યોગ કે અનુસંધાનની સ્થિતિ અનુભવે છે. દર્શનશાસ્ત્ર; ધર્મશાસ્ત્ર; અને ઉપાસના કે યોગ. એમાં બ્રહ્મવિદ્યા તે સત્ તત્ત્વ વિષેનો દાર્શનિક સિદ્ધાન્ત છે; યોગશાસ્ત્ર તે એ સત્ તત્ત્વની પ્રાપ્તિ માટેની, સદાચારના પાયા પર રચાયેલી, સાધના છે; અને કૃષ્ણાર્જુન-સંવાદ એ પરમાત્માનું દર્શન અથવા તેનો અપરોક્ષ અનુભવ કે સાક્ષાત્કાર છે.

આમાંનાં કેટલાંક અંગો તરફ હું તમારું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. મેં કહ્યું કે બ્રહ્મવિદ્યા એ દાર્શનિક નિરૂપણ છે. અહીં ભારતવર્ષમાં આપણે માણસોને એમ કદી નથી કહેતા કે તમારી બુદ્ધિને દબાવી દો. 'કહ્યું માનો, ને કશા સવાલ પૂછશો નહીં,' એવું ફરમાન આપણે કદી કરતા નથી. બ્રહ્મવિદ્યાનો સર્વમાન્ય મહાગ્રન્થ તે બ્રહ્મસૂત્ર છે. તેનો આરંભ જ આ સૂત્રથી થાય છે: अथातो ब्रह्मजिज्ञासा — એટલે હવે બ્રહ્મને વિષે તપાસમાં ઊતરીએ. જિજ્ઞાસા એટલે જાણવાની ઇચ્છા, અન્વેષણ, બુદ્ધિ વડે કરેલી તપાસ, તર્ક-દૃષ્ટિએ કરેલું અધ્યયન. આવી તપાસ, આવું અન્વેષણ, આવું અધ્યયન કરવાનો બોધ બ્રહ્મસૂત્રમાં આપેલો છે. અને દર્શનશાસ્ત્રના પ્રશ્નનો વિચાર કેવી રીતે કરવાનું કહ્યું છે? બીજું સૂત્ર કહે છે: जन्माद्यस्य यतः (*જેમાંથી આ જગતનો જન્મ વગેરે થયેલું છે*). આ જગતનો આખો પથારો જેમાંથી નીપજતો હોય એવું કોઈ સત્ તત્ત્વ છે ખરું? આ બીજા સૂત્રને તૈત્તિરીયો-પનિષદની ભૃગુવલ્લી સાથે સંબન્ધ છે. ત્યાં શિષ્ય ગુરુની પાસે જઈને કહે છે: 'अधीहि भगवो ब्रह्मेति — હે ભગવન્, બ્રહ્મ શું છે તે મને શીખવો.' ગુરુ ઉત્તર આપે છે: 'तपसा ब्रह्म विजिज्ञासस्व — તપ વડે બ્રહ્મને જાણ.' અર્થાત્ સ્વતન્ત્ર ચિન્તન વડે, મનની તપસ્યા વડે, બ્રહ્મ અથવા પરમ તત્ત્વ શું છે તે જાણવાનો પ્રયત્ન કર. જેમાંથી આ ભૂતમાત્ર જન્મે છે, જન્મીને જેને આધારે જીવે છે, ને મરી ગયા પછી જેનામાં વિલીન થઈ જાય છે, તે પદાર્થ બ્રહ્મ છે — यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यत्प्रयन्त्यभिसंविशन्ति, तद् ब्रह्म। જે પરમ તત્ત્વ આ આખા વિશ્વનું

સર્જક, પાલક ને સંહારક છે તે તત્ત્વને શોધી કાઢવાનો પ્રયત્ન કર. શિષ્ય ડગલે ડગલે આગળ વધે છે. તે કહે છે : અન્ન અર્થાત્ જડ દ્રવ્ય તે બ્રહ્મ હોવું જોઈએ — अन्नं ब्रह्म. બીજું, પ્રાણ તે બ્રહ્મ હોવો જોઈએ — प्राणं ब्रह्म. ત્રીજું, પ્રાણીનું મન તે બ્રહ્મ હોવું જોઈએ — मनो ब्रह्म. ચોથું, માણસની બુદ્ધિ તે બ્રહ્મ હોવી જોઈએ — विज्ञानं ब्रह्म. તે જગતની સામે નજર નાખે છે. તે જુએ છે કે વિશ્વમાં એક વ્યવસ્થા છે; અદ્ભુત ક્રમબદ્ધ પ્રગતિ છે; જડ અચેતન દ્રવ્ય અર્થાત્ અન્નમાંથી વિકાસ થઈને વનસ્પતિસૃષ્ટિના પ્રાણનો જન્મ થાય છે; વનસ્પતિસૃષ્ટિમાંથી વિકાસ થઈને પ્રાણીસૃષ્ટિના મનનો જન્મ થાય છે; પ્રાણીસૃષ્ટિમાંથી વિકાસ થઈને માનવી બુદ્ધિ અર્થાત વિજ્ઞાનનો જન્મ થાય છે. વિકાસના આ ક્રમમાં સતત ઊર્ધ્વગતિ થયેલી છે. એ ગતિ કંઈ અચેતન શૂન્ય કે અસત્‌ને લીધે થયેલી ન જ હોઈ શકે. વિશ્વની વસ્તુમાત્ર મનસ્વી ઇચ્છામાંથી જન્મ પામી હોય એમ પણ ન બને. વિશ્વમાં એક ક્રમ છે, વ્યવસ્થા છે, પ્રગતિ છે, ને આપણે એક પછી એક ડગલું આગળ વધતા જઈએ છીએ. વિશ્વના વિકાસની આવી જે વ્યવસ્થિત, ક્રમબદ્ધ ઊર્ધ્વગતિ છે તેના ગર્ભમાં રહીને તેમાં પ્રાણ પૂરનારું કોઈ મૂલભૂત તત્ત્વ હોવું જ જોઈએ; ને તે જ એને એક કક્ષામાંથી બીજીમાં એમ આગળ દોરી જતું હોવું જોઈએ. એટલે જવાબ મળે છે કે आनन्दं ब्रह्म. એવું એક મૂલભૂત સત્ તત્ત્વ, દૈવી આનન્દરૂપ બ્રહ્મ, ખસૂસ છે જે વિશ્વના વિકાસની આ સર્વ કક્ષાઓમાં કામ કરી રહ્યું છે, અને જે નામરૂપવાળા વ્યક્ત અર્થાત્ વ્યાકૃત જગતની આ વિવિધરંગી લીલાનું મૂળ કારણ છે. એવું એક પરમ સત્ તત્ત્વ અવસ્ય છે. તે તત્ત્વ ન હોય, તો અન્નમાંથી પ્રાણ, પ્રાણમાંથી મન, મનમાંથી વિજ્ઞાન, ને વિજ્ઞાનમાંથી આનન્દ એવું જે સંક્રમણ અર્થાત્ ઊર્ધ્વમાર્ગે જનારો વિકાસ છે તેનો ખુલાસો મળી ન શકે. આ ચડાણ અથવા ઊર્ધ્વગમન છે, તે જ બતાવે છે કે જગતમાં નિયમ છે ને વ્યવસ્થા છે; જગતમાં પ્રગતિ ને ઊર્ધ્વગતિ છે; અને જ્યાં જ્યાં નિયમબદ્ધ વ્યવસ્થા ને ક્રમિક પ્રગતિ છે ત્યાં બધે કોઈ નિયામક ને માર્ગદર્શક ચિચ્છક્તિ કામ કરતી હોવી જ જોઈએ. એ શક્તિ તે માણસનું મન ન હોઈ શકે, કેમકે એ મન તો આ વિકાસનું જ એક ફળ અથવા પરિણામ છે. એટલે એ શક્તિ તે કોઈ દૈવી તત્ત્વ જ હોવં જોઈએ, એમ ફલિત થાય છે.

એ દૈવી તત્ત્વની હસ્તીનું શું કારણ આપણે બતાવીશું ? એને આપણે શું નામ આપીશું ? એનો કોઈ પ્રકારનો ખુલાસો આપણાથી આપી શકાશે ખરો ! આપણે તો વ્યાવહારિક સત્તાવાળા જગતમાં વસતા પરમાણુઓ છીએ; દિક્કાલની મર્યાદાવાળા જગતમાં જકડાયેલા છીએ; અને એ જગતની પાછળ જે અજ્ઞાત તત્ત્વ પડેલું છે તેનું સ્વરૂપ કેવું છે તે શોધવાની મથામણ કરી રહ્યા છીએ. એ સત્ તત્ત્વના અપારે અપરિમિત વૈભવનો તાગ કાઢવાની તાકાત આપણી પરિમિત બુદ્ધિમાં છે ખરી ? એનો જવાબ છે: 'નથી.' यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ( તૈ. ૨; ૪. ) વાણી, મનની સાથે, તેને મેળવ્યા વિના હારીને ત્યાંથી પાછી ફરે છે; આપણે એ સત્ તત્ત્વના સ્વરૂપનો ખુલાસો આપી શકતા નથી. એનું વર્ણન કરવું હોય, તો આ એક જ રીતે થઈ શકે: 'આ વ્યાવહારિક સત્તાવાળું દૃશ્ય જગત જે દેશ, કાલ અને કાર્યકારણની મર્યાદામાં ઘેરાઈ ગયેલું હોય, તો એ પરમ સત્ય દેશની પાર, કાલની પાર, ને કાર્યકારણના નિયમની પણ પાર છે.' यत्तदद्रेश्यमग्राह्यमचक्षुःश्रोत्रं तदपाणिपादम्। ( મું. ૧; ૧; ૬. ) આપણાથી એટલું જ કહી શકાય છે કે તે એવી કંઇક વસ્તુ છે જે અદૃશ્ય છે, અર્થાત્ જેને આંખ જોઈ શકતી નથી; તે એવી કંઇક વસ્તુ છે જે અગ્રાહ્ય છે, અર્થાત્ જેને ચામડી સ્પર્શ કરી શકતી નથી; તે એવી કંઇક વસ્તુ છે જે મોંના શબ્દોથી વર્ણવી શકાતી નથી, જે તર્કની શબ્દરચનામાં પકડાતી નથી, અને જે એ સર્વની પાર ને એ સર્વને અગોચર ઊભેલી છે. મન વાણી તર્ક વગેરે જ્યારે એ પરમ સત્યનું આકલન કે વર્ણન કરવા જાય છે ત્યારે તે સહુ ઊલટાં પોતાની જ નરી અશક્તિ કે અપૂર્ણતા ઉઘાડી પાડે છે. આપણા મોટામાં મોટા વિચારકોએ એ વિષયમાં મૌન સેવવાનું જ ઉચિત માન્યું છે. મનુષ્યનું પરિમિત મન, મૌનરૂપી સંયમ દ્વારા જ, એ પરમ સત્યના અપાર મહિમાનાં, એના અમર્યાદ વૈભવનાં, યશોગાન ગાય છે. બુદ્ધે આ વિષયમાં મૌન ધારણ કર્યું હતું. શંકરે કહ્યું કે शान्तोऽयमात्मा. એનું કશું જ વર્ણન આપી શકાય એમ નથી. એ પરમ સત્ય — એ પરાત્પર — એ શાન્ત, શિવ, અદ્વૈત તત્ત્વ હજુ પણ મોજૂદ છે, ને જગતના આખા વિકાસમાં પ્રાણ પૂરી તેને વેગ આપે છે. એ પરમ તત્ત્વ કેવું અવર્ણનીય છે તે બતાવવાનો જ એ મહાપુરુષોનો ઉદ્દેશ હતો.

પણ આવા નિષેધવાચક વર્ણનથી — ' નેતિ નેતિ ' કહ્યાં કરવાથી — આપણને તૃપ્તિ થવી શક્ય છે ખરી ? ના. એક તરફ એ પરમ તત્ત્વ મન-વાણીને અગોચર હોઈ એનું વર્ણન કરી શકાતું નથી એ ખરું; પણ બીજી બાજુ આપણે એ પણ જાણીએ છીએ કે એ આ વિશ્વના ગર્ભમાં — તેના અન્તરતમમાં — રહેલું મૂળ તત્ત્વ છે, ને તે અંદર રહ્યું રહ્યું આ વિશ્વ પર અમલ ચલાવે છે. એ વિશ્વમાં પ્રાણ પૂરનારું તત્ત્વ હોઈ કેવળ પરબ્રહ્મ નથી; તે પરમેશ્વર — જગતનો નાથ ઈશ્વર — પણ છે. પણ એ કેવળ વિશ્વપતિ છે, સર્વેશ્વર છે, રાજાધિરાજ છે, એટલું જ કહીને આપણે અટકી જવાનું નથી. તમે જો પશુઓની પેઠે વર્તવાનું છોડી દો; તમે જો સર્વ વેષ્ટનો ઉતારીને નગ્ન બની જાઓ; જેને ' વસ્ત્રાપહરણ ' કહે છે તે ક્રિયા તમારે પોતાને વિષે કરી દિગંબર બનીને ઊભા રહો; શરીર, મન અને બુદ્ધિ એ સર્વને ફગાવી દો; તો તમે શુદ્ધ, કેવલ, જ્ઞાનસ્વરૂપ ચિદાત્માના સંસર્ગમાં આવો છો. એ ચિદાત્મા વિના શરીર, મન કે બુદ્ધિ એમાંથી કશું કામ કરી શકતું નથી. આ બધાં કેવળ એ પરમ ચૈતન્યના આવિર્ભાવ છે; અને એ ચૈતન્ય મનુષ્ય આત્માના આ બાહ્ય આવિર્ભાવોની પાછળ છુપાઈને પડેલું છે. બીજા શબ્દમાં કહીએ તો, એ એક જ સત્ તત્ત્વને જ્યારે જગતની પાર રહેલું માનો ત્યારે તે પરબ્રહ્મ છે. એને જગત પર શાસન કરતું માનો ત્યારે તે પરમેશ્વર છે. એને તમારી હૃદયગુહામાં રહેલું અંતરતમ તત્ત્વ માનો ત્યારે તે પરમાત્મા છે. ભાગવત કહે છે તેમ એ ત્રણ એક જ પરમ સત્યનાં ત્રણ પાસાં છે — એક વિશ્વની પાર રહેલું, બીજું વિશ્વમાં વિલસતું, ને ત્રીજું માણસના હૃદયરૂપી ગહ્વરમાં રહેનારું.

> वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
> ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ भा. १; २; ११.

" જે તત્ત્વ જ્ઞાનસ્વરૂપ અને અદ્વિતીય છે તેને તત્ત્વવેત્તાઓ બ્રહ્મ, પરમાત્મા, ભગવાન એમ અનેક નામે ઓળખે છે." એને બ્રહ્મ કહો, પરમાત્મા કહો, કે ભગવાન કહો, એથી કશો જ ફરક પડતો નથી. તમે એમાંથી અમુક શબ્દ વાપરો ત્યારે અમુક દૃષ્ટિબિન્દુ રાખીને બોલો છો એટલું જ. પરમેશ્વરને વિશ્વપતિ ને વિશ્વનો શાસક માનીએ, એને ધર્મનો

શાશ્વત રક્ષક (शाश्वतधर्मगोप्ता) ગણીએ, તે આ કામ કરે છે એવી કલ્પના કરીએ, તો એમાંથી એમ ફલિત થાય છે કે જગતમાં જ્યારે જ્યારે ખળભળાટ થાય, જ્યારે જ્યારે જગતમાં ધર્મ અધર્મનાં પલ્લાં સમતોલપણું ગુમાવી બેસે, ત્યારે ત્યારે તમારા અંતરમાં તેમજ પરિમિત જગતમાં પ્રગટ થતું એ પરમ સત્ય, તેનાં અપાર ઐશ્વર્ય ને કારુણ્યને લીધે, અમુક અમુક અવતારરૂપે પણ પૃથ્વી પર દેખા દેશે. 'દુરાચાર અને અધર્મ વધી પડે, સબળા નબળાને કચડે — એવી સ્થિતિ ઊભી થાય ત્યારે, એક કવિના શબ્દમાં કહીએ તો, 'એ ભગવાન આવે છે, આવે છે, નિરંતર આવે છે.' શંકરાચાર્યે તેમના ગીતાભાષ્યની પ્રસ્તાવનામાં કહ્યુ છે:

स च भगवाञ्ज्ञानैश्वर्यबलवीर्यतेजोभिः सदा संपन्नस्त्रिगुणात्मिकां वैष्णवीं स्वां माया मूलप्रकृतिं वशीकृत्य, अजोऽव्ययो भूतानामीश्वरो नित्यशुद्धबुद्धमुक्तस्वभावोऽपि सन् स्वमायया देहवानिव जात इव च लोकानुग्रहं कुर्वन्लक्ष्यते।

"એ ભગવાન જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બળ, વીર્ય અને તેજથી સદા સંપન્ન છે. તે અજન્મા છે, અવ્યય છે, ને ભૂતમાત્રના ઈશ્વર છે. તેમણે પોતાની અર્થાત્ વિષ્ણુની, ત્રણ ગુણવાળી માયાને એટલે કે મૂલપ્રકૃતિને વશ કરી છે; અને પોતે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળા હોવા છતાં, તે પોતાની માયા વડે દેહધારીની પેઠે જાણે જન્મ ધારણ કરતા હોય ને જગત પર અનુગ્રહ કરતા હોય એમ દેખાય છે." એવા પ્રસંગોએ તે, માનવજાતિના ઉદ્ધાર માટે, પૃથ્વી પર મનુષ્યરૂપે પ્રગટ થાય છે.

પરમાત્માનો અવતાર એ કોઈ અમુક જ મનુષ્યમાં પ્રગટ થાય છે એવું માની લેવાની જરૂર નથી. એ તો જગતમાં સર્વત્ર પ્રગટ થાય છે. એ અવતાર પોતાના જીવનમાં પ્રગટ કરવાની શક્તિ દરેક વ્યક્તિમાં પડેલી છે. કૃષ્ણજન્મનું વર્ણન કરતાં કહ્યું છે: જ્યારે તમસનું પ્રાધાન્ય હોય, જ્યારે સર્વત્ર રાત્રિનું ઘોર અંધારું વ્યાપી રહ્યું હોય, જ્યારે પ્રકાશનું એક પણ કિરણ દેખાતું ન હોય, ત્યારે દરેક મનુષ્યના અંતરરૂપી કારાગૃહમાં પુરાયેલું એ તેજ ઝગઝગાટ દીપી ઊઠે છે. એ ભગવાન તો ત્યાં નિરંતર વાસ કરે છે. સંસારમાં દરેક સમુત્સુક હૃદયમાં ઊંડે ઊંડે પરમાત્મા બેઠેલો જ છે. પણ તે આ બધા કોશરૂપી આવરણોથી ઢંકાઈ ગયેલો છે. માણસ જ્યાં સુધી

આ સર્વ વિષયો પર આસક્તિ ધરાવે, ને તેના પર ચિત્તને ચોટેલું રાખે, ત્યાં સુધી શુદ્ધ વિષયી એવો એ ચિદાત્મા સંતાતો રહે છે ને કોઈ રીતે હાથમાં આવતો નથી. આપણે આ સર્વ ઇન્દ્રિયગોચર પદાર્થોની પાર જઈને ઊભા રહી શકીએ ત્યારે જ આપણે એ શુદ્ધ વિષયીની — નિત્ય ને નિર્વિકાર એવા ચિદાત્માની — ઝાંખી કરી શકીએ છીએ. ઈસુ જેવાને પણ નરી નિરાશાથી ચીસ પાડવી પડેલી. 'હે પ્રભુ! તેં મને શા સારુ તજી દીધો છે?' એ પળે એમને પોતાના પગ નીચે આખી પૃથ્વી કડડાટ ફાટતી દેખાયેલી. એમને જ્યારે મનમાં નિરાશા વ્યાપી જાય છે, તેઓ સર્વ આશા છોડી દે છે, ત્યારે જ તેમને પ્રકાશનું કિરણ દેખાય છે, ને તેઓ કહે છે: 'હે પ્રભુ, જેવી તારી ઇચ્છા હોય તે પ્રમાણે થાઓ.' તે જ પ્રમાણે દ્રૌપદી પણ નિરાશાની પળે આર્ત સ્વરે ચીસ પાડીને કહે છે: 'મારે પતિ નથી, ભાઈઓ નથી, આ જગતમાં કોઈ નથી. હે ભગવાન, તું પણ મારે માટે તો મરી ગયા જેવો છે.' એણે આ ચીસ પાડી તે પળે એને ચોમેર ઘોર અંધારું દેખાયેલું. એવી પળે જ્યારે ઉપરનાં આવરણો ખરી પડે છે, આપણી આંખો પરનાં પડળ ઊતરી જાય છે, ત્યારે આપણે દૈવી તેજની ઝાંખી કરી શકીએ છીએ, જગતમાં કામ કરતી પરમાત્માની શક્તિને નીરખી શકીએ છીએ.

તેવી જ રીતે જ્યારે અર્જુનને લડવાનો વખત આવ્યો ત્યારે તે શસ્ત્ર ફેંકી દઈને બેસી ગયો, ને કહેવા લાગ્યો: 'જે કામ કરવાનું સમાજ મને ફરમાવે છે તે કામ મારે શા સારુ કરવું? સમાજ મારી પાસે જે નિયમ પળાવવા માગે છે તે મારે શા સારુ પાળવો? આ સમાજની આજ્ઞાઓ, વ્યક્તિ પાસેથી તેણે કરેલી માગણીઓ, મારે મન કશી વિસાતમાં નથી. હું નિર્બળ છું: અસમર્થ છું: નિરાશાથી ઘેરાયેલો છું: તમે મને મદદ નહીં કરો?' એવી પળે જ ભગવાન અર્જુનની વહારે આવ્યા છે. દ્રૌપદી હોય, અર્જુન હોય, કે ઈસુ ખ્રિસ્ત હોય, મુખ્ય વાત એની એ જ છે; એમાં કશો ફરક પડતો નથી. માણસ જ્યાં સુધી આ જગતની ગડમથલોમાં રચ્યોપચ્યો રહે, તેના પર જ મદાર બાંધે, ને એ બાહ્ય પદાર્થો, એ વિષયો પરથી મનને ખેંચી ન લે, ત્યાં સુધી તેના અંતરમાં પરમાત્માનો ઉદય થવા પામતો નથી.

કૃષ્ણનો જન્મ મધરાતે થયો એનો અર્થ એ જ છે કે બાકીનું જગત

માણસને માટે રાત્રિ જેવુ સાવ અંધારુઘોર બની જાય ત્યારે જ તેના આત્મામા કૃષ્ણ અર્થાત્ પરમાત્માનો જન્મ થવા પામે છે એ સર્વ વસ્તુઓ પરથી આપણો વિશ્વાસ ઊડી જાય, અને બહારના જગતનું એ અજવાળુ આપણને ઘોર અંધારા જેવુ લાગે, ત્યારે જ એ અંતરનુ અજવાળુ પ્રગટ થવા પામે એટલે, આ અવતાર આવીને જગતના પ્રવાહમાં કશી ખાસ દખલ કરે છે એમ માનવાનું નથી એ અવતારપદે પહોચવુ — બીજા શબ્દમા કહીએ તો નરના નારાયણ થવુ — એ માણસમાત્રને માટે નિર્મેલો આખરી મુકામ છે આપણા અતરમા જે પરમાત્મા બિરાજે છે તેનુ મોઢામોઢ દર્શન કરવા, તેનો સાક્ષાત્કાર કરવા, આપણને આ જગતમા જન્મ મળેલો છે ગીતામાં જીવ, જગત અને બ્રહ્મના સ્વરૂપને વિષે જે તાત્ત્વિક ચર્ચા છે તેમા આપણને એવુ કહ્યુ નથી કે અમુક એક પણ વાત કોઈએ કહી છે માટે આપણે ખરી માની લેવી એમા તો માત્ર સૃષ્ટિના વિકાસનો ક્રમ વર્ણવ્યો છે, અને એક પરમ ચેતનની — વિશ્વ પર અમન ચનાવનાર તત્ત્વની — હસ્તી માનવી કેમ આવશ્યક છે તે સમજાવ્યુ છે પરમેશ્વર જો વિશ્વનો શાસક હોય, તો તેણે જગતના વહેવારમા રસ લેવો રહ્યો અને આપણે જો આપણને દરેકને અનુકૂળ હોય એવા રસ્તા પર ચાલીએ, તો આપણા અતરમા વસતા પરમાત્માનું અપરોક્ષ દર્શન અર્થાત્ સાક્ષાત્કાર કરી શકીએ

બીજી વસ્તુ તે યોગશાસ્ત્ર છે તે સદાચરણનો રસ્તો છે એ આપણે કરવાની સાધના છે 'હું ઈશ્વરને માનુ છુ' એમ કહેવુ તો આપણને ઘણાખરાને મ ટે સહેલુ છે છતા દરેક પળે આપણે એ આસ્થાને ખોટી પાડે એવાં કામ કરતા હોઈએ, એ પણ બનવાજોગ છે બુદ્ધિનો નિર્ણય, અને જીવનમાં વેગ પૂરનારી શક્તિ, એ બેની વચ્ચે ફરક છે અસ્તિ બ્રહ્મ (બ્રહ્મ છે) અને અહં બ્રહ્મ (હું બ્રહ્મ છુ) એ બેની વચ્ચે રહેલો ભેદ સમજવો જરૂરનો છે 'ઈશ્વર છે,' એમ કહેવુ આપણે માટે સહેલુ છે 'મેં મારી રગેરગમા પરમાત્માનો અનુભવ કર્યો છે, અને જેમ હું જગતની હસ્તી સાચી માનુ છુ તેમ ઈશ્વરની હસ્તીને પણ સાચી માનુ છુ,' એમ કહેવુ આપણે માટે મુશ્કેલ છે 'અમે સત્યનારાયણના — સત્યરૂપી પરમેશ્વરના — દર્શન કર્યાં છે,' એમ કહેવાની સ્થિતિમા આપણે ન આવીએ, ત્યા સુધી આપણે ખરેખરા આત્મપરાયણ માણસો નથી. દર્શનશાસ્ત્રની મદદથી કરેલી ઈશ્વરની

વ્યાખ્યા, તર્કશાસ્ત્રની મદદથી કરેલો તેની હસ્તીનો સ્વીકાર, એ ઈશ્વરના સાક્ષાત્કારથી સાવ નિરાળી વસ્તુઓ છે. આપણી ચેતનાના ઊંડા થરોમાં આપણને ઈશ્વરનું દર્શન થવું જોઈએ. એ કેવી રીતે બની શકે? એને માટે જ્ઞાન, કર્મ ને ભક્તિરૂપી ત્રણ સાધન આપણી આગળ મૂકેલાં છે.

કેટલાક માણસોનો ઝોક બુદ્ધિ તરફ હોય છે; તેમને માટે ચિત્તને ધ્યાન વડે એકાગ્ર કરવાની ને તેને બાહ્ય પદાર્થો પરથી ખેંચી લેવાની રીત બતાવેલી છે. 'ફિલસૂફનું કામ શું?' એવો પ્રશ્ન ગ્રીક ફિલસૂફ પાઈથાગોરાસને કોઈએ પૂછ્યો. તેના ઉત્તરમાં તેણે કહ્યું : 'આપણે સહુ જિંદગીની મિજબાનીમાં જઈએ છીએ : કેટલાક પૈસા કમાવાને, કેટલાક નામના ને કીર્તિ મેળવવાને, અને બીજા કેટલાક વળી તમાશો જોવાને, જાય છે. આ તમાશગીરો — પ્રેક્ષકો તે ફિલસૂફો છે.' પ્લેટોએ કહેલું છે : 'ફિલસૂફો તે સર્વ કાળ ને સર્વ દેશના પ્રેક્ષકો છે.' દેશ અને કાળ એ બાહ્ય, દૃશ્ય પદાર્થો છે; દ્રષ્ટા તે અંતરમાં વિરાજતો અંતર્યામી છે. વિષયી અથવા દ્રષ્ટા એવો આત્મા, અને દેશકાળરૂપી દૃશ્ય પદાર્થો કે વિષયો અર્થાત્ અનાત્મા, એ બે વચ્ચે તમે વિવેક ન કરી શકો; આત્માને અનાત્મા પરથી વાળી લેવાની શક્તિ ન કેળવો; કેવળ સાક્ષી એવો ચિદાત્મા, અને આ જગતની પ્રવૃત્તિઓમાં ઓછેવત્તે અંશે રોકાયેલી પ્રકૃતિ, એ બે વચ્ચેનો ભેદ તમે ઓળખી ન શકો; ત્યાં સુધી તમે શુદ્ધ, નિરુપાધિક એવા આત્માનો સાક્ષાત્કાર કરી શકવાના નથી. એ આત્મા દ્રષ્ટા છે, ને કદી દૃશ્ય બનતો નથી. એ જ્ઞાતા છે, ને કદી જ્ઞેય બનતો નથી. એ વિષયી છે, ને કદી વિષય બનતો નથી. અહીં આપણે માટે ધ્યાનયોગનો માર્ગ બતાવેલો છે. આપણે એકાન્તમાં એકલા બેસવું જોઈએ. પણ આપણી આસપાસ એકાન્ત હોય એટલું બસ નથી. આપણે ઓરડીમાં ભરાઈ બેસીએ, ને છતાં આપણાં મનમાં તરેહ-તરેહના આડાઅવળા વિચારો ચાલતા હોય, એ બનવાજોગ છે. તમારે તમારા સાચા આત્માનું દર્શન કરવું હોય, તો તમારી તોફાની વાસનાઓ ને વિષયોના આકર્ષણ પર અંકુશ મૂકવાનું સામર્થ્ય તમારામાં હોવું જોઈએ. ગીતા 'યતચિત્તાત્મા' એ શબ્દનો પ્રયોગ કરે છે ત્યાં તેના કહેવાનો આશય આ જ છે. તમારે અસંગ, અનાસક્ત બનવું જોઈએ. પરિણામ કે ફળની કશી આશા ન રાખવી જોઈએ. કોઈ પણ પ્રકારના ઉચ્ચતર જીવનનો સૌથી

કપરી શત્રુ જો કોઈ હોય, તો તે સંગ્રહ અથવા પરિગ્રહ છે એ પરિગ્રહનો ત્યાગ તેનુ નામ અપરિગ્રહ એક માણસે ઇસુની પાસે જઈને કહ્યુ 'મેં શાસ્ત્રની બધી આજ્ઞાઓ પાળી છે, મેં ધર્મના બધા નિયમોનુ પાલન કર્યું છે હવે સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ કરવા માટે મારે બીજુ શુ કરવાનુ બાકી રહ્યુ?' ઇસુએ કહ્યું 'ઘેર જા, તારી પાસે જે કઈ માલમતા હોય તે વેચી નાખ, ને તે પૈસા ગરીબોને વહેંચી દે' પેલો માણસ ફરી કદી ઇસુ પાસે આવ્યો નહીં અપરિગ્રહ એટલે અસગ્રહ તમારી પાસે એવી કઈ સપત્તિ કે માલમતા ન હોવી જોઈએ જેને લીધે તમને આ દુનિયા વિષે આસક્તિ પેદા થવા પામે એ પ્રકારની અનાસક્તિ અત્યત આવશ્યક છે ધ્યાનયોગ દ્વારા મન — કેવળ શબ્દથી નહીં પણ ખરેખરા આચરણમા — તમામ બાહ્ય પદાર્થો પરથી ઊઠી જાય છે, ને તેને જગતના વહેવારોમા કોઈ પણ પ્રકારનો રસ રહેતો નથી ગીતાએ ત્રણ શબ્દો વાપર્યા છે यतचित्तात्मा, निराशी, अपरिग्रह

આ શરતો બહુ આકરી છે તે પાળવાનુ આપણુ ઘણાખરાનુ ગજુ હોતુ નથી આપણે માટે તો પેલો બીજો માર્ગ છે — ભક્તિનો ઇશ્વરની કૃપા ઝીલવાને શાન્ત થઈને બેસવુ ને રાહ જોવી, ઇશ્વરને સર્વભાવે શરણે જવુ સપૂર્ણપણે પ્રપત્તિયોગ સાધવો, ઇશ્વર પાસે કશાની આશા રાખવી નહીં કે કશુ માગવુ નહીં, તેનુ નામ ભક્તિ એમા આપણે આપણા જીવનની દોરી સદંતર ભગવાનના હાથમા સોંપી દઈએ છીએ, ને તે નચવે એમ નાચીએ છીએ આ ગુણોમા શાન્તિ ને શરણાગતિનો ભાવ વધારે હોય છે, એટલે એ ગુણો પુરુષ કરતા સ્ત્રીને વધારે છાજે એવુ મનાય છે તેથી કહ્યુ છે કે જગતમા પરમ પુરુષ તો એક જ છે આપણે બધા સ્ત્રીઓ છીએ એમ માનવુ જોઈએ *स्त्रीप्रायमितरत्सर्वम्* બીજા શબ્દોમા કહીએ તો, આપણે નિરતર પ્રભુની પ્રાર્થના કરવી જોઈએ, પ્રભુનો આશરો લેવો જોઈએ, સર્વ ભાવે તેને શરણે જવુ જોઈએ, શાન્ત થઈને તેની કૃપા આપણા પર ઊતરવાની રાહ જોવી જોઈએ, ને તેની ઇચ્છામાં આપણી ઇચ્છા મેળવી દેવી જોઈએ કશુ માગવુ નહીં, કેવળ ભગવાનની આશિષ — તેની કૃપા — માગવી તેનુ નામ ભક્તિમાર્ગ આ માર્ગે જવુ આપણને વધારે સહેલુ પડે છે કુમારિકા ગોપી ભગવાનના સ્તુતિગાન ગાતી ફરે છે, ને તેને વીનવે છે કે 'તમે મારા પતિ થાઓ'

कात्यायनि महामाये सर्वलोकमहेश्वरि ।
नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः ॥ भा. १०; २२; ४.

'હે કાત્યાયની, મહામાયા, સર્વ જગતની મહેશ્વરી, નન્દ ગોપના પુત્રને મારા પતિ બનાવ. હું તને નમન કરું છું.' રાસલીલાનો જે પ્રસંગ વર્ણવેલો છે તેનો અર્થ એ છે કે જગતના સર્વ જીવો પરમાત્માને વીનવે છે, તેની પ્રાર્થના કરે છે, ને તેની કૃપા યાચે છે. કરોડો માણસો પરમાત્માને વિનવણી કરે છે એને લીધે પરમાત્માના પૂર્ણત્વમાં કશી ઊણપ આવતી નથી. પરમાત્મા સર્વવ્યાપી છે, ને તેની કૃપા યાચનારા જીવો ઘણા છે, એ જ વસ્તુ રાસલીલા દ્વારા સમજાવવાનો પ્રયત્ન કરેલો છે. એ રાસમાં એક જ કૃષ્ણ — એક જ પરમાત્મા દરેક ગોપીની — પ્રત્યેક જીવની સમુખ ઊભો રહેલો છે; અને એ કેટલાક જીવોની સંમુખ ઊભો રહેલો છે તે પરથી એવું ફલિત નથી થતું કે તે બીજા જીવોની સંમુખ ઊભો રહેલો નથી. રાસલીલાની કલ્પના દ્વારા આ વિચાર સમજાવેલો છે. પરદેશીઓએ અણસમજને લીધે એ રાસલીલાનો સાવ ખોટો અર્થ કર્યો છે; ને તેમને પગલે ચાલી આપણા કેટલાક લોકો પણ એને ખોટા રૂપમાં સમજ્યા છે ને તેમણે એનો ઊલટો અર્થ કર્યો છે. એટલે તમે જોશો કે આ ભક્તિનો માર્ગ છે.

જેમનો સ્વભાવ કાર્યપ્રવણ છે, ને જેમનાં મન ચિન્તન અથવા ભાવના તરફ વળેલાં નથી, તેમને માટે હજુ એક બીજો માર્ગ પણ છે. અર્જુન પોતે આ વર્ગનો છે. તે ઊભો થઈને કહે છે: 'હું જાણું છું કે હું ક્ષત્રિય છું. હું જાણું છું કે લડવું એ મારી ફરજ છે. પણ હું લડવા માગતો નથી. મારાથી એ વાત નહીં બની શકે. આ લડાઈમાં મને પરાણે ખેંચવામાં આવ્યો છે, પણ હું લડવાનો નથી.' તે પછી એની કેવી સ્થિતિ થાય છે!

આપણે સહુ અનુભવે જાણીએ છીએ કે ફરજ જ્યારે અકારી લાગે છે, આપણે દુઃખ અને અપ્રિયતાના બોજામાં ભાગ પડાવવાનો હોય છે, ત્યારે આપણે પરાણે લદાયેલી એ ફરજમાંથી સરકી જવા માગીએ છીએ. આપણી પાસેથી જે કામ કરવાની આશા રાખવામાં આવે છે તેમાંથી ગાપચી મારવા માટે આપણે જાતજાતનાં બહાનાં શોધી કાઢીએ છીએ. પણ છેવટે અર્જુનને સત્યનું દર્શન થવા પામે છે, એ સત્યમાં તે પ્રવેશ કરી

શકે છે, એટલે કે જે પરમેશ્વર જગતનો નિયન્તા ને સૂત્રધાર હોઈ તેને નચવે છે — અને જે અર્જુનને પણ નચવે છે — તેને વિષે અર્જુનને ખરેખરી આસ્થા ઊપજે છે; અને તે છેવટે કહે છે: करिष्ये वचनं तव — 'તમે કહો છો તેમ હું કરીશ.' એ જ પ્રમાણે તમે જોશો કે ઈસુ ખ્રિસ્તે હાથ ઊંચા કરી ભગવાનને કહેલું: 'ના, મારાથી આ બધું દર્દ સહેવાતું નથી. આ જામ મારા મોં આગળથી ખસેડી લે. આ વેદના મને અસહ્ય થઈ પડી છે. મારાથી એનો તાપ જીરવાતો નથી.' અને છતાં, અંતરમાં પ્રચંડ ઉત્પાતો ને તોફાનો થયા પછી, તેઓ એ નિશ્ચય પર આવે છે કે 'તારી ઇચ્છા પ્રમાણે થાઓ. મારી નહીં પણ તારી ઇચ્છા ફળીભૂત થાઓ.' એ વચન ઈસુ ખ્રિસ્તનું ઉચ્ચારેલું છે. करिष्ये वचनं तव એ વાક્યનો જ એ અનુવાદ છે. 'તારું વચન હું માથે ચડાવીશ ને તે પ્રમાણે વર્તીશ.' અર્જુન અને ઈસુ બંનેને પહેલાં તો મનમાં એમ થઈ ગયેલું કે દુઃખ અને વેદનાથી છલોછલ ભરેલો આ જામ તેમનાં મોં આગળથી ખસેડી લેવામાં આવે તો સારું. અર્જુનની લડવાની ઇચ્છા નહોતી, ને ઈસુથી એ પ્યાલો મોઢે મંડાતો નહોતો. એટલે ઈસુએ કહ્યું: 'આ જામ મારા મોં આગળથી ખસેડી લે.' અને અર્જુને કહ્યું: 'મને ક્ષમા કરો; મારાથી લડી શકાશે નહીં.' પણ બંનેના આત્માનો એટલો બધો વિકાસ થાય છે કે અન્તે તેઓ ઊભા થઈને કહી શકે છે: 'છતાં મારી નહીં પણ તારી ઇચ્છા ફળીભૂત થાઓ.' બીજા શબ્દોમાં કહીએ તો, જે માણસોમાં પોતાનો કશો સ્વાર્થ સાધવાની ઇચ્છા નથી હોતી તેઓ ધારે તો વિશ્વાત્માના હાથમાં રમકડાં જેવા બની શકે છે; અને તેઓ સમજી શકે છે કે તેમને આ જગતમાં જન્મ મળેલો છે તે કેવળ પોતાની વાસનાઓ તૃપ્ત કરવા માટે નથી, પણ વિશ્વની હસ્તી પાછળ પરમાત્માનો કંઈક હેતુ, તેનું કંઈક પ્રયોજન રહેલાં છે, ને એ હેતુ, એ પ્રયોજન, સફળ થવામાં માણસે સાથ આપવાનો છે. તમે ઈશ્વરની એ યોજનામાં ભળી જાઓ છો; ઈશ્વરની ઇચ્છા અનુસાર વર્તો છો; અને એ ક્રિયા કરતાં કરતાં તમારા પોતાના જીવનને પૂર્ણતાએ પહોંચાડો છો — જીવનનો જે પરમ પુરુષાર્થ છે તેની સિદ્ધિ પ્રાપ્ત કરો છો. એટલે, પરમેશ્વરની આજ્ઞા અનુસાર વર્તવાથી તમે તમારા અંતરમાં બેઠેલા પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકો છો.

તેથી એમ કહેલું છે કે જે કર્મ આપણને મેલું લાગે, અતિશય બેહૂદું ને અકારું લાગે, અને તે ટાળવાનું ને તેમાંથી ખસી જવાનું મન થાય, તે કર્મ દ્વારા પણ ઈશ્વરે પોતાની ધારણા સફળ કરવાનો ઈરાદો રાખ્યો હોય છે. એટલે આપણે વખત આવ્યે એવું કામ પણ કરવું પડે, અને એ રીતે ઈશ્વરની ઈચ્છાને અનુસરવું પડે. કર્મનો ત્યાગ કરવા કરતાં આ રીતે ઈશ્વરની ઈચ્છા અનુસાર કર્મ કરવાથી આપણે તેનું પ્રયોજન ઘણું વધારે સમજી શકીએ છીએ, ને તેના સાચા સ્વરૂપનું આકલન ઘણા વધારે પ્રમાણમાં કરી શકીએ છીએ. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે જે માણસો કેવળ ઈશ્વરના નામનું રટણ કરે છે પણ તેની ઈચ્છા અનુસાર વર્તતા નથી તેઓ ઈશ્વરના શત્રુ છે.

स्वधर्मकर्मविमुखाः कृष्ण कृष्णेति वादिनः ।
ते हरेर्द्वेषिणो मूढा धर्मार्थं जन्म यद्धरेः ॥

'પોતાનું કર્તવ્ય છોડીને જેઓ કેવળ કૃષ્ણ કૃષ્ણ બોલ્યાં કરે છે તેઓ હરિનો દ્વેષ કરનારા ને પાપી છે, કારણ હરિનો જન્મ જ ધર્મના રક્ષણ માટે છે.' તે લોકો અજ્ઞાન છે, મૂઢ છે. હરિ પોતે સંસારનાં બંધન તોડવા માટે, આ જગતનો ઉદ્ધાર કરવા માટે, ઘણી જાતનાં સંકટોમાંથી પસાર થયા છે. ઈશ્વરે પોતે જ્યારે આપણને દાખલો બેસાડ્યો છે, ત્યારે આપણે સંસારનો ત્યાગ કરીએ, જગતમાં જે કર્મ કરવા આવશ્યક છે તે તજીને બેસી જઈએ, એ આપણે માટે યોગ્ય છે ખરું? ધ્યાનયોગ, ભક્તિયોગ કે કર્મયોગ એમાંથી ગમે તે માર્ગ તમે લો, એ સર્વમાં મનુષ્ય જીવ જ્યારે પોતાની અલ્પતા, પોતાના જીવભાવની મર્યાદા, છોડીને પાર ચાલ્યો જાય છે ત્યારે જ પરમ સત્યનાં દર્શન કરવા પામે છે. એ જીવ પોતાની સંકુચિતતા છોડીને પાર જઈ શકે છે. તે આસપાસના બાહ્ય વાતાવરણથી સાવ નિર્લેપ બની જાય છે. તે જ્યારે આ સંસારમાં કંઈક પણ કામ કરે છે ત્યારે તેના મનની વૃત્તિ કેવળ અસંગ અનાસક્ત સાક્ષી કે દ્રષ્ટાના જેવી હોય છે. એવા જીવને આપણે સાક્ષાત્કારી પુરુષ કહીએ છીએ; બીજા શબ્દમાં કહીએ તો, સિદ્ધ અથવા મુક્ત કહીએ છીએ. એવો માણસ મોઢામોઢ પરમાત્માનું દર્શન કરી શકે છે. તેણે અનંત અમર્યાદ અપરિચ્છિન્ન એવા પરમાત્માના વસ્ત્રનો સ્પર્શ કર્યો હોય છે. તેનું મન દૈવી તેજથી ઝગઝગાટ થઈ જાય છે. તેનું હૃદય પ્રેમરૂપી પાવકની જ્વાળા જેવું બની જાય છે, અને તેનું આખું જીવન પીગ્રતી માનવ-

જાતિના ઉદ્ધારને માટે તલસે છે એટલે તમે જોશો કે જન્મવું, મોટા થવુ, સભોગ કરવો, સંતતિ પેદા કરવી, ભાવિ પ્રજાને માટે ધનના ઢગલા મૂકી જવા, ને જગતમાથી ચાલ્યા જવું, એ કંઈ દરેક માણસને માટે નિર્મેલો ઊંચામા ઊંચો હેતુ નથી એનાં કામ તો પશુઓ પણ કરે છે. માનવજીવને તો કામ એ કરવાનું સોપાયેલુ છે કે તેના અતરમાં જે પરમાત્મા વિરાજે છે તેનુ દર્શન કરવુ અર્થાત્ તેનો સાક્ષાત્કાર કરવો

દરેક માણસ પાસે બે રસ્તા પડેલા છે, તેમાથી ગમે તે એકની પસદગી કરવાની છૂટ તેને અપાયેલી છે यस्य छाया अमृत यस्य मृत्यु । આપણે દરેક જણ, ધારીએ તો, અમૃત — અર્થાત્ શાશ્વત સનાતન જીવન — ની પ્રાપ્તિ કરી શકીએ છીએ; અથવા, ધારીએ તો, મૃત્યુને ભેટી ભસ્મસાત્ પણ થઈ શકીએ છીએ તમારામા જે અમૃત ભરેલુ છે તેનો વિકાસ તમે કરવા માગતા હો તો તમારે સત્યને માર્ગે ચાલવુ રહ્યુ બીજી તરફ તમારે મૃત્યુમાથી મૃત્યુમાં પસાર થતાં ( मृत्यो: स मृत्यु गच्छति । कठ ४, १० સસારના ચકરાવામાં અટવાયા કરવુ હોય, તો તમે આ ભભકભર્યા જગતમા જ ઓછેવત્તે અશે લપટાયેલા રહેવાના. ભગવદ્‌ગીતા આપણી આગળ જે ઉચ્ચતમ ધ્યેય રજૂ કરે છે તેમા કર્મના કૌશલની સાથે ચિન્તનની અવિચળ શાન્તિનો સયોગ થયેલો હોય છે ભગવદ્‌ગીતાનો છેક છેલ્લો શ્લોક ઉપસહારરૂપે કહે છે:

यत्र योगेश्वर कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

આ શબ્દો ઈરાદાપૂર્વક, ચોક્કસ હેતુથી, પસદ કરવામા આવ્યા છે યોગ — અર્થાત્ કૃષ્ણની ધ્યાનશક્તિ — એકલી કશા કામની નથી તેની સાથે અર્જુનની ધનુર્વિદ્યા પણ જોઈએ કેવળ ચિન્તનપરાયણ યોગી નહીં, પણ વહેવારમા રચ્યોપચ્યો માણસ — રાજા પણ જોઈએ, ખરી જરૂર તો પ્લેટોએ જેને ફિલસૂફ-રાજા કહેલો તેની છે યોગી અને ધ્યાની કર્મરૂપી તપમાં ધ્યાનની શક્તિ રેડે છે, એનો સયોગ સાધે છે, ધ્યાન અને કર્મનો પરિણય કરાવે છે આ ધ્યેય ગીતાએ આપણી સામે રજૂ કરેલુ છે ગીતાનો સદેશો શો છે તે જ જો તમે જુઓ, તો તમને જણાશે કે ખોટા પાયા પર રચાયેલી કોઈ પણ હકીકત, કે વિજ્ઞાનની કસોટીમાં ન ટકી શકે એવો કંઈ પણ મતાગ્રહ, એમાથી એકેની સાથે એ સદેશાને કશો સબન્ધ

નથી મનુષ્યસ્વભાવ વાસ્તવિક રીતે જેવો છે તેનો જ વિચાર ગીતા કરે છે માણસના અંતરમાં નિત્ય ને અવિનાશી એવા પરમાત્માની પ્રાપ્તિ માટેની ઝંખના પડેલી છે તેનો તે અભ્યાસ કરે છે * પરમાત્મપ્રાપ્તિ માટેની એ ઝંખના તૃપ્ત કરવાનો માર્ગ તે બતાવે છે તમારા સ્વભાવમા ચિન્તન ભાવના કે કર્મના જે અંશો છે તેનો ત્યાગ કરવાનું તે તમને ફરમાવતી નથી તે માત્ર તમને એટલું જ કહે છે કે આ જગતમાં માણસ ઉચ્ચતર જીવનના ઊંબરા પર ઊભેલો છે, તેણે બુદ્ધિબળ કેળવ્યું છે ખરુ, પણ જીવનનુ ચડાણ એમ સૂચવે છે કે બુદ્ધિબળ એ કંઈ જીવનવિકાસનો આખરી મુકામ નથી માણસે ત્યાથી આગળ વધવુ રહ્યુ છે એ આગળનો વિકાસ તેના શરીરની રચનામાં થાય એવો સભવ તો હવે રહ્યો નથી એ વિકાસ તેના આત્માના ઘડતરમાં જ થવો શક્ય છે એ વાત જો ખરી હોય, તો માણસની બુદ્ધિને એકાગ્ર કરી તેમાથી જ્ઞાનનો પ્રકાશ, પ્રતિભાનું તેજ પેદા કરવા રહ્યા છે તમારા જ્ઞાનમા વૃદ્ધિ થવી જોઈએ, તમારા હૃદયનો વિકાસ સધાવો જોઈએ, જે મહાન ક્ષણોમાં મનુષ્યનો આત્મા ક્યારેક પરમાત્મા સાથે સપર્કમા આવે છે, તે ક્ષણો સભાળી જોઈએ એવી ક્ષણોમાં મનુષ્યનો આત્મા જાણે પૃથ્વી પરથી ઊડે છે, ઉન્નત બનીને ઊંચાને આકાશમા વિહરવા લાગે છે એવે વખતે એ આત્મા પરમાત્માના ઊંડાણોમા પ્રવેશ કરે છે ત્યારે કાળની ગતિ થભી જાય છે ને અમૃત અને મૃત્યુ જેની છાયામાત્ર છે એવા પરમ સત્યની એ આત્મા ઝાખી કરી શકે છે

તમે જો એ આખરી મુકામે પહોચી શકો, તો તમે જીવનને ખરેખરુ સાર્થક કર્યું પણ તમે જો ત્યાં ન પહોચી શકો, તો પછી ભલે તમે ધનના ઢગના ઢગ ભેગા કરો, ભૌતિક જગતની ઈમારતો રચો, અણુબૉમ શોધી માણસોનો સહાર કરો, પણ તમે માણસ તરીકે તો નિષ્ફળ જ નીવડ્યા છો, ને તમારો જન્મારો સાવ એળે ગયો છે તમે એ પરમ પદ રૂપી આખરી મુકામે પહોચો ત્યારે એમ કહી શકાય કે कुलं पवित्रं जननी कृतार्था, वसुंधरा पुण्यवती — તમારુ કુળ પાવન થાય છે, તમારી માતાની કૂખ દીપી ઊઠે છે, ને તમે જન્મ્યા હો તે ભૂમિ તીર્થરૂપ બની જાય છે આ જે જીવન માણસમાત્રનું અન્તિમ ધ્યેય છે, તેની પરમ ગતિ છે, તે અક્ષય છે, તેમાં કદી વધઘટ થતી નથી, અને જરામરણ તેને સ્પર્શી કરી શકતાં નથી એ જીવન જો તમે આ જ ભવે પ્રાપ્ત કરી શકો, તો મનુષ્યનો આત્મા તેને આખરી મુકામે પહોચ્યો ગણાય ?

## લેખકનાં ટિપ્પણો

### સંક્ષેપોની સમજ

| | |
|---|---|
| આદિ. — म. भा. आदिपर्व | बृ. — बृहदारण्यकोपनिषत् |
| ઈ. ફિ. — ઇંડિયન ફિલોસોફી (રાધાકૃષ્ણન) | ब्र. सू. — ब्रह्मसूत्र |
| ईश. — ईशोपनिषत् | भा. — भागवत |
| उद्योग. — म. भा. उद्योगपर्व | म. भा. — महाभारत ( चित्रशाळा ) |
| ऋ. — ऋग्वेद | मधु. — मधुसूदनीव्याख्या |
| ए. भा. — एकनाथी भागवत | मनु. — मनुस्मृति |
| ऐ. — ऐतरेयोपनिषत् | मा. भा. — माध्वभाष्य |
| कठ. — कठोपनिषत् | मां. का. — मांडूक्यकारिका ( गौडपाद ) |
| केन. — केनोपनिषत् | मुं. — मुण्डकोपनिषत् |
| गी. — गीता | रा. भा. — रामानुजभाष्य |
| छां. — छांदोग्योपनिषत् | वन. — म. भा. वनपर्व |
| ज्ञा. — ज्ञानेश्वरी | वे. सू. — वेदान्तसूत्र |
| तै. — तैत्तिरीयोपनिषत् | शां. भा. — शांकरभाष्य |
| दु. स. — दुर्गासप्तशती | शान्ति. — म. भा. शान्तिपर्व |
| ना. भ. — नारदभक्तिसूत्र | श्वे. — श्वेताश्वतरोपनिषत् |
| प्र. — प्रश्नोपनिषत् | स्या. मं. — स्याद्वादमञ्जरी |

**નોંધ** :—ટિપ્પણોની આગળ જે આંકડા આપ્યા છે તેમાનો પહેલો આંકડો પાનાનો ક્રમાંક, અને બીજો તે પાના પરની નોંધનો ક્રમાંક, દર્શાવે છે.

૨૦; ૧. शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत्। ब्र. सू. १; १; ३०.

(પણ શાસ્ત્રદૃષ્ટિથી એ ઉપદેશ યોગ્ય છે — વામદેવની પેઠે.)

આના પર શાંકરભાષ્યમાં લખ્યું છે:

इन्द्रो नाम देवतात्मा परमात्मत्वेनाहमेव परं ब्रह्मेत्यार्षेण दर्शनेन यथाशास्त्रं पश्यन्नुपदिशति स्म — 'मामेव विजानीहि' इति। यथा 'तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च' इति तद्वत्।

(ઇન્દ્ર નામના દેવતાત્માએ પોતાનો આત્મા એ જ પરમાત્મા છે — હું જ પરબ્રહ્મ છું — એમ આર્ષદર્શનથી યથાશાસ્ત્ર જ્ઞાન મેળવીને ઉપદેશ કર્યો કે 'મને જ જાણ.' જેમ તે બ્રહ્મને — એ આત્માને જ — 'હું બ્રહ્મ છું' એમ જોનારા ઋષિ વામદેવને એવું જ્ઞાન થયું કે 'હું મનુ હતો, હું સૂર્ય હતો,' તે પ્રમાણે.)

૨૧; ૧. प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु।
तानकृत्स्नविदो मन्दान्कृत्स्नविन्न विचालयेत्॥ गी. ३, २९.

(પ્રકૃતિના ગુણોથી સંમોહ પામેલા માણસો ગુણોનાં કર્મમાં આસક્ત થાય છે. આ અધૂરા જ્ઞાનવાળા મંદ લોકોને સર્વજ્ઞ પુરુષે ચળાવવા ન જોઈએ.)

૨૨; ૧. 'ઈંડિયન ઍંટીક્વેરી', ૧૯૧૮, પૃ ૩. ગાર્બેની ભગવદ્‌ગીતાની પ્રસ્તાવના.

૨૩; ૧. 'સેક્રેડ બુક્સ ઑફ ધી ઈસ્ટ', વૉ. ૮, પ્રસ્તાવના, પૃ ૫-૬.

૨૩; ૨. મહાભારતના આદિપર્વમાં ગીતાનો નામનિર્દેશ આ પ્રમાણે છે:

पर्वोक्ता भगवद्गीता। आदि. २; ६८.

यदाऽश्रौषं कश्मलेनाभिपन्ने
रथोपस्थे सीदमानेऽर्जुने वै।
कृष्णं लोकान्दर्शयानं शरीरे
तदा नाशंसे विजयाय संजय॥ आदि. १; १८१.

(ધૃતરાષ્ટ્ર કહે છે: હે સંજય! અર્જુનને મોહ થઈ આવ્યો, ને તે વિષાદ પામીને રથમાં બેસી ગયો, તે વેળાએ કૃષ્ણે એને પોતાના શરીરમાં

વળી જુઓ ગી. ૭; ૨૫. નોંધ નં. ૪૮; ૨.

૫૨; ૬. જે માયાને લીધે અવિદ્યા પેદા થતી નથી તે સાત્ત્વિકી માયા કહેવાય છે. એ માયા જ્યારે મલિન થાય છે ત્યારે તે અવિદ્યાને ઉત્પન્ન કરે છે. સાત્ત્વિકી માયામાં પ્રતિબિંબિત બ્રહ્મ તે ઈશ્વર છે; જ્યારે તે અવિદ્યાથી ઘેરાય છે ત્યારે જીવ થાય છે. આ પાછળથી વિકસેલો વેદાન્ત છે. ગીતાને એ મતની ખબર નથી. ઉપર કહેલા વિચારના ઉલ્લેખ માટે જુઓ નીચેના શ્લોકો :

चिदानंदमयब्रह्मप्रतिबिंबसमन्विता ।
तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥
सत्त्वशुद्धयविशुद्धिभ्यां मायाविद्ये च ते मते ।
मायाबिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥
अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।
सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ पंचदशी १; १५-१७.

(ચિદાનંદમય બ્રહ્મના પ્રતિબિંબવાળી, અને સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણવાળી જે પ્રકૃતિ છે તે બે પ્રકારની છે. સત્ત્વગુણની શુદ્ધિ અને અશુદ્ધિએ કરીને પ્રકૃતિના માયા અને અવિદ્યા એમ બે ભેદ માનેલા છે. એમાં માયા વિષે પ્રતિબિંબરૂપે પડેલો ચિદાત્મા, માયાને વશ કરીને, સર્વજ્ઞ એવો ઈશ્વર થાય છે. અવિદ્યાને વશ રહેલો જીવ થાય છે ને અવિદ્યા કારણ શરીર થાય છે, અને તે કારણશરીરમાં જે અભિમાની તે પ્રાજ્ઞ કહેવાય છે)

૫૩; ૧. त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥ गी. २; ४५.

(હે અર્જુન, વેદ ત્રણ ગુણોની વાતોથી ભરેલા છે. તેથી તું નિગુણાતીત અર્થાત્ નિષ્કામ બન. સુખદુઃખાદિ દ્વન્દ્વોમાંથી છૂટી જા. યોગક્ષેમની ભાંજગડમાં ન પડીશ. આત્મનિષ્ઠ બન.)

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥ गी. ७; २८.

(પણ પુણ્યકર્મ કરનાર જે માણસોના પાપનો અન્ત આવ્યો છે ને

જેઓ દ્વંદ્વોના મોહમાંથી છૂટી ગયા છે તેવા, દૃઢ વ્રતવાળા, માણસો મને ભજે છે.)

૫૩; ૨. तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तन्त इति मत्वा न सज्जते ॥ गी. ३; २८.

(પણ, હે મહાબાહુ, ગુણ અને કર્મના વિભાગનું રહસ્ય જાણનાર માણસ તો સમજે છે કે ગુણો જ ગુણોની અંદર ફરે છે; ને તેથી તે આસક્તિ રાખતો નથી.)

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥ गी. १४; २३.

(જે માણસ તટસ્થ જેવો રહે છે, જેને ગુણો ચળાવી શકતા નથી, ગુણો જ પોતાનું કામ કર્યે જાય છે એમ સમજી જે સ્થિર રહે છે ને હાલતો નથી અર્થાત્ વિકાર પામતો નથી...)

તે ઉપરાંત, ગી. ૪; ૬. જુઓ નોંધ નં. ૨૯; ૧.
ગી. ૭; ૧૪. જુઓ નોંધ નં. ૫૨; ૫.

૫૩; ૩. असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ गी. १६; ८.

૫૪; ૧. ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ गी. १५; १.

(એ અશ્વત્થ વૃક્ષનું મૂળ ઊંચે છે, તેની શાખાઓ નીચે છે, એ વૃક્ષ અવિનાશી છે, ને વેદ તેનાં પાંદડાં છે, એવું એનું વર્ણન અપાયેલું છે. એ વૃક્ષને જે જાણે છે તે જ વેદનો અર્થ ખરેખર જાણે છે.)

૫૪; ૨. ગી. ૭; ૪. જુઓ નોંધ નં. ૨૮; ૩.

૫૪; ૩. अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ गी. ७; ५.

૫૪; ૪. इयं ममापरा प्रकृतिः, इतस्त्वन्यां इतोऽचेतनायाश्चेतनभोग्यभूतायाः

અત્યારે મોજૂદ છે, ને હવે પછી થવાનાં છે તે સર્વને હું જાણું છું. પણ મને કોઈ જાણતું નથી. હે ભારત! હે પરંતપ! ઈચ્છા અને દ્વેષમાંથી નીપજનારા, દ્વંદ્વોના મોહને લીધે, આ સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓ મૂઢ બની જાય છે.)

૫૬; ૧. कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः । गी. ३; ५.

૫૬; ૨. प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ गी. ३; २७.

गी. ३; २८. જુઓ નોંધ નં. ૫૩; ૨.

૫૬; ૩. विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ गी. ५; १८.

(વિદ્યા તથા વિનયવાળો બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો, ને કૂતરાને ખાનાર માણસ, એ સર્વના પર પંડિતો અર્થાત્ જ્ઞાનીઓ સરખો ભાવ રાખે છે.)

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ गी. १३; २.

(હે ભારત! સર્વ ક્ષેત્રોમાં રહેલો જે ક્ષેત્રજ્ઞ તે પણ હું જ છું એમ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ જ્ઞાન છે, એવો મારો મત છે.)

गी. १३; २२. જુઓ નોંધ નં. ૨૯; ૨.

૫૬; ૪. नापि स्वगुणभेदभिन्नं निर्गुणत्वाच्चैतन्यस्य, वक्ष्यति च भगवानिच्छादीनां क्षेत्रधर्मत्वं अनादित्वान्निर्गुणत्वादिति च । नापि अन्त्या विशेषा आत्मनो भेदकाः सन्ति प्रतिशरीरं तेषां सत्त्वे प्रमाणानुपपत्तेः । अतः समं ब्रह्म, एकं च ।

गी. शां. भा. ५; १९.

૫૭; ૧. आत्मा क्षेत्रज्ञ इत्युक्तः संयुक्तः प्राकृतैर्गुणैः ।
तैरेव तु विनिर्मुक्तः परमात्मेत्युदाहृतः ॥ शान्ति. १८७; २४.

૫૭; ૨. परस्य ब्रह्मणोऽपाणिपादस्यापि सर्वतः पाणिपादादिकार्यकर्तृत्वं श्रूयते । प्रत्यगात्मनोऽपि परिशुद्धस्य तत्साम्यापत्त्या सर्वतः पाणिपादादिकार्यकर्तृत्वं श्रुतिसिद्धमेव ।

... लोक यद् वस्तुजातं तत्सर्वं व्याप्य तिष्ठति । परिच्छिन्नस्वरूपं देशादिपरिच्छेदरहिततया सर्वगतमित्यर्थः । गी. रा. भा. ११; १३.

५७; ३. अपरिच्छिन्नज्ञानशक्तिरयं पुरुषः अनादिप्रकृतिसंबन्धकृतगुणसंगादेतद्देहमात्रमहेश्वरो देहमात्रपरमात्मा च भवति । गी. रा. भा. १३; २२.

*एवमितरेतरयुक्तेषु सर्वेषु भूतेषु देवादिविषमाकाराद् वियुक्तं तत्र तत्र तत्तद्देहेन्द्रियमनांसि प्रति परमेश्वरत्वेन स्थितमात्मानं ज्ञातृत्वेन समानाकारं देहादिषु विनश्यत्सु विनाशानर्हस्वभावेनाविनश्यन्तं यः पश्यति स पश्यति, स आत्मानं यथावदवस्थितं पश्यति ।* गी. रा. भा. १३; २७.

५७; ४. न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ गी. २; १२.

५७; ५. यथाऽहं सर्वेश्वरः परमात्मा नित्य इति नात्र संशयः, तथैव भवन्तः क्षेत्रज्ञा आत्मानोऽपि एवेति मन्तव्याः । एवं भगवतः सर्वेश्वरादात्मनां परस्परं च भेदः पारमार्थिक इति भगवतैवोक्तमिति प्रतीयते । गी. रा. भा. २; १२.

*वयं ... त्रिष्वपि कालेषु नित्या आत्मस्वरूपेणेत्यर्थः । देहभेदानुवृत्त्या बहुवचनम्, नात्मभेदाभिप्रायेण ।* गी. शां. भा २; १२.

५८; १. अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
*अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥* गी. ८; ४.

( जे पदार्थो क्षर अर्थात् नाशवंत छे ते अधिभूत. जगतमां जे पुरुष अर्थात् चेतन तत्त्व छे ते अधिदैवत. अने, हे मानवश्रेष्ठ, देहमां चाली रहेला यज्ञनो अधिष्ठाता जे हुं — आत्मा ते अधियज्ञ. )

गी. १३; २१. जुओ नोंध नं ३७; ४.

५८; २. गी. २; २२. जुओ नोंध नं. ३७, ३.

गी. २; १३. जुओ नोंध नं. ३६; २.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ गी. २; २७

(જન્મેલાનું મરણ, ને મરેલાનો જન્મ, અચૂક થવાનાં જ છે. એટલે, જે વસ્તુ અટળ છે તેને વિષે તારે શોક કરવો યોગ્ય નથી.)

૫૮; ૩. पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ गी. ६; ४०, ४३–५.

(હે પાર્થ! આ લોકમાં શું કે પરલોકમાં શું, એવા માણસનો વિનાશ થતો નથી. કલ્યાણકારક કર્મ કરનાર કોઈ પણ માણસની દુર્ગતિ થતી નથી. તેને ફરી જે જન્મ પ્રાપ્ત થાય છે તેમાં તેને પાછલા દેહમાંની બુદ્ધિ મળે છે; અને તે ફરી મોક્ષને સારુ આગળ પ્રયત્ન કરે છે. પૂર્વજન્મના અભ્યાસને લીધે તે, કવશો પણ, તે તરફ ખેંચાય છે યોગનો જિજ્ઞાસુ પણ શબ્દબ્રહ્મ અર્થાત્ વેદમાં કહેલાં કામ્ય કર્મોની પેલી પાર ચાલ્યો જાય છે. પ્રયત્નપૂર્વક મહેનત કરતાં કરતાં તે યોગીના પાપ ધોવાઈ જાય છે; ને તે અનેક જન્મ પછી સિદ્ધિ પામીને પરમ પદ પ્રાપ્ત કરે છે.)

૫૯; ૧. बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ गी. ७, १९.

(ઘણા જન્મોને અન્તે, 'આ બધું વાસુદેવરૂપ છે' એવો અનુભવ થાય ત્યારે, જ્ઞાની માણસ મને પ્રાપ્ત કરે છે. એવો મહાત્મા મળવો ઘણો કઠણ છે.)

૫૯; ૨. शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥ गी. १५; ८.

(ઈશ્વર — અર્થાત્ શરીરી જીવ — જ્યારે શરીર પ્રાપ્ત કરે છે અથવા શરીરમાંથી નીકળી જાય છે ત્યારે — વાયુ જેમ સુવાસિત વસ્તુઓમાંથી

સુવાસ લઈ જાય છે તેમ — તે જીવ આટલી વસ્તુઓ પોતાની સાથે લઈ જાય છે.)

૫૯; ૩. यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययावर्तते पुनः ॥ गी. ૮; ૨૩–૨૬.

(હે ભરતશ્રેષ્ઠ! જે કાળે મરણ પામીને યોગીઓ મોક્ષ પામે છે, ને જે કાળે મરણ પામીને ફરી જન્મ લે છે, તે કાળ હું હવે તને કહું છું. ઉત્તરાયણના છ મહિનામાં, અજવાળિયામાં, દિવસના ભાગમાં, અગ્નિ બળતો હોય ને સૂરજનો તડકો પડતો હોય ત્યારે મરણ પામનારા બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્મને પામે છે. દક્ષિણાયનના છ મહિનામાં, અંધારિયામાં, રાતના ભાગમાં, મરણ પામનારો યોગી ચન્દ્રલોકમાં જઈને પાછો આવે છે. આમાં પહેલો તે શુક્લ માર્ગ; ને બીજો તે કૃષ્ણ માર્ગ. આ બે માર્ગો જગતમાં હંમેશના ચાલ્યા આવે છે. એમાંને પહેલે માર્ગે જનાર મોક્ષ પામે છે ને ફરી જન્મ પામતો નથી; બીજે માર્ગે જનારને ફરી જન્મ લેવાપણું રહે છે.)

૫૯; ૪. मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ गी. ९; १२.

(તેમની આશાઓ વ્યર્થ હોય છે, તેમનાં કર્મ વ્યર્થ હોય છે, તેમનું જ્ઞાન વ્યર્થ હોય છે. એવા એ મૂઢ લોકો મોહ ઉપજાવનારી રાક્ષસી ને આસુરી પ્રકૃતિને વશ વર્તે છે.)

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥
त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ ગી. ૧૬; ૧૯-૨૧.

(એ ઝેરીલા, ક્રૂર, અને બૂરાં કામો કરનારા નરાધમોને હું ફરીફરી આ સંસારમાં આસુરી યોનિમાં જ નાખું છું. એ મૂઢ લોકો જન્મે જન્મે આસુરી યોનિમાં પડે છે; અને, હે કૌન્તેય, તેઓ મને પ્રાપ્ત કર્યા વિના જ, છેક નીચલી યોનિમાં પહોંચી જાય છે. કામ, ક્રોધ અને લોભ એ નરકનું ત્રેવડું દ્વાર છે. તેથી માણસે એ ત્રણનો ત્યાગ કરવો ઘટે છે.)

૫૯; ૫. यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ ગી. ૬; ૨૦.

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ ગી. ૬; ૨૩.

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् । ગી. ૬; ૨૭.

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥ ગી. ૬; ૨૮.

(યોગના સેવનથી અંકુશમાં આવેલું મન જ્યાં શાન્તિ પામે, અને જ્યાં આત્મા વડે આત્માને જોઈ આત્મામાં સન્તોષ પામે, એવી દુઃખના સ્પર્શ વિનાની સ્થિતિ તે યોગ છે એમ જાણવું. એ યોગ નિશ્ચયપૂર્વક, અને મનમાં કંટાળો આવવા દીધા વિના, આચરવો ઘટે છે. આવા યોગીનું મન અત્યંત શાંત થાય, તેનો રજોગુણ શમી જાય, તે બ્રહ્મરૂપ અને નિષ્પાપ થાય, ત્યારે તેને ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે. આવો યોગી નિષ્પાપ થઈને આ પ્રમાણે સદા આત્માનો યોગ સાધે, તો તે બ્રહ્મસંસ્પર્શ અર્થાત્ બ્રહ્મસાક્ષાત્કારથી મળનારા અપાર સુખનો સહેજે અનુભવ કરવા પામે છે.)

૬૧; ૧. સરખાવો પ્લોટીનસનાં આ વચન: "(આત્મસાક્ષાત્કારના) આ ધ્યેયને પહોંચવાના જુદા જુદા અનેક રસ્તા છે: સૌન્દર્ય વિષેનો પ્રેમ, જે

કવિને ઉન્નત બનાવે છે; એક ને અદ્વિતીય એવા પરમ તત્ત્વ વિષેની ભક્તિ, ને વિજ્ઞાનનું ચણતર, જેને વિષે ફિલસૂફને ધગશ હોય છે; એ પ્રેમ ને એ પ્રાર્થના, જેની વાટે કોઈ ભાવિક ને તાલાવેલીવાળો આત્મા પૂર્ણત્વપ્રાપ્તિ માટે આવશ્યક એવી આત્મશુદ્ધિને પથે આગળ વધે છે. સંસારની દશ્ય અને સવિશેષ વસ્તુઓથી પર ને તેની પાર રહેલી ઊંચાઈ તરફ આપણને લઈ જનારા આ રાજમાર્ગો છે. એ ઊંચાઈએ પહોંચ્યા પછી આપણે એ અનન્ત ને અપ્રમેય એવા પરમાત્માના અપરોક્ષ સાંનિધ્યમાં ઊભા રહીએ છીએ; ને એ પરમાત્મા જાણે આત્માનાં ઊંડાણમાંથી દીપી ઊઠે છે."

૬૧. ૨. कर्मोपास्तिस्तथा ज्ञानमिति काण्डत्रयं क्रमात् ।
तद्रूपाष्टादशाध्यायैर्गीता काण्डत्रयात्मिका ।
एकमेकेन षट्केन काण्डमत्रोपलक्षयेत् ॥ गी. मधु.

(કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડ એક પછી એક આપેલા છે. અઢાર અધ્યાયની ગીતાના આ ત્રણ કાંડ પડે છે. ૭ ૭ અધ્યાયનો એક એક સમૂહ તે એક એક કાંડ માટે છે.)

૬૨; ૧. "પરમ આનન્દ પરમાત્મા પ્રત્યેના આ પ્રેમમાં રહેલો છે, અને તે જ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે." (સ્પિનોઝા) "કેટલાક માણસોને માટે વિશ્વને સમજવાનો બૌદ્ધિક પ્રયત્ન એ ઈશ્વરનો અનુભવ કરવાનો મુખ્ય રસ્તો હોય છે." (બ્રેડલી)

૬૨. ૨. सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥
पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥
यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ गी. १८; २०-२२.

(જુદાં જુદાં સર્વ ભૂતોમાં એક જ અવિભક્ત અને અવિકારી પદાર્થ અર્થાત્ તત્ત્વ છે એવું જે જ્ઞાન વડે સમજાય તે જ્ઞાનને સાત્ત્વિક જાણ સર્વ ભૂતોમાં જુદી જુદી જાતના ભિન્ન ભિન્ન પદાર્થો અર્થાત્ તત્ત્વો છે એવું

જુદાઈનું ભાન જેનાથી થાય તે જ્ઞાનને રાજસ જાણ. પણ કોઈ એક કાર્ય લઈ, તે એકમાં જ બધું સમાઈ જાય છે એમ સમજી, તેમાં કશા કારણ વિના ગૂંથાઈ રહેનારું, ખરું તત્ત્વ ન સમજનારું, ને અલ્પ એવું જે જ્ઞાન છે તે તામસ કહેવાય છે.)

૬૩; ૧. तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ गी. ४; ३४.

(એ જ્ઞાન તું નમન કરીને, ફરી ફરી પ્રશ્નો પૂછીને, તથા સેવા કરીને જાણી લે. એટલું કરીશ તો તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે.)

૬૩; ૨. न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ गी. ११; ८.

(તારા પોતાના આ જ ચક્ષુ વડે તું મને જોઈ નહીં શકે. હું તને દિવ્ય ચક્ષુ આપું છું. તેના વડે તું મારો ઈશ્વરી યોગ જોઈ લે.)

સરખાવો પેલા પેગંબરનાં વચનઃ "હે નાથ, એનાં લોચન ઉઘાડો, જેથી એ જોઈ શકે." તે ઉપરાંત બાઈબલના જૂના કરારમાં ઇઝેકીએલને થયેલું ઇશ્વરદર્શન (ઇઝેકીએલ, ૧૦), તથા 'હિજરત' અધ્યાયનું પ્રકરણ ૩૩: "મોઝીસે કહ્યું: 'હું તને આજીજી કરું છું, મને તારું તેજ બતાવ.' પ્રભુએ કહ્યું: 'હું મારી તમામ ભલાઈ તારી આગળ થઈને પસાર કરીશ, અને હું તારી આગળ ભગવાનનું નામ જાહેર કરીશ; અને મારે જેના પર કૃપા કરવી હશે તેના પર કૃપા કરીશ, અને જેના પર દયા બતાવવી હશે તેના પર દયા બતાવીશ. પણ તું મારું મુખ નહીં જોઈ શકે: કેમકે કોઈ માણસ મને જુએ અને છતાં જીવતો રહેવા પામે, એ ન બને એવી વાત છે.'" વળી જુઓ બાઈબલના 'રેવેલેશન' અધ્યાયનું પ્રકરણ ૪; તથા સદ્ધર્મપુંડરીક પ્રકરણ ૧.

૬૪; ૧. श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ गी. ४; ३९.

(જે માણસ શ્રદ્ધા રાખે છે, જ્ઞાન મેળવવાના પ્રયત્નમાં મંડ્યો રહે છે, અને ઇન્દ્રિયો પર સંયમ રાખે છે તેને જ્ઞાન મળે છે; અને જ્ઞાન મળ્યા પછી તે થોડા જ વખતમાં પરમ શાન્તિ પ્રાપ્ત કરે છે.)

૬૪; ૨. भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ गी. २; ४४.

(તે માણસો ભોગ અને ઐશ્વર્યમાં રચ્યાપચ્યા રહે છે; અને ઉપર જે વાણીની વાત કરી તે વાણી તરફ જ તેમનાં મન ખેંચાઈ ગયેલાં હોય છે; એટલે વ્યવસાયાત્મક અર્થાત્ કાર્યાકાર્યનો નિર્ણય કરનારી તેમની બુદ્ધિ એકાગ્ર થઈ શકતી જ નથી.)

૬૪; ૩. गी. अ. ६.

૬૪; ૪. गी. ४; ३९. જુઓ નોંધ નં. ૬૪; ૧.

૬૫; ૧. योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ गी. २; ४८.

(હે ધનંજય! આસક્તિ છોડી, યોગસ્થ થઈને અર્થાત્ સફળતા નિષ્ફળતાને સરખી માનીને, કર્મો કર; આ પ્રકારની જે સમતા છે તે જ યોગ કહેવાય છે.)

૬૫; ૨. यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥
सुखमात्यन्तिकं यत्तद् बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥
तं विद्याद् दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥ गी. ६; १९–२३.

૬૫; ૩. अत एवाह वसिष्ठः ।
द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ।
असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः ॥ गी. मधु. ६; २९.

૬૫; ૪. तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ गी. ४; ४२.

(તેથી, હે ભારત, તારા હૃદયમાં અજ્ઞાનથી નીપજેલો આ જે સંશય છે તેને તું આત્મજ્ઞાનરૂપી તલવાર વડે છેદી નાખ, અને યોગ આચર. ઊઠ, ઊભો થા.)

૬૫; ૫. विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥
यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥
तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ गी. २; ५९–६१.

(નિરાહારી માણસના વિષયો મોળા પડે છે, પણ એ વિષયો વિષેનો રસ જતો નથી. પરબ્રહ્મનું દર્શન થાય ત્યારે એ રસ પણ છૂટી જાય છે. હે કુંતીપુત્ર! ઇન્દ્રિયો એવી પ્રબળ હોય છે કે વિદ્વાન માણસ સંયમનો પ્રયત્ન કરતો હોય તોપણ તેના મનને તેઓ બળાત્કારે વિષયો તરફ ખેંચી જાય છે. એ સર્વ ઇન્દ્રિયો પર સંયમ રાખીને માણસે યોગ સાધવો જોઈએ ને મારામાં લીન થઈ જવું જોઈએ. જે માણસ પોતાની ઇન્દ્રિયોને વશ રાખી શકે છે તેની જ પ્રજ્ઞા અર્થાત્ બુદ્ધિ સ્થિર છે એમ ગણાય.)

૬૬; ૧. प्रत्यक्षावगमम् । गी. ९; २.

૬૬; ૨. यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ गी. ४; ३५.

(હે પાંડવ! એ જ્ઞાન મેળવ્યા પછી તને ફરી આવી રીતે મોહ નહીં ઊપજે. એ જ્ઞાન વડે તું સર્વ ભૂતોને તારા આત્મામાં તેમજ મારામાં જોઈ શકશે.)

गी. ५; १८. જુઓ નોંધ નં. ૫૬; ૩ તથા નીચેના શ્લોકો:

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥
बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ गी. ५; १९–२१.

(જેમનું મન સમત્વને વિષે સ્થિર થયું છે તેમણે આ દેહે જ સંસારને જીત્યો છે. બ્રહ્મ દોષરહિત અને સમ છે; તેથી આવા માણસો બ્રહ્મને વિષે સ્થિર થાય છે. મનગમતી વસ્તુ મળે ત્યારે હર્ષ ન કરવો, ને અણગમતી વસ્તુ મળે ત્યારે ઉદ્વેગ ન કરવો. આવી રીતે જેની બુદ્ધિ સ્થિર હોય છે ને જેને મોહ ઊપજતો નથી તે જ બ્રહ્મવેત્તા કહેવાય, ને બ્રહ્મને વિષે સ્થિર થયો ગણાય. બાહ્ય વિષયોમાં જેનું મન ચોંટેલું હોતું નથી તેને આત્મામાં રહેલું સુખ મળે છે. બ્રહ્મની સાથે જેણે યોગ વડે પોતાના આત્માને જોડ્યો છે તે અક્ષય સુખ ભોગવે છે.)

૬૬; ૩. तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ गी. ७; १७.

(એ ભક્તોમાં પણ, જે હંમેશાં યોગયુક્ત છે, ને મારી અનન્ય ભક્તિ કરે છે એવો જ્ઞાની સૌથી શ્રેષ્ઠ છે. હું જ્ઞાનીને અત્યંત પ્રિય છું; અને તે મને પ્રિય છે.)

૬૬; ૪. यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद् भजति मां सर्वभावेन भारत ॥ गी. १५; १९.

(હે ભારત ! જે માણસ મોહરહિત થઈને મને પુરુષોત્તમને આ રીતે જાણે છે તે સર્વજ્ઞ થાય છે; અને તે સર્વ ભાવે મને ભજે છે.)

૬૬; ૫. अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ गी. १०; ८–९.

(હું સર્વનું ઉત્પત્તિસ્થાન છું, અને આખું જગત મારામાંથી પેદા થાય છે, એમ જાણીને ડાહ્યા માણસો ભાવપૂર્વક મને ભજે છે. તેઓ ચિત્તને

મારામાં પરોવે છે; મારાને મારામાં લીન કરી દે છે; એકબીજાને બોધ આપતાં ને નિત્ય મારું જ કીર્તન કરતાં, સંતોષમાં ને આનન્દમાં રહે છે.)

૬૭; ૧. ગી. ૨; ૫૯. જુઓ નોંધ નં. ૬૫; ૫.

૬૭; ૨. ज्ञानमिति चेन्न, द्विषतोऽपि ज्ञानस्य तदसंस्थितेः । तयोपक्षयाच्च । न क्रिया कृत्यनपेक्षणात् ज्ञानवत् । शांडिल्यभक्तिसूत्र १; ४, ५, ७.

(જ્ઞાન એ ભક્તિ છે એમ કહેવામાં આવે, તો તેમ નથી. ભગવાનનો દ્વેષ કરનારને પણ જ્ઞાન તો છે, છતાં તેમને ભગવાનને વિષે ભક્તિ નથી. કર્મ એ પણ ભક્તિ નથી; કેમકે જ્ઞાનની પેઠે ભક્તિ પણ ક્રિયારૂપ નથી.)

૬૭; ૩. मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ ગી. ૯; ૩૨.

(વળી, હે પાર્થ, જેઓ પાપયોનિ હોય તેઓ, તેમજ સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો પણ, જો મારો આશ્રય લે તો, પરમ ગતિ પામે છે.)

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ગી. ૧૧; ૫૩–૫૪.

(તેં મને જેવા રૂપમાં જોયો તેવા રૂપમાં મને વેદ વડે, તપ વડે, દાન વડે કે યજ્ઞ વડે પણ જોઈ શકાય એમ નથી. પણ, હે અર્જુન, મને આ રૂપમાં જાણવો, જોવો, ને મારામાં ખરેખર પ્રવેશ કરવો, એ બધું અનન્ય ભક્તિથી બની શકે એવું છે.)

૬૮; ૧. बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् । ગી. ૭; ૧૦.

૬૮; ૨. अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥
आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ गी. १०; २०–२५.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ गी. १०; ३४.

(હે ગુડાકેશ ! હું પ્રાણીમાત્રના અંતરમાં રહેલો આત્મા છું. હું જ ભૂતમાત્રનાં આદિ, અન્ત અને મધ્ય છું. આદિત્યોમાં વિષ્ણુ હું છું. જ્યોતિઓમાં કિરણવાળો સૂર્ય હું છું. મરુતોમાં મરીચિ હું છું. નક્ષત્રોમાં ચન્દ્ર હું છું. વેદોમાં સામવેદ હું છું. દેવોમાં ઈન્દ્ર હું છુ. ઇન્દ્રિયોમાં મન હું છું. પ્રાણીઓમાં ચેતના હું છું. રુદ્રોમાં શંકર હું છું. યક્ષો ને રાક્ષસોમાં કુબેર હું છુ. વસુઓમાં અગ્નિ હું છું. પર્વતોમાં મેરુ હું છું હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય જે બૃહસ્પતિ તે હું છું એમ જાણ. સેનાપતિઓમાં કાર્તિકેય, સરોવરોમાં સાગર, મહર્ષિઓમાં ભૃગુ, વાચામાં એકાક્ષરી ૐ, યજ્ઞોમાં જપયજ્ઞ, અને સ્થાવરોમાં

(તે તરત ધર્માત્મા થાય છે ને તેને શાશ્વત શાન્તિ મળે છે. હે કૌન્તેય ! તું નક્કી જાણજે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી.)

૬૯; ૩. ગી. ૯; ૩૦. જુઓ નોંધ નં. ૭૬; ૧.

૬૯; ૪. नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ ગી. ૫; ૧૫.

(પ્રભુ કોઈનું પાપ તથા પુણ્ય પોતે લઈ લેતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાઈ ગયેલું હોવાથી માણસો મોહમાં ફસાય છે.)

૬૯; ૫. समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ ગી. ૯; ૨૯.

(મને સર્વ ભૂતોને વિષે સરખો ભાવ છે. મને કોઈ અળખામણું નથી, ને કોઈ માનીતું નથી. જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામાં છે ને હું તેમનામાં છું.)

सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
*शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥*
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
तुल्यनिन्दास्तुतिमौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ ગી. ૧૨; ૧૪–૨૦.

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदः सरसामस्मि सागरः ॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ गी. १०; २०–२५.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ गी. १०; ३४.

( હે ગુડાકેશ ! હું પ્રાણીમાત્રનાં અંતરમાં રહેલો આત્મા છું. હું જ ભૂતમાત્રનાં આદિ, અન્ત અને મધ્ય છું. આદિત્યોમાં વિષ્ણુ હું છું. જ્યોતિઓમાં કિરણવાળો સૂર્ય હું છું. મરુતોમાં મરીચિ હું છું. નક્ષત્રોમાં ચન્દ્ર હું છું. વેદોમાં સામવેદ હું છું. દેવોમાં ઇન્દ્ર હું છું. ઇન્દ્રિયોમાં મન હું છું. પ્રાણીઓમાં ચેતના હું છું. રુદ્રોમાં શંકર હું છું. યક્ષો ને રાક્ષસોમાં કુબેર હું છું. વસુઓમાં અગ્નિ હું છું. પર્વતોમાં મેરુ હું છું. હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય જે બૃહસ્પતિ તે હું છું એમ જાણ. સેનાપતિઓમાં કાર્તિકેય, સરોવરોમાં સાગર, મહર્ષિઓમાં ભૃગુ, વાચામાં એકાક્ષરી ૐ, યજ્ઞોમાં જપયજ્ઞ, અને સ્થાવરોમાં હિમાલય, હું છું. સર્વનો નાશ કરનાર મૃત્યુ હું છું. ભવિષ્યમાં જન્મનારાંનું ઉત્પત્તિસ્થાન હું છું. નારીજાતિનાં નામોમાં કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા હું છું.)

૬૮; ૩. क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ गी. १२; ५

(તેમનું મન અવ્યક્તને વિષે ચોટેલું છે તેથી તેમને કષ્ટ વધારે પડે છે. દેહધારીઓને અવ્યક્તની ઉપાસનાનો માર્ગ કષ્ટદાયક જ થઈ પડે છે.)

૬૯; ૧. शरणागतवत्सलः ।

૬૯; ૨. क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ गी. ९; ३१.

(તે તરત ધર્માત્મા થાય છે ને તેને શાશ્વત શાન્તિ મળે છે. હે કૌન્તેય! તું નક્કી જાણજે કે મારો ભક્ત કદી નાશ પામતો નથી.)

૬૯; ૩. ગી. ૬; ૩૦. જુઓ નોંધ નં. ૭૬; ૧.

૬૯; ૪. नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ ગી. ૫; ૧૫.

(પ્રભુ કોઈનું પાપ તથા પુણ્ય પોતે લઈ લેતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢંકાઈ ગયેલું હોવાથી માણસો મોહમાં ફસાય છે.)

૬૯; ૫. समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ ગી. ૯; ૨૯.

(મને સર્વ ભૂતોને વિષે સરખો ભાવ છે. મને કોઈ અળખામણું નથી, ને કોઈ માનીતું નથી. જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે તેઓ મારામાં છે ને હું તેમનામાં છું.)

सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥ ગી. ૧૨; ૧૪–૨૦.

( હંમેશાં સંતોષમાં રહેનારો, યોગયુક્ત, ઇન્દ્રિયો અને મનને સંયમમાં રાખનારો, દૃઢ નિશ્ચયવાળો, ને પોતાનાં મન અને બુદ્ધિ મારે વિષે અર્પણ કરનારો, એવો મારો ભક્ત મને પ્રિય છે. જેના તરફથી જગતને ઉદ્વેગ થતો નથી, તથા જગત તરફથી જેને ઉદ્વેગ થતો નથી, અને હર્ષ, ક્રોધ, ભય તથા ઉદ્વેગ જેને સ્પર્શ કરી શકતા નથી, તે મને પ્રિય છે. જેને કશી અપેક્ષા નથી, જે પવિત્ર છે, આળસ વિના કામ કરે છે, તટસ્થ છે, કોઈ પણ વિકારથી જેનું મન ચળતું નથી, અને જેણે સકામ કર્મોનો ત્યાગ કર્યો છે, એવો મારો ભક્ત મને પ્રિય છે. જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, આકાંક્ષા રાખતો નથી, જે શુભ તથા અશુભ એ દ્વંદ્વનો ત્યાગ કરે છે, એવો ભક્તિમાન માણસ મને પ્રિય છે. જે શત્રુ તેમજ મિત્ર પ્રત્યે સમાન ભાવ રાખે છે, માનઅપમાન, ઠંડીગરમી તથા સુખદુઃખને સરખાં ગણે છે, આસક્તિ વિનાનો છે, નિન્દા તેમજ સ્તુતિની જેના મન પર સરખી અસર થાય છે, જે મૌન ધારણ કરે છે, જે કંઈ મળે તેનાથી સન્તોષ પામે છે, જેને પોતાનું એવું ઘર નથી, જેની મતિ સ્થિર છે, એવો ભક્તિમાન નર મને પ્રિય છે. આ જે અમૃતતુલ્ય ધર્મ મેં કહ્યો તેનું આચરણ જેઓ શ્રદ્ધાપૂર્વક કરે છે ને મારે વિષે તન્મય થઈ જાય છે તેવા ભક્તો મને અત્યંત પ્રિય છે. )

૬૯; ૧. अनिर्वचनीयं प्रेमस्वरूपम् । मूकास्वादनवत् । ना. भ. ५१-२.

( પ્રેમનું ખરું સ્વરૂપ અનિર્વચનીય હોઈ તેનું વર્ણન કરી શકાતું નથી; જેમ મૂંગો માણસ પોતે લીધેલા સ્વાદનું વર્ણન કરી શકતો નથી. )

૭૦; ૧. तद्विहीनं जाराणामिव । ना. भ. २३.

( ઈશ્વરના મહિમાના જ્ઞાન વિનાનો પ્રેમ જાર લોકોના પ્રેમ જેવો હોય છે. )

૭૦; ૨. ગી. ૮; ૪. જુઓ નોંધ નં. ૫૮; ૧.

૭૦; ૩. मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ गी. १२; ८.

૭૧; ૧. ईश्वरस्याप्यभिमानद्वेषित्वाद् दैन्यप्रियत्वाच्च । ना. भ. २७.

(ઈશ્વરને પણ અભિમાન પ્રત્યે અણગમો હોય છે, ને નમ્રતા તેને ગમે છે.)

૭૧; ૨. मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ गी. १८; ६५–६.

૭૧; ૩. तत्प्राप्य तदेवावलोकयति, तदेव भाषयति, तदेव चिन्तयति । ना.भ.५५.

(એને પ્રાપ્ત કર્યા પછી ભક્ત એને જ જુએ છે, એને વિષે જ બોલે છે, ને એને વિષે જ વિચાર કરે છે.)

૭૧; ૪. यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९; २७.

(હે કૌન્તેય ! તું જે કરે, જે ખાય, જે હવનમાં હોમે, જે દાનમાં આપે, અને જે તપ કરે, તે મને અર્પણ કરજે.)

૭૨; ૧ यल्लब्ध्वा पुमान् सिद्धो भवति, अमृतो भवति, तृप्तो भवति । यत्प्राप्य न किंचिद् वांछति, न शोचति, न द्वेष्टि, न रमते, नोत्साही भवति । यज्ज्ञात्वा मत्तो भवति, स्तब्धो भवति, आत्मारामो भवति । सा न कामयमाना, निरोधरूपत्वात् ।
ना. भ. ४–७.

(એ ભક્તિ મેળવીને માણસ સિદ્ધ થાય છે, અમર થાય છે, તૃપ્ત થાય છે. તે પ્રાપ્ત કર્યા પછી તે કશાની વાંછના કરતો નથી, શોક કરતો નથી, દ્વેષ કરતો નથી, હરખાઈ જતો નથી, ઉત્સાહમાં આવી જતો નથી. તે પ્રાપ્ત કરીને તે મત્ત થાય છે, સ્તબ્ધ થાય છે, આત્માના આનન્દમાં નિમગ્ન થાય છે. આ ભક્તિમાં કામનો અંશ નથી, કેમકે તે નિરોધ એટલે કે સંયમ અથવા ત્યાગરૂપ હોય છે.)

૭૨; ૨. ગી. ૪, ૩૯. જુઓ નોંધ ન. ૬૪; ૧.

૭૨; ૩. कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ गी. ११; ३७.

(હે મહાત્મન્ ! તમે સૌથી મોટા છો. તમે બ્રહ્માના પણ આદિકર્તા છો. તમને તેઓ કેમ નમન ન કરે ? હે અનન્ત, હે દેવેશ, હે જગન્નિવાસ !

તમે અક્ષર છો, સત્ છો, અસત્ છો, અને સત્ તથા અસત્થી પર અર્થાત્ પેલી પાર પણ છો.)

૭૨; ૪. येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥ गी. ९; २३.

(બીજા દેવોના જે ભક્તો શ્રદ્ધાપૂર્વક તે તે દેવનું પૂજન કરે છે તેઓ પણ, હે કૌન્તેય, ભલે વિધિ વિના છતાં મને જ ભજે છે.)

૭૨; ૫. यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥ गी. ७; २१-३.

(જે જે ભક્ત જે જે રૂપની અર્થાત્ દેવની શ્રદ્ધાથી ઉપાસના કરવા ઇચ્છે છે તે તે રૂપ વિષેની તેની શ્રદ્ધાને હું સ્થિર બનાવું છું એ શ્રદ્ધા વડે તે તે રૂપની આરાધના તે કરે છે; અને પછી મેં જ નિર્મેલાં ને તેણે ઇચ્છેલાં ફળ તેને મળે છે. દેવોનું યજન કરનારા દેવો પાસે જાય છે, અને મારા ભક્તો મને પામે છે.)

૭૩; ૧. यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ गी. ९; २५.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ गी. १७; ३.

(હે ભારત ! સહુની શ્રદ્ધા તેમના પોતપોતાના સ્વભાવ અનુસાર હોય છે. માણસ શ્રદ્ધામય હોય છે. જેવી જેની શ્રદ્ધા તેવો તે થાય છે.)

૭૩; ૨. कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ गी. ७, २०.

(અનેક કામનાઓથી જેમનું જ્ઞાન હરાઈ ગયું છે એવા માણસો,

પોતપોતાની પ્રકૃતિને વશ થઈ, જુદા જુદા નિયમ પાળીને, બીજા દેવોને શરણે જાય છે.)

गी. ७; २१. જુઓ નોંધ નં. ૭૨; ૫.

૭૩; ૩. अब्रह्मास्ते समस्तास्तु देवाद्याः कर्मयोनयः ।
आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिताः ॥
प्राणिनः कर्मजनितसंसारवशवर्तिनः ।
यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारकाः ॥

[આ શ્લોકો રામાનુજના ગીતાભાષ્યમાં નથી, પણ તેની ઉપર વેંકટનાથની જે 'તાત્પર્યચન્દ્રિકા' નામની ટીકા છે તેમાં આપેલા છે.— અનુવાદક]

૭૩; ૪. उक्तं च नारदीये 'अन्तो ब्रह्मादिभक्तानां मद्भक्तानामनन्तता' इति ।

गी. मा. भा. ७; २१.

(નારદપુરાણમાં કહ્યું છે : 'બ્રહ્મા વગેરેના ભક્તોને અન્તવાળું ફળ [illegible] છે, પણ મારા ભક્તોને અનંતતા પ્રાપ્ત થાય છે.')

૭૩; ૫. तल्लक्षणानि वाच्यन्ते नानामतभेदात् । पूजादिष्वनुराग इति पाराशर्यः । [illegible]थादिष्विति गर्गः । आत्मरत्यविरोधेनेति शांडिल्यः । नारदस्तु तदर्पिताखिलाचारता [illegible]द्विस्मरणे परमव्याकुलतेति । ना. भ. १६–२०.

(જુદા જુદા મત પ્રમાણે ભક્તિનાં જે લક્ષણો છે તે હવે કહેવામા[ં] [આ]વે છે. પૂજા વગેરેને વિષે પ્રેમ તે ભક્તિ એમ પારાશર્ય કહે છે. કથા [વ]ગેરેને વિષે પ્રેમ તે ભક્તિ એમ ગર્ગનું કહેવું છે. ભક્તિને લીધે આત્માનંદમા[ં] [ભ]ંગ ન પડવો જોઈએ એવો શાંડિલ્યનો મત છે. પણ નારદનો મત એવો છે [ક]ે ઈશ્વરને શરણે જવું, પોતાનાં સર્વ કર્મ તેને અર્પણ કરવાં, અને ઈશ્વરને ભુલાઈ જવાય તો અત્યંત વ્યાકુળતા ઊપજવી એનું નામ ભક્તિ છે.)

૭૩; ૬. यो विविक्तस्थानं सेवते, यो लोकबन्धमुन्मूलयति, निस्त्रैगुण्यो भवति, योगक्षेमं त्यजति । यः कर्मफलं त्यजति, कर्माणि संन्यस्यति, ततो निर्द्वन्द्वो भवति ।

ना. भ. ४७–४९.

(જે માણસ એકાન્ત સ્થાનનો આશ્રય લે છે, જગતનાં બન્ધનને — તેના સુખોપભોગ વિષેની લાલસાને — જડમૂળથી ઉખાડી નાખે છે, ત્રણ ગુણોના પાશમાંથી છૂટી જાય છે, યોગક્ષેમનો ત્યાગ કરે છે, કર્મોના ફળનો ત્યાગ કરે છે, સ્વાર્થી કર્મોનો ત્યાગ કરે છે, અને નિર્દ્વન્દ્વ બને છે.)

૭૪; ૧. ગી. ૧૮; ૬૬. જુઓ નોંધ નં. ૭૧; ૨.

૭૪; ૨. ગી. અ. ૧૦; ૧૧.

૭૪; ૩. प्रमाणान्तरस्यानपेक्षत्वात् स्वयं प्रमाणत्वाच्च । ना. भ. ५९.

(આ ભક્તિને બીજા પ્રમાણની જરૂર રહેતી નથી. તે સ્વયંસિદ્ધ હોય છે.)

वादो नावलंब्यः । बाहुल्यावकाशत्वाद् अनियत(त्रि)तत्वाच्च । ना.भ. ७४-७५.

(એને વિષે વાદવિવાદમાં ઊતરવું નહીં. કેમકે એમાં ઘણા મતને અવકાશ છે; અને કેવળ તર્કથી બાંધેલો મત સાચ ઠરેલો નથી હોતો.)

૭૪; ૪. ગી. ૭; ૧૭. જુઓ નોંધ નં. ૬૬; ૩.

> उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
> आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ गी. ७; १८.

(આ બધા જ ભક્તો ઉદાર અર્થાત્ સારા છે. પણ જ્ઞાની તો મારો આત્મા જ છે એવો મારો મત છે. હું જ ઉત્તમોત્તમ ગતિ છું એમ જાણીને મને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં જ મંડેલો હોય છે.)

> अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
> तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥ गी. ८; १४.

(બીજે ક્યાંય ચિત્ત રાખ્યા વિના જે હંમેશાં સતત મારું સ્મરણ કરે એવો નિત્યયુક્ત યોગી મને સહેજે મેળવી શકે છે.)

ગી. ૮; ૨૨. જુઓ નોંધ નં. ૪૪; ૧.

> लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
> अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥ भा. ३; २९; १२.

(પુરુષોત્તમને વિષેની જે ભક્તિમાં ફળ મેળવવાનો હેતુ હોતો નથી, તે જેમાં ભેદભાવ પણ નથી હોતો, તેને નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહી છે.)

૭૪; ૫. ગી. ૭; ૧૭. જુઓ નોંધ નં. ૬૬; ૩.

૭૫; ૧. यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ગી. ૧૮; ૫.

(યજ્ઞ, દાન અને તપરૂપી કર્મનો ત્યાગ ન કરાય; તે કર્મ તો કરવું જ જોઈએ. યજ્ઞ, દાન અને તપ વિવેકી માણસને પાવન કરનારાં છે.)

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ગી. ૧૮; ૪૬.

(જે ઈશ્વરમાથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થયાં છે, જેને આધારે તેઓ પ્રવૃત્તિ કરે છે, અને જે આ આખા જગતને વ્યાપી વળેલો છે તેને પોતાના કર્મ વડે પૂજીને માણસ સિદ્ધિ અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરે છે.)

ગી. ૭; ૧૬. જુઓ નોંધ નં. ૫૯; ૧.

૭૫; ૨. तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥ ગી. ૮; ૭.

(તેથી તું હંમેશાં મારું સ્મરણ કર અને યુદ્ધ કર. મન અને બુદ્ધિને મારામાં તન્મય કરવાથી તુ મને પામશે એમાં સંશય નથી.)

૭૫; ૩. तस्या ज्ञानमेव साधनमित्येके । अन्योन्याश्रयत्वमित्यन्ये ।
ના. ભ. ૨૮–૨૯.

(કેટલાક કહે છે કે જ્ઞાન એ ભક્તિનું સાધન છે. બીજા કહે છે કે જ્ઞાન અને ભક્તિ એકબીજા પર આધાર રાખનારાં છે.)

૭૬; ૧. अपहाय निजं कर्म कृष्ण कृष्णेति वादिनः ।
ते हरेर्द्वेषिणः पापा धर्मार्थं जन्म यद्धरेः ॥

વળી : अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ગી. ૯; ૩૦.

(મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તેને સાધુ જ માનવો, કેમકે હવે તેનો નિશ્ચય સારો થયેલો છે.)

સરખાવો : "પોતે અજવાળામાં છે એમ જે માણસ કહે છે ને છતાં પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે છે તે હજુ પણ અંધારામાં છે. જે પોતાના ભાઈ પ્રત્યે પ્રેમ રાખે છે તે અજવાળામાં રહે છે, અને તેને ઠોકર ખાવાનો પ્રસંગ કદી આવતો નથી. પણ જે માણસ પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે છે તે તો અંધારામાં છે, અંધારામાં ચાલે છે, અને પોતે ક્યાં જાય છે તેની એને ખબર પડી નથી, કેમકે એ અંધારાએ એની આંખોનું તેજ હરી લીધું હોય છે." — બાઇબલ, ૧ જોન ૨; ૯–૧૧.

"પ્રેમમાં અણુમાત્ર ભય નથી હોતો. સંપૂર્ણ પ્રેમ તો ભયને કાઢીને દૂર કરી દે છે; કેમકે ભયને ત્રાસ થાય છે. જેને ભય લાગે છે તેનો પ્રેમ સંપૂર્ણ થયો ગણાય નહીં. આપણે તેના પર પ્રેમ રાખીએ છીએ, કેમકે તેણે પહેલાં આપણા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો હતો. 'મને ઇશ્વર પર પ્રેમ છે,' એમ જો કોઈ માણસ કહે, ને પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે, તો તે જૂઠો છે : કેમકે જે માણસ નજર આગળ દેખાતા પોતાના ભાઈ પ્રત્યે પ્રેમ નથી રાખી શકતો, તે પોતે ન જોયેલા ઇશ્વર પ્રત્યે પ્રેમ કેવી રીતે રાખી શકે?" — એજન ૪; ૧૮–૨૦.

૭૬; ૨. ગી. ૬; ૨૯. તથા ગી. ૭; ૧૪.

૭૬; ૩. ગી. ૪; ૨૪–૨૫. જુઓ નોંધ નં. ૪૮; ૩ તથા ૪૮; ૨.

૭૬; ૪. कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ गी. ४; १७.

(કર્મની ગતિ ગહન છે. તેથી કર્મ શું તે જાણવું જોઈએ, વિકર્મ શું જાણવું જોઈએ, અને અકર્મ શું તે જાણવું જોઈએ.)

૭૬; ૫. कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥
यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ गी. ४; १८–१९.

(બ્રહ્માનો દિવસ શરૂ થયે અવ્યક્તમાથી સર્વ વ્યક્ત પદાર્થો પેદા થાય છે, અને રાત પડે ત્યારે એ જ અવ્યક્તમા પાછા લય પામે છે હે પાર્થ! ભૂતોનો આ તેનો તે જ સમુદાય ફરી ફરી પેદા થઈને અવશ હોવાથી, રાત પડ્યે લય પામે છે, અને પાછો દિવસ ઊગ્યે જન્મ પામે છે.)

ગી ૭, ૨૨ જુઓ નોધ ન ૭૨, ૫.

૭૭, ૧ विहाय कामान्य सर्वं पुमाश्चरति नि स्पृह ।
निर्ममो निरहङ्कार स शातिमधिगच्छति ॥ ગી ૨, ૭૧

(જે માણસ સર્વ કામનાઓ છોડીને, તથા સ્પૃહા મમતા ને અહકારનો ત્યાગ કરીને, વિચરે છે તે જ શાન્તિ પામે છે)

ગી ૬, ૨૨ જુઓ નોધ ન ૬૫, ૨.
ગી ૬, ૧૫ ,, ,, ૨૭, ૧.
ગી ૬ ૨૮ , ,, ૫૯, ૫

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यान विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ ગી ૧૨ ૧૨

(અભ્યાસ કરતા જ્ઞાન વધારે સારુ છે જ્ઞાન કરતા ધ્યાન વધારે સારુ ધ્યાન કરતા કર્મફળનો ત્યાગ વધારે સારો છે કેમકે એ ત્યાગથી તરત જ ન્તિ મળે છે)

सुख त्विदानीं त्रिविध शृणु म भरतर्षभ ।
अभ्यासाद्रमत यत्र दु खान्त च निगच्छति ॥
यत्तदग्रे विषमिव प रिणामेऽमृतोपमम् ।
तत्सुख सात्त्विक प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥
विषयेन्द्रियसयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणाम विषमिव तत्सुख राजस स्मृतम् ॥
यदग्रे चानुबन्धे च सुख मोहनमात्मन ।
निद्रालस्यप्रमादोत्थ तत्तामसमुदाहृतम् ॥ ૧૮, ૩૬-૯

(હે ભરતશ્રેષ્ઠ! હવે સુખના ત્રણ પ્રકાર કહું તે સાભળ જેના અભ્યાસથી

(મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તેને સાધુ જ માનવો, કેમકે હવે તેનો નિશ્ચય સારો થયેલો છે.)

સરખાવો : "પોતે અજવાળામાં છે એમ જે માણસ કહે છે ને છતાં પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે છે તે હજુ પણ અંધારામાં છે. જે પોતાના ભાઈ પ્રત્યે પ્રેમ રાખે છે તે અજવાળામાં રહે છે, અને તેને ઠોકર ખાવાનો પ્રસંગ કદી આવતો નથી. પણ જે માણસ પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે છે તે તો અંધારામાં છે, અંધારામાં ચાલે છે, અને પોતે ક્યાં જાય છે તેની એને ખબર પડી નથી, કેમકે એ અંધારાએ એની આંખોનું તેજ હરી લીધું હોય છે." — બાઇબલ, ૧ જોન ૨; ૯–૧૧.

"પ્રેમમાં અણુમાત્ર ભય નથી હોતો. સંપૂર્ણ પ્રેમ તો ભયને કાઢીને ફેંકી દે છે; કેમકે ભયને ત્રાસ થાય છે. જેને ભય લાગે છે તેનો પ્રેમ સંપૂર્ણ થયો ગણાય નહીં. આપણે તેના પર પ્રેમ રાખીએ છીએ, કેમકે તેણે પહેલાં આપણા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો હતો. 'મને ઈશ્વર પર પ્રેમ છે,' એમ જો કોઈ માણસ કહે, ને પોતાના ભાઈ પ્રત્યે દ્વેષ રાખે, તો તે જૂઠો છે : કેમકે જે માણસ નજર આગળ દેખાતા પોતાના ભાઈ પ્રત્યે પ્રેમ નથી રાખી શકતો, તે પોતે ન જોયેલા ઈશ્વર પ્રત્યે પ્રેમ કેવી રીતે રાખી શકે ?" — એજન ૪; ૧૮–૨૦.

૭૬; ૨. મા. ૩; ૨૬. તથા મા. ૫; ૧૪.

૭૬; ૩. ગી. ૭; ૨૪–૨૫. જુઓ નોંધ ન. ૪૮; ૩ તથા ૪૮; ૨.

૭૬; ૪. कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ गी. ४; १७.

(કર્મની ગતિ ગહન છે. તેથી કર્મ શું તે જાણવું જોઈએ, વિકર્મ શું તે જાણવું જોઈએ, અને અકર્મ શું તે જાણવું જોઈએ.)

૭૬; ૫. अव्यक्ताद् व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥
भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ गी. ८; १८–१९.

(બ્રહ્માનો દિવસ શરૂ થયે અવ્યક્તમાંથી સર્વ વ્યક્ત પદાર્થો પેદા થાય છે, અને રાત પડે ત્યારે એ જ અવ્યક્તમાં પાછા લય પામે છે હે પાર્થ! ભૂતોનો આ તેનો તે જ સમુદાય ફરી ફરી પેદા થઈને, અવશ હોવાથી, રાત પડ્યે લય પામે છે, અને પાછો દિવસ ઊગ્યે જન્મ પામે છે.)

गी ७, २२ જુઓ નોંધ ન ७२, ५.

७७, १ विहाय कामान्य सर्वान्पुमांश्चरति नि स्पृह ।
निर्ममो निरहङ्कार स शान्तिमधिगच्छति ॥ गी २, ७१

(જે માણુસ સર્વ કામનાઓ છોડીને, તથા સ્પૃહા મમતા ને અહંકારનો ત્યાગ કરીને, વિચરે છે તે જ શાન્તિ પામે છે.)

गी. ६, २२ જુઓ નોંધ ન ६५, २.

गी. ६, १५ ,, ,, २७, १.

गी ६, २८ ,, ,, ५९, ५

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद् ध्यान विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ गी. १२, १२

(અભ્યાસ કરતાં જ્ઞાન વધારે સારુ છે. જ્ઞાન કરતાં ધ્યાન વધારે સારુ છે. ધ્યાન કરતાં કર્મફળનો ત્યાગ વધારે સારો છે. કેમકે એ ત્યાગથી તરત જ શાન્તિ મળે છે)

सुख त्विदानीं त्रिविध शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दु खान्त च निगच्छति ॥
यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुख सात्त्विक प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥
विषयेन्द्रियसयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुख राजस स्मृतम् ॥
यदग्रे चानुबन्धे च सुख मोहनमात्मन ।
निद्रालस्यप्रमादोत्थ तत्तामसमुदाहृतम् ॥ १८, ३६-९

(હે ભરતશ્રેષ્ઠ! હવે સુખના ત્રણ પ્રકાર કહું તે સાંભળ. જેના અભ્યાસથી

અર્થાત્ ફરી ફરી થતા અનુભવથી માણસને આનન્દ આવે છે, જે પ્રાપ્ત થતાં દુ:ખનો અન્ત આવી જાય છે, જે શરૂઆતમાં ઝેર જેવું પણ પરિણામે અમૃત જેવું લાગે છે, અને જે આત્મજ્ઞાનની પ્રસન્નતામાંથી જન્મે છે, તે સાત્વિક સુખ કહેવાય છે. જે સુખ વિષયો ને ઇન્દ્રિયોના સંયોગથી પેદા થાય છે, શરૂઆતમાં અમૃત જેવું પણ પરિણામે ઝેર જેવું લાગે છે, તે રાજસ સુખ કહેવાય છે. જે સુખ શરૂઆતમાં તેમજ પરિણામે આત્માને મોહ પમાડે છે, અને નિદ્રા આળસ તથા પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે, તે તામસ સુખ કહેવાય છે.)

૭૭; ૨. જુઓ પ્લેટો : 'રિપબ્લિક' અધ્યાય ૯.

૭૮; ૧. लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ गी. ५; २५.

(જે ઋષિઓનાં પાપ નાશ પામ્યાં છે, જેમના મનમાંથી સંશય છેદાઈ ગયો છે, જેમણે મન પર કાબુ મેળવ્યો છે, અને જેઓ પ્રાણીમાત્રના હિતમાં રચ્યાપચ્યા રહે છે તેમને બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત થાય છે.)

संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥ गी. १२; ४.

(જેઓ ઇન્દ્રિયોના સમુદાયને અંકુશમાં રાખે છે, બધે સમત્વ જાળવે છે, અને પ્રાણીમાત્રના હિતમાં રચ્યાપચ્યા રહે છે તેઓ મને જ પામે છે.)

૭૮; ૨. मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ गी. ११; ५५.

(હે પાંડવ ! જે મારે કાજે કર્મ કરે છે, મારામાં તન્મય રહે છે, મારો ભક્ત બને છે, સંગ અર્થાત્ આસક્તિ છોડી દે છે, અને પ્રાણીમાત્ર પ્રત્યે કદી વેરભાવ રાખતો નથી, તે મને પામે છે.)

૭૯; ૧. तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ गी. ६; ४६.

(તપસ્વીઓ કરતાં યોગી અધિક છે. જ્ઞાનીઓ કરતાં પણ તે અધિક મનાય છે. કર્મકાંડીઓ કરતાં યોગી અધિક છે. તેથી, હે અર્જુન, તું યોગી થા.)

नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ गी. ८; २७.

(હે પાર્થ! આ બે માર્ગને જાણનારો કોઈ પણ યોગી મોહ પામતો નથી. તેથી, હે અર્જુન, તું સર્વ કાળે યોગયુક્ત રહેજે.)

૭૯, २. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥ गी. २; ४७.

(તને કર્મ કરવાનો જ અધિકાર છે; ફળ મેળવવાનો અધિકાર તને કદી નથી. તેથી તું કર્મનું ફળ મેળવવાનો હેતુ મનમાં રાખીને કામ ન કરીશ. તેમજ કર્મ કરવાં સાવ છોડી દેવાના મોહમાં ન પડીશ.)

गी. २, ४८. જુઓ નોંધ નં. ૬૫; ૧.

૭૯, ३. नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥
दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥
कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥
न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥
अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥
गी. १८; ७–९, ११, १२.

(નિયત કર્મનો ત્યાગ યોગ્ય નથી. મોહને વશ થઈ કરેલો તેનો ત્યાગ તામસ કહેવાય છે. દુઃખકારક છે એટલા માટે, શરીરને કષ્ટ પડશે એ બીકે, માણસ જો કર્મનો ત્યાગ કરે તો તેણે રાજસ ત્યાગ કર્યો કહેવાય, અને તેને ખરા ત્યાગનું ફળ ન મળે. હે અર્જુન! જે કામ નિયત એટલે કે સ્વધર્મ અનુસાર કરેલું છે એટલા સારુ તે કરવું જ જોઈએ. એમ સમજીને કરવામાં

આવે, અને તેને વિષે આસક્તિનો તથા ફળની આશાનો ત્યાગ કરવામાં આવે, તે સાત્ત્વિક ત્યાગ ગણાય. દેહધારીથી કર્મોનો પૂરેપૂરો ત્યાગ કરી શકાતો નથી. પણ જે કર્મના ફળનો ત્યાગ કરે છે તે ખરો ત્યાગી કહેવાય છે. કર્મનું ફળ ત્રણ પ્રકારનું હોય છે — કડવું, મીઠું, ને મિશ્ર. જેઓ ખરો — અર્થાત્ ફળની આશાનો — ત્યાગ કરતા નથી તેમને મરણ પછી આનું ફળ ભોગવવાનું રહે છે; સાચા સંન્યાસીઓને કદી ભોગવવાનું રહેતું નથી.)

૭૯; ૪. नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ गी. १८; २३.

(ફળ મેળવવાની ઇચ્છા ન રાખનાર માણસે આસક્તિ વિના, તેમજ રાગદ્વેષ વિના, જે નિયત કર્મ કર્યું હોય તે સાત્ત્વિક કહેવાય છે.)

૭૯; ૫. कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ गी. ५; ११.

(યોગીઓ કાયાથી, મનથી, બુદ્ધિથી કે કેવળ ઇન્દ્રિયોથી પણ આસક્તિ તજીને, આત્મશુદ્ધિને અર્થે, કર્મ કરે છે.)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ गी. १८; ४९.

(જે માણસને કોઈ પણ વસ્તુને વિષે આસક્તિ નથી, જેણે મન પર વિજય મેળવ્યો છે, ને કામનાઓ છોડી દીધી છે તે, સંન્યાસ વડે, નૈષ્કર્મ્ય રૂપી પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.)

૭૯; ૬. ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ गी. २; ६२-६३.

(વિષયોનું ચિન્તન કરનાર માણસને તેમને વિષે સંગ અર્થાત્ આસક્તિ ઊપજે છે. સંગમાંથી કામ પેદા થાય છે, અને કામમાંથી ક્રોધ જન્મે છે. ક્રોધમાંથી સંમોહ અર્થાત્ અવિવેક ઉત્પન્ન થાય છે. સંમોહમાંથી સ્મૃતિભ્રંશ પેદા થાય છે એટલે કે ભાન [illegible] સ્મૃતિભ્રંશમાંથી બુદ્ધિનાશ થાય

છે. અને બુદ્ધિનાશને લીધે માણસનો નાશ થાય છે, અર્થાત્ તે કશો પુરુષાર્થ કરવાને લાયક રહેતો નથી ને મૂઆ જેવો થઈ પડે છે )

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ गी. १६; २१.

( કામ, ક્રોધ અને લોભ એ નરકનું ત્રેવડું દ્વાર છે, ને તે આત્માનો નાશ કરનારું છે તેથી એ ત્રણનો ત્યાગ કરવો ઘટે છે. )

૭૯; ૭. बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ गी. ७; ११.

( હે ભરતશ્રેષ્ઠ ! બળવાનોનુ કામ અને રાગ વિનાનું બળ હું છું. પ્રાણીઓનાં અંતરમા રહેલો ધર્મનો અવિરોધી કામ હુ છું. )

૭૯; ૮. પુષ્ટિ, તુષ્ટિ અને શાન્તિ એ મનુષ્યસ્વભાવનાં અનુક્રમે પ્રાણમય, મનોમય ને આધ્યાત્મિક અંગના આદર્શો છે.

૭૯; ૯. गी. ૧૮; ૧૧. જુઓ નોંધ નં ૭૯; ૩.

૮૦; ૧. सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ गी. ३; १०, १६.

( પૂર્વે યજ્ઞ સહિત પ્રજાને ઉત્પન્ન કરી પ્રજાપતિએ કહ્યું : આ યજ્ઞ વડે તમે ઉત્પન્ન થાઓ ને વૃદ્ધિ પામો આ યજ્ઞ ઈચ્છિત ફળ આપો. આ રીતે ચાલેલા ચક્રને જે અનુસરતો નથી, અથવા આગળ ચલાવતો નથી, તેનું જીવન પાપમય છે, તે ઈન્દ્રિયસુખમાં રચ્યોપચ્યો રહે છે, અને હે પાર્થ, તેનું જીવતર વ્યર્થ છે. )

૮૦; ૨. स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान् । ... एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । ... अतः पापमकरवमित्यतः कल्याणमकरवमित्युभे उहैवैष तरति नैनं कृताकृते तपतः । ... एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्धते कर्मणा नो कनीयान् । तस्यैव स्यात्पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन ।
बृ. ४; ४; २२-३.

આવે, અને તેને વિષે આસક્તિનો તથા ફળની આશાનો ત્યાગ કરવામાં આવે, તે સાત્ત્વિક ત્યાગ ગણાય. દેહધારીથી કર્મોનો પૂરેપૂરો ત્યાગ કરી શકાતો નથી. પણ જે કર્મના ફળનો ત્યાગ કરે છે તે ખરો ત્યાગી કહેવાય છે. કર્મનું ફળ ત્રણ પ્રકારનું હોય છે — કડવું, મીઠું, ને મિશ્ર. જેઓ ખરો — અર્થાત્ ફળની આશાનો — ત્યાગ કરતા નથી તેમને મરણ પછી આવું ફળ ભોગવવાનું રહે છે; સાચા સંન્યાસીઓને કદી ભોગવવાનું રહેતું નથી.)

૭૯; ૪. नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ गी. १८; २३.

(ફળ મેળવવાની ઇચ્છા ન રાખનાર માણસે આસક્તિ વિના, તેમજ રાગદ્વેષ વિના, જે નિયત કર્મ કર્યું હોય તે સાત્ત્વિક કહેવાય છે.)

૭૯; ૫. कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ गी. ५; ११.

(યોગીઓ કાયાથી, મનથી, બુદ્ધિથી કે કેવળ ઇન્દ્રિયોથી પણ આસક્તિ તજીને, આત્મશુદ્ધિને અર્થે, કર્મ કરે છે.)

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ गी. १८; ४९.

(જે માણસને કોઈ પણ વસ્તુને વિષે આસક્તિ નથી, જેણે મન પર વિજય મેળવ્યો છે, ને કામનાઓ છોડી દીધી છે તે, સંન્યાસ વડે, નૈષ્કર્મ્ય રૂપી પરમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.)

૭૯; ૬. ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ गी. २; ६२-६३.

(વિષયોનું ચિન્તન કરનાર માણસને તેમને વિષે સંગ અર્થાત્ આસક્તિ ઊપજે છે. સંગમાંથી કામ પેદા થાય છે, અને કામમાંથી ક્રોધ જન્મે છે. ક્રોધમાંથી સંમોહ અર્થાત્ અવિવેક ઉત્પન્ન થાય છે. સંમોહમાંથી સ્મૃતિભ્રંશ પેદા થાય છે એટલે કે ભાન ભૂલી જવાય છે. સ્મૃતિભ્રંશમાંથી બુદ્ધિનાશ થાય

૮૦, ૫ काम्यानां कर्मणा न्यास सन्यास कवयो विदु ।
सर्वकर्मफलत्यग प्राहुस्त्याग विचक्षणा ॥ गी १८, २

( કામ્ય અર્થાત્ મનમાં કામના રાખીને કરેલાં કર્મો છોડી દેવાં તેને જ્ઞાનીઓ સન્યાસ ગણે છે, અને કર્મમાત્રના ફળનો ત્યાગ તેને ડાહ્યા લોકો ત્યાગ કહે છે )

૮૧, ૧ निर्वृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धारस्य निर्वृत्तिफलभागिनी ॥ अष्टावक्रगीता १८, ६१

૮૧, ૨ बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योग कर्मसु कौशलम् ॥ गी २, ५०

( આવી બુદ્ધિ જેને પ્રાપ્ત થઈ તેને આ જગતમા પાપ અને પુણ્ય મને સ્પર્શ કરી શકતા નથી તેથી યોગની પાછળ એકાગ્રપણે મડી પડ સમત્વ સાચવીને કર્મ કરવાની જે આવડત તેનું જ નામ યોગ છે )

गी २ ४८ જુઓ નોધ ન ૬૫, ૧

गी ३, ३ „ „ ન ૨૮, ૧

गी ४, ४२ „ , ન ૬૫, ૪

योऽयं योगस्त्वया प्राक्त साम्येन मधुसूदन ।
एतस्याह न पश्यामि चचलत्वात्स्थितिं स्थिराम् ॥ गी ६, ३३

(હે મધુસૂદન ! આ જે સમત્વરૂપી યોગ તમે કહ્યો તે, મનની ચચળતાને લીધે, ઝાઝો વખત ટકી રહે એવુ મને ભાસતું નથી )

गी ६, ४६ જુઓ નોધ ન ७९ १

૮૧, ૩ 'એથિક્સ', ૧, ૪, ૭

૮૧, ૪ गी १६, ८ જુઓ નોધ ન ૫૩, ૩

૮૧, ૫ गी १४, ५ „ „ ન ૩૦, ૧

૮૧ ૬ गी १८, २३ „ „ ન ७९, ४

૮૨, ૧ नान्य गुणभ्य कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणभ्यश्च परं वेत्ति मद्भाव सोऽधिगच्छति ॥ १४, १९

(આ આત્મા સારા કામથી વધતો નથી, બૂરા કામથી ઘટતો નથી ... એને મેળવવાની ઇચ્છા રાખીને જ સંન્યાસીઓ ઘરબાર છોડી સંન્યાસ લે છે. ... જે માણસ એ આત્માને જાણે છે તેને 'મેં પાપ કર્યું, મેં પુણ્ય કર્યું' એ બે વિચારો કદી ઘેરતો નથી. ... બ્રહ્મને જાણનારનો આ મહિમા કર્મ— કામ વડે વધતો નથી કે ઘટતો નથી. તે મહિમાને માણસે જાણવો જોઈએ. એને જાણ્યા પછી માણસ પાપ કરીને ખરડાતો નથી)

मयि वासुदेवे परमेश्वरे सर्वज्ञे सर्वात्मनि सर्वाणि कर्माणि संन्यस्य निक्षिप्य, अध्यात्मचेतसा विवेकबुद्ध्या अहं कर्ता ईश्वराय भृत्यवत् करोमीत्यनया बुद्ध्या, किं च निराशीः त्यक्ताशीः निर्ममो ममभावश्च निर्गतो यस्य तव स त्वं निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरो विगतसंतापो विगतशोकः सन् इत्यर्थः। गी. शां. भा. ३; ३०.

(હું વાસુદેવ, જે પરમેશ્વર સર્વજ્ઞ સર્વાત્મા છું, તેનામાં તું વિવેકબુદ્ધિ વડે બધાં કર્મો નાખી દઈને, 'હું આ બધાં કામ ઈશ્વરને માટે, નોકરની પેઠે કરું છું એવા વિચારથી સર્વ કર્મ મને અર્પણ કરીને, આશારહિત, મમત્વ વિનાનો ને શોકરહિત થઈને યુદ્ધ કર.) .

૮૦; ૩. ગી. ૧૮; ૪૬. જુઓ નોંધ નં. ૭૫; ૨.

૮૦; ૪. न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु॥ गी. ९;९.

(હે ધનંજય! એ કર્મો મને બંધક થતાં નથી, કેમકે મને એ કર્મોને વિષે આસક્તિ હોતી નથી, અને તેને વિષે હું ઉદાસીન જેવો રહું છું.)

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम्॥
न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते॥ गी. ४, १३-४.

(ગુણ અને કર્મના વિભાગ અનુસાર ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા મેં જ રચેલી છે. હું તેનો કર્તા છું, છતાં નિર્વિકાર હોઈ અકર્તા પણ છું, એ તારે સમજવું ઘટે છે. કર્મો મને લેપી શકતાં નથી. મને એનાં ફળની લાલસા નથી. આ રીતે જે મને જાણે તેને પણ કર્મ બંધનકારક નીવડતાં નથી)

૮૦; ૫. काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ गी. १८; २.

(કામ્ય અર્થાત્ મનમાં કામના રાખીને કરેલાં કર્મો છોડી દેવાં તેને જ્ઞાનીઓ સંન્યાસ ગણે છે; અને કર્મમાત્રના ફળનો ત્યાગ તેને ડાહ્યા લોકો ત્યાગ કહે છે.)

૮૧; ૧. निवृत्तिरपि मूढस्य प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य निवृत्तिफलभागिनी ॥ अष्टावक्रगीता १८; ६१.

૮૧; ૨. बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ गी. २; ५०.

(આવી બુદ્ધિ જેને પ્રાપ્ત થઈ તેને આ જગતમાં પાપ અને પુણ્ય બંને સ્પર્શ કરી શકતાં નથી. તેથી યોગની પાછળ એકાગ્રપણે મંડી પડ. સમત્વ સાચવીને કર્મ કરવાની જે આવડત તેનું જ નામ યોગ છે)

ગી. ૨; ૪૮. જુઓ નોંધ ન ૬૫; ૧

ગી. ૩; ૩. „ „ ન. ૨૮; ૧.

ગી. ૪; ૪૨. „ „ ન. ૬૫; ૪

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ गी. ६; ३३.

(હે મધુસૂદન! આ જે સમત્વરૂપી યોગ તમે કહ્યો તે, મનની ચંચળતાને લીધે, ઝાઝો વખત ટકી રહે એવું મને ભાસતું નથી.)

ગી. ૬; ૪૬. જુઓ નોંધ નં. ૭૯; ૧

૮૧; ૩ 'એથિક્સ', ૧; ૪; ૭.

૮૧; ૪. ગી. ૧૬; ૮. જુઓ નોંધ નં. ૫૩; ૩.

૮૧; ૫. ગી. ૧૪; ૫. „ „ નં. ૩૦; ૧.

૮૧; ૬. ગી. ૧૮; ૨૩. „ „ નં. ૭૯; ૪.

૮૨; ૧. नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १४; १९.

(ગુણો સિવાય બીજો કોઈ કર્તા નથી એમ જ્યારે જ્ઞાની જુએ છે, અને ગુણે થી પર એવા તત્ત્વને ઓળખે છે ત્યારે તે મારા સ્વરૂપને પામે છે.)

૮૨; ૨ ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥
दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥
श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥
सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ गी. ४; २४–२७.

(અર્પણ એટલે હવન તે બ્રહ્મ. હવિ અર્થાત્ હોમવાની વસ્તુ તે બ્રહ્મ. બ્રહ્મરૂપી અગ્નિમાં હોમનાર તે બ્રહ્મ. આમ કર્મમાત્ર બ્રહ્મ છે એવું જ્ઞાન જેને થયું છે તે બ્રહ્મને જ પામે છે. બીજા યોગીઓ દેવોને રીઝવવા માટે યજ્ઞ કરે છે; અને બીજા બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞ વડે યજ્ઞને હોમે છે. બીજા કેટલાક કાન વગેરે ઈન્દ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે. બીજા કેટલાક શબ્દ વગેરે વિષયોને ઈન્દ્રિયોરૂપી અગ્નિમાં હોમે છે, બીજા કેટલાક ઈન્દ્રિયોનાં તથા પ્રાણોનાં સર્વ કર્મોને જ્ઞાન વડે સળગાવેલા આત્મસંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે.)

૮૨; ૩. श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ गी. ४; ३३.

(હે પરંતપ! દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે સારો છે; કેમકે, હે પાર્થ, કર્મમાત્રની સમાપ્તિ જ્ઞાનમાં જ થાય છે.)

૮૨; ૪. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ गी. ३; २१.

(શ્રેષ્ઠ પુરુષ જે જે આચરણ કરે છે તે જ ઈતર અર્થાત્ સામાન્ય લોકો કરે છે. તે જેને પ્રમાણ બનાવે છે તેને લોકો અનુસરે છે.)

૮૨; ૫ नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ गी. ६, १६-७.

(આ યોગ નથી પ્રાપ્ત થતો અકરાતિયાને, નથી થતો નર્યા ઉપવાસ કરનારને તેમજ તે નથી મળતો અતિ ઊંઘનારને, ને નથી મળતો જાગરણ કરનારને જે માણસ આહારવિહારમા, બીજા કામોમાં, તથા ઊંઘવાજાગવામાં પ્રમાણ જાળવે છે તેને આ યોગ દુ ખ હરનારો થઈ પડે છે )

૮૨, ૬ ગી ૪, ૧૩ જુઓ નોધ ન ૮૦, ૪

૮૩, ૧ स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ गी २, ३१.

(સ્વધર્મનો વિચાર કરીને પણ તારે ચલિત થવુ યોગ્ય નથી ક્ષત્રિયને માટે ધર્મપ્રાપ્ત યુદ્ધ કરતાં અધિક શ્રેયસ્કર બીજુ કશુ નથી )

૮૩, ૨ ગી ૧૮, ૪૬ જુઓ નોધ ન ૭૫, ૨
श्रेयान् स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियत कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ गी १८, ४७

(પારકાનો ધર્મ સુકર હોય તોપણ તેના કરતાં સદોષ તોયે પોતાનો ધર્મ વધારે સારો સ્વભાવ અનુસાર નિયત થયેલુ જે કર્મ હોય તે કરતાં માણસને પાપ લાગતું નથી )

૮૩, ૩ 'લૉઝ', ૧૦, ૯૦૩ થી જોવેટનો અંગ્રેજી અનુવાદ

૮૪, ૧ वनेषु च विहृत्यैव तृतीय भागमायुष ।
चतुर्थमायुषो भाग त्यक्त्वा सगान्परिव्रजेत् ॥
आश्रमादाश्रम गत्वा हुतहोमो जितेन्द्रिय ।
भिक्षाबलिपरिश्रान्त प्रव्रजन्प्रेत्य वर्धते ॥
ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्ष तु सेवमानो व्रजत्यध ॥
अधीत्य विधिवद् वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मत ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥
अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन् व्रजत्यध ॥ मनु ६, ३३-३७

(આ પ્રમાણે આયુષ્યનો ત્રીજો ભાગ વનમાં ફરવું; ને આયુષ્યના ચોથા ભાગમાં આસક્તિ તજીને સંન્યાસ લેવો. જે માણસ એક આશ્રમમાંથી તે પછીના આશ્રમમાં એમ આગળ વધે છે, હોમહવન કરે છે, ઇન્દ્રિયો પર જય મેળવે છે, ભિક્ષા બલિદાન આદિ કરીને થાકે છે, ને પછી પ્રવ્રજ્યા લે છે, તે મરણ પછી બ્રહ્મરૂપ બને છે. માણસે ત્રણ ઋણ ચૂકવ્યા પછી જ મોક્ષનો વિચાર કરવો. ઋણ ચૂકવ્યા વિના મોક્ષનો વિચાર કરનારનો અધઃપાત થાય છે. વિધિપૂર્વક વેદનું અધ્યયન કરવું, ધર્મની મર્યાદામાં રહીને પુત્રોત્પાદન કરવું, યથાશક્તિ યજ્ઞો કરવા, ને તે પછી જ મોક્ષનો વિચાર કરવો. જે દ્વિજ ભણ્યા વિના, પુત્ર ઉત્પન્ન કર્યા વિના, ને યજ્ઞો કર્યા વિના મોક્ષ ઇચ્છે તેનો અધઃપાત થાય છે.)

चतुष्पदी हि निःश्रेणी ब्रह्मण्येषा प्रतिष्ठिता ।
एतामारुह्य निःश्रेणीं ब्रह्मलोके महीयते ॥ शान्ति. २४२; १५.

(આ ચાર પગથિયાંવાળી નિસરણી છે. તે બ્રહ્મને આધારે ટકી રહેલી છે. આ નિસરણી પર ચડીને માણસ બ્રહ્મલોકમાં આનન્દ કરે છે.)

कषायं पाचयित्वाशु श्रेणिस्थानेषु च त्रिषु ।
प्रव्रजेच्च परं स्थानं पारिव्राजमनुत्तमम् ॥ शान्ति. २४५; ३.

(આ નિસરણીનાં પહેલાં ત્રણ પગથિયાં પર રહીને જલદી કષાય એટલે કે ચિત્તદોષને દૂર કરીને, માણસે સંન્યાસ લેવો. સર્વ આશ્રમોમાં પરિવ્રાજક સંન્યાસીનો આશ્રમ સૌથી ઊંચો ને ઉત્તમ છે.)

૮૪; ૨. गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ मनु. ६; २.

(ગૃહસ્થ જ્યારે પોતાને પળિયાં આવેલાં જુએ, અને દીકરાને ઘેર દીકરો જુએ, ત્યારે તેણે અરણ્યમાં જઈને વસવું.)

उत्पाद्य पुत्राननृणांश्च कृत्वा वृत्तिं च तेभ्योऽनुविधाय कांचित् ।
स्थाने कुमारीः प्रतिपाद्य सर्वा अरण्यसंस्थोऽथ मुनिर्बुभूषेत् ॥
उद्योग. ३७; ३९.

(પુત્રો ઉત્પન્ન કરવા, તેમને માથે ઋણનો બોજો ન રહે એવી ગોઠવણ કરવી, તેમને કંઈક આજીવિકાનું સાધન કરી આપવું, બધી છોકરીઓને સારે ઠેકાણે આપવી, ને તે પછી વનવાસી મુનિ થઈને રહેવાનો વિચાર કરવો.)

૮૪; ૩. ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ गी. ५; ३.

(જે માણસ દ્વેષ કરતો નથી તેમ આકાંક્ષા રાખતો નથી તેને સદા સંન્યાસી જ જાણવો હે મહાબાહુ! જે માણસ આ રીતે સુખદુઃખ, રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોથી મુક્ત છે તે સહેજે બંધનમાંથી છૂટી જાય છે.)

૮૪; ૪. गी. ४; ३३. જુઓ નોંધ નં. ૮૨; ૩.

૮૪; ૫. आत्मविदो निवृत्तमिथ्याज्ञानत्वाद् विपर्ययज्ञानमूलस्य कर्मयोगस्यासंभवः स्यात् । ... आत्मज्ञानाङ्गत्वेन कर्मयोगस्य विधानात् । उत्पन्नसम्यग्दर्शनस्य कर्मयोगाभाववचनात् । शरीरस्थितिकारणातिरिक्तस्य कर्मणो निवारणात् । आत्मतत्त्वविदः सम्यग्दर्शनविरुद्धो मिथ्याज्ञानहेतुकः कर्मयोगः स्वप्नेऽपि न संभावयितुं शक्यते यस्मात् । गी. शां. भा. ५; १.

(જેણે આત્માને જાણ્યો તેનું મિથ્યાજ્ઞાન દૂર થઈ ગયું હોય છે. એટલે તેને માટે કર્મયોગ અસંભવિત થઈ પડે છે; કેમકે કર્મયોગનો પાયો જ વિપરીત અર્થાત્ મિથ્યા જ્ઞાન પર રચાયેલો હોય છે ... આત્મજ્ઞાનની સાથે કર્મયોગનો નિર્દેશ જ્યાં થયેલો છે ત્યાં કર્મયોગ એ આત્મજ્ઞાનનું અંગ છે એમ કહ્યું છે. તેમજ જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું છે તેને માટે કર્મયોગ નથી એમ પણ કહ્યું છે; અને જ્ઞાનીને શરીર ટકાવવા ઉપરાંત બીજા કશાને સારુ કર્મ કરવાનાં રહેતાં નથી એમ પણ કહ્યું છે .. કર્મયોગ સમ્યગ્દર્શનનો વિરોધી છે, તથા મિથ્યાજ્ઞાનમાંથી નીપજે છે. એવો કર્મયોગ કરવાનું આત્માનું તત્ત્વ અર્થાત્ સાચું સ્વરૂપ જાણનારને માટે સ્વપ્ને પણ સંભવે નહીં.)

तत्र ध्यानयोगस्य बहिरङ्ग कर्मेति यावद् ध्यानयोगारोहणासमर्थस्तावद् गृहस्थेनाधिकृतेन कर्तव्यं कर्म । गी. शां. भा. ६; १.

(પણ ધ્યાનયોગનું બહિરંગ તે કર્મ છે. એટલા માટે, કર્મ કરવાનો જેને અધિકાર છે એવો ગૃહસ્થ જ્યાં સુધી ધ્યાનયોગ સુધી ચડવાને સમર્થ ન થાય ત્યાં સુધી તેણે કર્મ કરવું.)

(આ પ્રમાણે આયુષ્યનો ત્રીજો ભાગ વનમાં ફરવું, ને આયુષ્યના ચોથા ભાગમાં આસક્તિ તજીને સન્યાસ લેવો જે માણસ એક આશ્રમમાંથી તે પછીના આશ્રમમાં એમ આગળ વધે છે, હોમહવન કરે છે, ઇન્દ્રિયો પર જય મેળવે છે, ભિક્ષા બલિદાન આદિ કરીને થાકે છે, ને પછી પ્રવ્રજ્યા લે છે, તે મરણ પછી બ્રહ્મરૂપ બને છે. માણસે ત્રણ ઋણ ચૂકવ્યા પછી જ મોક્ષનો વિચાર કરવો ઋણ ચૂકવ્યા વિના મોક્ષનો વિચાર કરનારનો અધ પાત થાય છે વિધિપૂર્વક વેદનું અધ્યયન કરવું, ધર્મની મર્યાદામાં રહીને પુત્રો ત્પાદન કરવું, યથાશક્તિ યજ્ઞો કરવા, ને તે પછી જ મોક્ષનો વિચાર કરવો જે દ્વિજ ભણ્યા વિના, પુત્ર ઉત્પન્ન કર્યા વિના, ને યજ્ઞો કર્યા વિના મોક્ષ ઇચ્છે તેનો અધ પાત થાય છે )

चतुष्पदी हि नि श्रणी ब्रह्मण्येषा प्रतिष्ठिता ।
एतामारुह्य नि श्रेणी ब्रह्मलोके महीयते ॥ शान्ति २४२, १५

(આ ચાર પગથિયાંવાળી નિસરણી છે તે બ્રહ્મને આધારે ટકી રહેલી છે આ નિસરણી પર ચડીને માણસ બ્રહ્મલોકમાં આનન્દ કરે છે )

कषाय पाचयित्वाशु श्रेणिस्थानेषु च त्रिषु ।
प्रव्रजेच्च पर स्थान पारिव्राजमनुत्तमम् ॥ शान्ति २४५, ३

(આ નિસરણીના પહેલાં ત્રણ પગથિયાં પર રહીને જલદી કષાય એટલે કે ચિત્તદોષને દૂર કરીને, માણસે સન્યાસ લેવો સર્વ આશ્રમોમાં પરિવ્રાજક સન્યાસીનો આશ્રમ સૌથી ઊંચો ને ઉત્તમ છે )

૮૪, ૨ गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मन ।
अपत्यस्यैव चापत्य तदारण्य समाश्रयेत् ॥ मनु ६, २

(ગૃહસ્થ જ્યારે પોતાને પળિયાં આવેલાં જુએ, અને દીકરાને ઘેર દીકરો જુએ, ત્યારે તેણે અરણ્યમાં જઈને વસવું )

उत्पाद्य पुत्राननृणांश्च कृत्वा वृत्तिं च तेभ्योऽनुविधाय च काश्चित् ।
स्थाने कुमारी प्रतिपाद्य सर्वा अरण्यसस्थोऽथ मुनिर्बुभूषेत् ॥
उद्योग ३७; ३९.

ज्ञाननिष्ठां वदन्त्येके मोक्षशास्त्रविदो जनाः ।
कर्मनिष्ठां तथैवान्ये यतयः सूक्ष्मदर्शिनः ॥
प्रहायोभयमप्येव ज्ञानं कर्म च केवलम् ।
तृतीयेयं समाख्याता निष्ठा तेन महात्मना ॥
शान्ति. ३२०; ३६-७, ३९, ४०.

(કોઈ માણસ મારા જમણા હાથને ચંદનનો લેપ કરે, અને બીજો કોઈ વાંસીથી મારો ડાબો હાથ છેદી નાખે, તો તે બંને મારે મન સરખા છે. તેથી હું સુખી છું. કૃતાર્થ થયો છું. માટીનું ઢેકું, પથરો ને સોનું મારે મન સરખાં છે. હું રાજ્ય કરું છું પણ મને તેના પર આસક્તિ નથી. એ રીતે હું બીજા ત્રિદંડી સંન્યાસીઓથી જુદો પડું છું. મોક્ષશાસ્ત્ર જાણનારા કેટલાક માણસો જ્ઞાનનિષ્ઠાનો ઉપદેશ કરે છે, અને બીજા કેટલાક સૂક્ષ્મદર્શી યતિઓ કર્મનિષ્ઠાનો ઉપદેશ કરે છે. પણ એકલું જ્ઞાન, ને એકલું કર્મ, એ બંનેને છોડીને આ ત્રીજો રસ્તો એ મહાપુરુષે — પંચશિખે — મને બતાવ્યો છે.)

૮૫; ૫. ગી. ૧૮; ૫૯. જુઓ નોંધ નં. ૨૯; ૧.

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ગી. ૧૮; ૬૦.

(હે કૌન્તેય! તું હમણાં મોહવશ થઈને જે કર્મ કરવાની અનિચ્છા બતાવે છે તે તું પછી પરાણે કરશે; કેમકે તારું જે કર્મ સ્વભાવથી નિર્માયેલું છે તેમાં તું બંધાયેલો છે, અને તે કર્મ તને છોડવાનું નથી.)

ગી. ૩; ૩૨. જુઓ નોંધ નં. ૨૯; ૧.

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ગી. ૩; ૩૬.

૮૫; ૬. ગી. ૧૮; ૬૧. જુઓ નોંધ નં. ૫૨; ૩.

૮૬; ૧. इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ગી. ૧૮; ૬૩.

(આ મેં ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન તને કહ્યું. હવે એના પર પૂરેપૂરો વિચાર કરીને તારી મરજી હોય તેમ કર.)

૮૫; ૧. कथं शरीरयात्रा शरीरस्थितिरपि च ते, तत्र न प्रसिद्धयेत् प्रसिद्धिं गच्छेद् अकर्मणः अकरणात् । गी. शां. भा. ३; ८.

(કેમકે કંઈ પણ કર્મ ન કરવાથી તો તારુ શરીર પણ ટકી નહીં શકે.

૮૫; ૨. ગી. ૧૮; ૭. જુઓ નોંધ નં ૭૯; ૩.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ गी. ३; ६.

(જે મૂઢ માણસ કર્મેન્દ્રિયોને રોકે પણ મનથી તો ઈન્દ્રિયોના વિષયોનું ચિન્તન કર્યા કરે તે મિથ્યાચારી અર્થાત્ દંભી કહેવાય.)

૮૫; ૩. निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ गी. ४; २१.

(જેણે આશાઓનો ત્યાગ કર્યો છે, જેણે ચિત્ત તથા આત્મા પર અંકુશ મેળવ્યો છે, જેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો છે તે માણસ કેવળ શરીરથી કર્મ કરે છે, અને તેને કર્મ કરવા છતાં પાપ લાગતું નથી)

[અહીં 'શારીર કર્મ' નો અર્થ શંકરે શરીર ટકાવી રાખવા માટે કરેલું કામ એવો કર્યો છે. —અનુવાદક]

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ गी. ५; १२.

(યુક્ત અર્થાત્ સમત્વવાળો માણસ કર્મફળનો ત્યાગ કરીને પરમ શાન્તિ મેળવે છે. જે અયુક્ત છે તે કામનાથી પ્રેરાઈને ફળની લાલચ રાખે છે ને બંધનમાં પડે છે.)

૮૫; ૪. शान्ति. अ. ३२१-३४०.

જનક કહે છે:

यश्च मे दक्षिणं बाहुं चन्दनेन समुक्षयेत् ।
सव्यं यश्चापि गन्धेनमांसेनाशुभौ मम ॥
धर्मी सोऽहमरण्यार्थं समलोष्टाश्मकाञ्चनः ।
मुक्तसङ्गः स्थितो राज्ये विशिष्टोऽन्यैस्त्रिदण्डिभिः ॥

ज्ञाननिष्ठां वदन्त्येके मोक्षशास्त्रविदो जनाः ।
कर्मनिष्ठां तथैवान्ये यतयः सूक्ष्मदर्शिनः ॥
प्रहायोभयमप्येव ज्ञानं कर्म च केवलम् ।
तृतीयेयं समाख्याता निष्ठा तेन महात्मना ॥

शान्ति. ३२०; ३६–७, ३९, ४०.

(કોઈ માણસ મારા જમણા હાથને ચંદનનો લેપ કરે, અને બીજો કોઈ વાંસીથી મારો ડાબો હાથ છેદી નાખે, તો તે બને મારે મન સરખા છે. તેથી હું સુખી છું. કૃતાર્થ થયો છું. માટીનું ઢેફું, પથરો ને સોનું મારે મન સરખાં છે. હું રાજ્ય કરું છું પણ મને તેના પર આસક્તિ નથી. એ રીતે હું બીજા ત્રિદંડી સંન્યાસીઓથી જુદો પડું છું. મોક્ષશાસ્ત્ર જાણનારા કેટલાક માણસો જ્ઞાનનિષ્ઠાનો ઉપદેશ કરે છે; અને બીજા કેટલાક સૂક્ષ્મદર્શી યતિઓ કર્મનિષ્ઠાનો ઉપદેશ કરે છે. પણ એકલું જ્ઞાન, ને એકલું કર્મ, એ બંનેને છોડીને આ ત્રીજો રસ્તો એ મહાપુરુષે — પંચશિખે — મને બતાવ્યો છે.)

૮૫; ૫. ગી. ૧૮; ૫૯. જુઓ નોંધ ન. ૨૯; ૧.

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ગી. ૧૮; ૬૦.

(હે કૌન્તેય! તું હમણાં મોહવશ થઈને જે કર્મ કરવાની અનિચ્છા બતાવે છે તે તું પછી પરાણે કરશે; કેમકે તારું જે કર્મ સ્વભાવથી નિર્માયેલું છે તેમાં તું બંધાયેલો છે, અને તે કર્મ તને છોડવાનું નથી.)

ગી. ૩; ૩૩. જુઓ નોંધ નં. ૨૯; ૧.

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ગી. ૩; ૩૬.

૮૫; ૬. ગી. ૧૮; ૬૧. જુઓ નોંધ ન. ૫૨; ૩

૮૬; ૧. इति ते ज्ञानमाख्यातं गुह्याद् गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ગી. ૧૮; ૬૩.

(આ મેં ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન તને કહ્યું. હવે એના પર પૂરેપૂરો વિચાર કરીને તારી મરજી હોય તેમ કર.)

८६, २ काम एष क्रोध एष रजोगुणसमुद्भव ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ गी ३, ३७

( માણસને આમ પર લો ધસડનારો તે કામ છે, અને એ જ ક્રોધ છે તે રજોગુણમાથી ઉત્પન્ન થાય છે તે બહુ ખાઉધરો છે, મહાપાપી છે આ જગતમાં તેને ખરો વેરી સમજ )

गी ६ २२-२३ જુઓ નોધ ન ६५, २

८६, ३ इन्द्रियस्येन्द्रियस्यार्थे सर्वेन्द्रियाणामर्थे शब्दादिविषये इष्टे राग अनिष्टे द्वष इत्येव प्रतीन्द्रिये रागद्वेषौ अवश्यभाविनौ । तत्राय पुरुषकारस्य शास्त्रार्थस्य च विषय उच्यते — शास्त्रार्थे प्रवृत्त पूर्वमेव रागद्वषयोर्वश नागच्छत् ।

गी शां भा ३ ३४

८७ १ अधिष्ठानं तथा कर्ता करण च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैव चैवात्र पञ्चमम् ॥ गी १८, १४

८८, १ अथ चित्त समाधातु न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तु धनजय ॥
अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥
अथैतदप्यशक्तोऽसि कर्तु मद्योगमाश्रित ।
सर्वकर्मफलत्याग तत कुरु यतात्मवान् ॥ गी १२, ९-११

८८, २ गी १२, १२ જુઓ નોધ ન ७७, १

८८, ३ गी ६, ४६ ,, ,, ન ७८, १

चतुर्विधा भजन्ते मां जना सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ गी ७, १६

( હે અર્જુન ! હે ભરતશ્રેષ્ઠ ! ચાર પ્રકારના સદાચારી માણસો મને ભજે છે — દુ ખી, જિજ્ઞાસુ ધનની ઇચ્છાવાળો, અને જ્ઞાની )

गी १२, १२ જુઓ નોધ ન ७७, १

८८, ४ गी १३, २४ જુઓ નોધ ન २८, १

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ गी. १३; २५.

(બીજા કેટલાકને આવી ખબર નથી હોતી, એટલે તેઓ બીજા પાસેથી સાંભળીને મારી ઉપાસના કરે છે. તેઓ પણ સાંભળેલા ઉપદેશ પર શ્રદ્ધા રાખી, મૃત્યુને વટાવી પેલી પાર ચાલ્યા જાય છે.)

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ गी. १८; ५४-५६.

(બ્રહ્મભાવને પામેલો અર્થાત્ બ્રહ્મરૂપ થયેલો માણસ પ્રસન્ન ચિત્તવાળો હોય છે. તે નથી શોક કરતો, નથી કશાની આકાંક્ષા રાખતો. ભૂતમાત્રને વિષે મનમાં સરખો પ્રેમ રાખીને તે મારી પરમ ભક્તિ પ્રાપ્ત કરે છે. હું કેવો છું ને કોણ છું તેની ખરેખરી જાણ, ભક્તિને લીધે, તેને થાય છે. આમ મને ખરા સ્વરૂપમાં જાણીને પછી તે મારામાં પ્રવેશ કરે છે. મારો આશ્રય લેનાર, સદા સર્વ કર્મો કરતો છતાં, મારી કૃપા વડે શાશ્વત અને અવિચળ સ્થાન પ્રાપ્ત કરે છે.)

૮૮; ૫. ગી. ૬. ૨૯. જુઓ નોંધ ન. ૪૪; ૧.

૮૮; ૬. वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥
गी. ८; २८.

(વેદમાં, યજ્ઞોમાં, તપમાં ને દાનમાં જે પુણ્યફળ બતાવ્યું છે તે સર્વને યોગી, આ જ્ઞાન મેળવીને, વટાવી જાય છે; અને તેની પેલી પાર રહેલા આદ્ય સ્થાનમાં જઈ પહોંચે છે.)

૮૯; ૧. ગી. ૧૨; ૧૦. જુઓ નોંધ નં. ૮૮; ૧.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ गी. १६; २३.

(જે માણસ શાસ્ત્રવિધિને છોડી દે છે, અને કામનાઓને વશ થઈને વર્તે છે તેને નથી સિદ્ધિ મળતી, નથી સુખ મળતું, ને નથી પરમ ગતિ મળતી.)

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ गी. १४; १.

(જ્ઞાનોમાં પણ પરમ અને ઉત્તમ જ્ઞાન, જે જાણીને સર્વ મુનિઓએ આ લોકમાંથી ગયા પછી પરમ સિદ્ધિ મેળવી, તે હું તને ફરીવાર કહી જાઉં.)

ગી. ૬; ૪૫. જુઓ નોંધ નં. ૫૮; ૩.

ગી. ૮; ૧૩. „ „ નં. ૪૨; ૨.

ગી. ૯; ૩૨. „ „ નં. ૬૭; ૩.

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ गी. १६; २२.

(હે કૌન્તેય! તિમિરનાં આ ત્રણ દ્વારમાંથી છૂટી ગયેલો માણસ આત્માનું શ્રેય થાય એવું આચરણ કરે છે ને પછી પરમ ગતિને પામે છે.)

ગી. ૧૬; ૨૩. જુઓ નોંધ નં. ૮૯; ૧.

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ गी. २; ५१.

(સમત્વબુદ્ધિવાળા જ્ઞાની માણસો કર્મથી ઉત્પન્ન થતા ફળનો ત્યાગ કરીને જન્મરૂપી બંધનમાંથી છૂટી જાય છે અને દુઃખરહિત પદ પ્રાપ્ત કરે છે.)

ગી. ૪; ૩૯. જુઓ નોંધ નં. ૬૪; ૧.

ગી. ૫; ૧૨. „ „ નં. ૮૫; ૩.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ गी. १८; ६२.

(હે ભારત! તું સર્વભાવે તેને જ શરણે જા. તેની કૃપાથી તું પરમ શાન્તિ અને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરશે)

ગી. ૧૮; ૫૬. જુઓ નોંધ નં. ૮૮; ૪.

૮૯, ૨ यामैव । ७, १८ मद्भाव याति । ८, ५ मामेवैष्यसि । ८, ७

૯૦, ૧ गी ४, १४ જુઓ નોધ ન ૮૦, ૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ गी ४, १५

(આમ જાણીને પહેલાના મુમુક્ષુઓએ કર્મ કર્યું હતું એટલે તુ પણ પૂર્વેના લોકોએ અગાઉ કરેલું તેમ કર્મ કર )

૯૦, ૨ निवसिष्यसि मय्येव । गी १२, ८

૯૦, ૩ गी १८, ७१ જુઓ નોધ ન ૬૨, ૨

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिता ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागता ॥ गी ४, १०

(જેમના રાગ, ભય અને ક્રોધ શમી ગયા છે, જેઓ મારામા લીન છે, જેમણે મારો આશ્રય લીધો છે, ને જ્ઞાનરૂપી તપ વડે શુદ્ધ થયા છે, એવા ઘણા માણસો મારા સ્વરૂપને પામ્યા છે )

૯૦, ૪ मद्भक्ता यान्ति मामपि । गी ७, २३

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रता ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ गी ९, २५

(દેવોને પૂજનારા દેવો પાસે જાય છે પિતરોને પૂજનારા પિતરો પાસે જાય છે, ભૂતોને પૂજનારા ભૂતો પાસે જાય છે, અને મારુ યજન કરનારા મારી પાસે આવે છે )

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वत ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ गी ४, ९

(હે અર્જુન ! જે માણસ મારા દિવ્ય જન્મ અને કર્મને આ રીતે જાણે છે તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી, પણ મને જ પામે છે )

૯૧ ૧ मम साधर्म्यमागता । गी १४, २

૯૧ ૨ गी ६ २७ જુઓ નોધ ન ૫૯, ૫

૯૩, ૧ बालभावस्तथाभावो निश्चितो याग उच्यते । ज्ञानसङ्कलिनीतन्त्र

૯૪, ૧ गी १२, १५ જુઓ નોધ ન ૬૯, ૫

(જે માણસ શાસ્ત્રવિધિને છોડી દે છે, અને કામનાઓને વશ થઈને વર્તે છે તેને નથી સિદ્ધિ મળતી, નથી સુખ મળતું, ને નથી પરમ ગતિ મળતી.)

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥ गी. १४; १.

(જ્ઞાનોમાં પણ પરમ અને ઉત્તમ જ્ઞાન, જે જાણીને સર્વ મુનિઓએ આ લોકમાંથી ગયા પછી પરમ સિદ્ધિ મેળવી, તે હું તને ફરીવાર કહી જાઉં.)

ગી. ૬; ૪૫. જુઓ નોંધ નં. ૫૮; ૩.
ગી. ૮; ૧૩. „ „ નં. ૪૨; ૨.
ગી. ૯; ૩૨. „ „ નં. ૬૭; ૩.

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ गी. १६; २२.

(હે કૌન્તેય! તિમિરનાં આ ત્રણ દ્વારમાંથી છૂટી ગયેલો માણસ આત્માનું શ્રેય થાય એવું આચરણ કરે છે ને પછી પરમ ગતિને પામે છે.)

ગી. ૧૬; ૨૩. જુઓ નોંધ નં. ૮૯; ૧.

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ गी. २; ५१.

(સમત્વબુદ્ધિવાળા જ્ઞાની માણસો કર્મથી ઉત્પન્ન થતા ફળનો ત્યાગ કરીને જન્મરૂપી બંધનમાંથી છૂટી જાય છે અને દુઃખરહિત પદ પ્રાપ્ત કરે છે.)

ગી. ૪; ૩૯. જુઓ નોંધ નં. ૬૪; ૧.
ગી. ૫; ૧૨. „ „ નં. ૮૫; ૩.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ गी. १८; ६२.

(હે ભારત! તું સર્વભાવે તેને જ શરણે જા. તેની કૃપાથી તું પરમ શાન્તિ અને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરશે.)

ગી. ૧૮; ૫૬. જુઓ નોંધ નં. ૮૮; ૪.

૮૯, ૨ हरमैव। ७, १८ मद्भाव याति। ८, ५ मामेवैष्यसि। ८, ७

૯૦, ૧ गी ४, १४ જુઓ નોંધ ન ૮૦, ૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ गी ४, १५

(આમ જાણીને પહેલાના મુમુક્ષુઓએ કર્મ કર્યું હતું એટલે તું પણ પૂર્વેના લોકોએ અગાઉ કરેલું તેમ કર્મ કર )

૯૦, ૨ निवसिष्यसि मय्येव। गी १२, ८

૯૦, ૩ गी १८, ७१ જુઓ નોંધ ન ૬૨, ૨

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ गी ४, १०

(જેમના રાગ, ભય અને ક્રોધ શમી ગયા છે, જેઓ મારામાં લીન છે, જેમણે મારો આશ્રય લીધો છે, ને જ્ઞાનરૂપી તપ વડે શુદ્ધ થયા છે, એવા ઘણા માણસો મારા સ્વરૂપને પામ્યા છે )

૯૦, ૪ मद्भक्ता यान्ति मामपि। गी ७, २३

यान्ति देवव्रता देवान् पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ गी ९, २५

(દેવોને પૂજનારા દેવો પાસે જાય છે પિતરોને પૂજનારા પિતરો પાસે જાય છે, ભૂતોને પૂજનારા ભૂતો પાસે જાય છે, અને મારુ યજન કરનારા મારી પાસે આવે છે )

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ गी ४, ९

(હે અર્જુન! જે માણસ મારા દિવ્ય જન્મ અને કર્મને આ રીતે જાણે છે તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી, પણ મને જ પામે છે )

૯૧ ૧ मम साधर्म्यमागताः। गी १४, २

૯૧ ૨ गी ६, २७ જુઓ નોંધ ન ૫૯, ૫

૯૩, ૧ बालभावस्तथाभावो निश्चिन्तो याग उच्यते। ज्ञानसङ्कलिनीतन्त्र

૯૪, ૧ गी १२, १५ જુઓ નોંધ ન ૬૯, ૫

# અનુવાદકનાં ટિપ્પણો

[ નોંધ:—ટિપ્પણની આગળ આપેલા બે આંકડામાંનો પહેલો આંકડો આ પુસ્તકનો પૃષ્ઠાંક, ને બીજો આંકડો લીટીની સંખ્યા, સૂચવે છે. ]

૧૭; ૧૬. "ગીતા સૂત્રગ્રન્થ નથી. ગીતા એક મહાન ધર્મકાવ્ય છે." ગાંધીજી : 'અનાસક્તિયોગ'—પ્રસ્તાવના, પૃ. ૧૮.

૧૭; ૨૬. "લોકપ્રિયતાની દૃષ્ટિએ જોઈએ, તો ભારતીય તત્ત્વજ્ઞાનમાં ગીતા કોઈ ગ્રન્થ કરતાં ઊતરે એવી નથી. ભારતવર્ષની પ્રજા હંમેશાં તેના પ્રત્યે ભારે પ્રશંસાની નજરે જોતી આવી છે; અને અત્યારે તો તેની લોકપ્રિયતા ઊલટી વધતી જાય છે."—હિરિયણ્ણ: 'આઉટલાઇન્સ ઑફ ઇંડિયન ફિલૉસૉફી', પૃ. ૧૧૬.

૧૮; ૨. દાખલા તરીકે ગી. શાં. ભા. ૧૩; ૧૭ માં શ્વેતાશ્વતરોપનિષદનું એક વચન શ્રુતિવચન તરીકે ટાંક્યું છે; ને પછી તરત જ ગીતાનું એક વચન ટાંકી એને સ્મૃતિવચન કહ્યું છે. स्मृतेश्च 'यदादित्यगतं तेजः' इत्यादेः । ('જે તેજ આદિત્યમાં રહેલું છે તે' વગેરે સ્મૃતિવચનો—જે અહીં ગીતામાં જ કહેલાં છે—તે પરથી.)

૧૮; ૧૧. तदुपदिदिक्षुः सर्वलोकानुग्रहार्थमर्जुनं निमित्तीकृत्याह भगवान् वासुदेवः । ગી. શાં. ભા. ૨; ૧૧. (એ આત્મજ્ઞાનનો ઉપદેશ કરવાની ભગવાનની ઇચ્છા હતી. એટલે તેમણે, સર્વ લોક પર અનુગ્રહ કરવા માટે, અર્જુનને નિમિત્ત બનાવીને કહ્યું.)

૧૯; ૧૭. "ગીતામાં ભૌતિક યુદ્ધના વર્ણનને નિમિત્તે પ્રત્યેક મનુષ્યના હૃદયની અંદર નિરંતર ચાલતા દ્વન્દ્વયુદ્ધનું જ વર્ણન છે; માનુષી યોદ્ધાઓની રચના હૃદયગત યુદ્ધને રસિક બનાવવાને સારુ ઘડેલી રસિક કલ્પના છે." — ગાંધીજી : 'અનાસક્તિયોગ' — પ્રસ્તાવના, પૃ. ૫.

૨૧; ૨. "ગીતાના કૃષ્ણ મૂર્તિમંત શુદ્ધસંપૂર્ણ જ્ઞાન છે પણ કાલ્પનિક છે. અહીં કૃષ્ણ નામે અવતારી પુરુષનો નિષેધ નથી. માત્ર સંપૂર્ણ કૃષ્ણ કાલ્પનિક છે, સંપૂર્ણાવતારનું પાછળથી થયેલું આરોપણ છે." — ગાંધીજી : 'અનાસક્તિયોગ' — પ્રસ્તાવના, પૃ. ૬–૭.

"મનુષ્ય બનેલા ઈશ્વર એવા ઈસુ જો આપણા અંતરાત્મામાં વાસ કરે, તો પછી મેરીના એક પુત્ર એવા દેહધારી ઈસુ જુડિયામાં થઈ ગયા કે નહીં, ને તેમણે ક્રૉસ વેઠ્યાં ને પ્રાણાર્પણ કર્યું કે નહીં, એ વસ્તુની આપણને ભાગ્યે જ પરવા રહે એમ લાગે છે. તે જ પ્રમાણે આપણે માટે જે કૃષ્ણ મહત્ત્વના છે તે ઐતિહાસિક ઉપદેશક ને લોકનાયક નહીં, પણ પરમાત્માના સનાતન અવતાર છે." — અરવિંદ ઘોષ : 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ. ૧૯.

"અમે પણ આ જ રીતે ઐતિહાસિક કૃષ્ણ અને આધ્યાત્મિક કૃષ્ણ એવાં કૃષ્ણનાં બે સ્વરૂપ માનીએ છીએ. કૃષ્ણ તેમજ કૌરવ પાંડવો ઐતિહાસિક વ્યક્તિ હતા. એ મહાભારતનું સ્વરૂપ, એનું આખું વાતાવરણ, જોતાં સ્પષ્ટ છે. પરન્તુ તે સાથે કલ્પનાનું પણ સંમિશ્રણ છે એના અનેક પુરાવા છે." — આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૫૩૫. વળી જુઓ એજન, પૃ. ૭૬૦.

૨૨; ૨૮. "સંભવ છે કે ભાગવત સંપ્રદાયનો, મહાભારતની રચના પહેલાં લાંબા વખત પર લખાયેલો, એક ગ્રન્થ હોય; અને ભરતકુળની જે દંતકથાના આધાર પર મહાભારત રચાયું તેને જ આધારે ગીતા પણ લખાઈ હોય. ગીતામાં ભાગવત સંપ્રદાયના પ્રાચીનતર સિદ્ધાન્તોનો સાર આપેલો હતો; અને તેણે તે કાળે પવિત્ર ધર્મગ્રન્થનું રૂપ પ્રાપ્ત કરેલું હોવાને કારણે, મહાભારતના અનેકમાંના એક સંસ્કરણ વખતે તે ગ્રન્થમાં ગીતાને ભેળવી દેવામાં આવી હોય, એ અસંભવિત નથી." — સુરેન્દ્રનાથ દાસગુપ્ત : 'એ હિસ્ટરી

ઑફ ઈંડિયન ફિલૉસૉફી ' વૉ. ૨, પૃ. ૫૫૨. જુઓ આની સામે તિલકનો મત, તથા તેના સમર્થનમાં રજૂ કરેલાં પુષ્કળ પ્રમાણો. 'ગીતારહસ્ય' પરિશિષ્ટ પ્રકરણ ભાગ ૧.

વળી : "અર્વાચીન ટીકાકારો માને છે કે ગીતા પાછળથી રચાયેલી છે; અને એના ઉપદેશને મહાભારત જેવા રાષ્ટ્રીય મહાકાવ્યનું માહાત્મ્ય ને તેની લોકપ્રિયતા એ બનેનો ટેકો મળે એ હેતુથી તે આ મહાગ્રન્થમાં દાખલ કરી દીધેલી છે. આ કલ્પના ખરી છે કે ખોટી એ વાતનું ઝાઝું મહત્ત્વ નથી. મને પોતાને તો એ કલ્પના વિરુદ્ધ સબળ કારણો દેખાય છે. એને ખરી ઠરાવવા માટે જે બહારનો કે અંદરનો પુરાવો રજૂ થયો છે તે નજીવો ને અધૂરો છે. પણ એ પુરાવો સંગીન હોય તોપણ, એ હકીકત તો ઊભી રહે જ છે કે ગીતાકારે પોતાની કૃતિને પેલા મોટા કાવ્યની વિસ્તૃત જાળમાં, છૂટી ન પાડી શકાય એવી રીતે, વણી લેવાની મહેનત કરી છે; એટલું જ નહીં પણ જે પરિસ્થિતિમાંથી ગીતાનો ઉપદેશ આપવાનો પ્રસંગ ઊભો થયો છે તે પરિસ્થિતિ વિષે આપણને ફરીફરી યાદ દેવાની કાળજી તેમણે રાખી છે."
— અરવિંદ ઘોષ : 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ. ૧૪.

૨૫; ૨૧. तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा। ... आत्मानमेव प्रियमुपासीत । बृ. १; ४; ८.

( આ જે આત્મા છે તે દીકરા કરતાં વહાલો છે; ધન કરતાં વહાલો છે; બીજી બધી વસ્તુ કરતાં વહાલો છે; તે બીજી બધી વસ્તુ કરતાં આપણી વધારે નજીક છે ... તેથી માણસે આત્માને જ વહાલો માનવો જોઈએ, ને તેની જ ઉપાસના કરવી જોઈએ. )

૨૫; ૨૬. "ઉપનિષદના આત્મવાદી તત્ત્વજ્ઞાનનો વહેવારુ પ્રયોગ આગળ ઉપર ભગવદ્ગીતા તરફથી થવાનો હતો. ગીતાએ આત્મજ્ઞાનના પાયાને આધારે નિષ્કામ કર્મવાળા જીવનનો ઉપદેશ કર્યો, જેથી પરમાત્માનું પ્રયોજન માણસોના વહેવારમાં સિદ્ધ થવા પામે. તત્ત્વજ્ઞાનના જે પાયા પર ભગવદ્ગીતા પોતાના, આત્મજ્ઞાનથી રંગાયેલા કર્મયોગના સિદ્ધાન્તની ઇમારત રચે છે તે પાયો ઉપનિષદોએ આપેલો છે, એ વાતની ના પાડી શકાય એમ

નથી ''—રાનડે 'એ કન્સ્ટ્રક્ટીવ સર્વે ઑફ ઉપનિષદિક ફિલૉસૉફી', પૃ. ૧૫ ઈશોપનિષદે કહેલું કે માણસે કર્મ કરતા કરતા સો વરસ જીવવાની ઇચ્છા રાખવી, અને માણસને કર્મનો લેપ થતો નથી. આ બે વિરોધી જેવી વાતો હતી એની વચ્ચે જે અંકોડો ખૂટતો હતો તે ગીતાએ આપ્યો એ અંકોડો તે ફળની આશાનો ત્યાગ, અને સિદ્ધિ અસિદ્ધિને વિષે સમત્વ —એજન પૃ ૧૯૬-૭

૨૬; ૨૬. ગીતા અને ભાગવતધર્મના સબન્ધ વિષેના સુવિસ્તર વિવેચન માટે જુઓ તિલકનું 'ગીતારહસ્ય'—પરિશિષ્ટ-પ્રકરણ, ભાગ ૪

૨૬, ૨૮ यतीनां चापि यो धर्म स ते पूर्वं नृपोत्तम ।
कथितो हरिगीतासु समासविधिकल्पित ॥ शान्ति ३५१, ५३

(તેની સાથે યતિઓનો પણ જે ધર્મ તે, હે નૃપોત્તમ, તને પૂર્વે હરિગીતામા સક્ષેપમા કહેલે છે)

શકરે તેને 'ઇશ્વરગીતા' પણ કહી છે ब्र सू शां भा ૨, ૧, ૧૪

૨૭, ૨ "જે વિચારો વિશિષ્ટ રીતે બૌદ્ધ ધર્મના કહી શકાય તેનો ગીતામા લગભગ સર્વથા અભાવ છે"—સુરેન્દ્રનાથ દાસગુપ્ત 'એ હિસ્ટરી ઑફ ઇંડિયન ફિલૉસૉફી' વૉ. ૨, પૃ ૪૯૬ "દુ ખના પ્રશ્નનો બૌદ્ધ ધર્મે બતાવેલો ઉકેલ તે સસારત્યાગનો છે, ને તે ભગવદ્ગીતાએ બતાવેલા ઉકેલથી સાવ ઊલટો છે" — ડી એસ શર્મા 'ધી રેનેસા ઑફ હિંદુઇઝ્મ', પૃ ૧૪-૫

પણ ગીતાને બૌદ્ધ ધર્મના મહાયાન સપ્રદાય સાથે સામ્ય છે ખરુ "મહાયાન સપ્રદાયના વિચારે દાર્શનિક અદ્વૈતવાદ અને ભક્તિભરી શ્રદ્ધાનો સયોગ કર્યો છે, તેમા તે ભગવદ્ગીતાને મળતો આવે છે બને શીખવે છે કે અકર્મ કરતા કર્મ શ્રેષ્ઠ છે, માત્ર તે કર્મ નિષ્કામ હોવુ જોઈએ બને શ્રદ્ધા પર ભાર મૂકે છે બને કહે છે કે આપણે જો મરણની પળે કૃષ્ણ કે અમિતાભનુ સ્મરણ કરીએ, તો તેમના ધામમાં જઈએ સ્વર્ગના દ્વાર સ્ત્રીઓ, શદ્રો, ને 'પાપયોનિઓ' ને માટે ખુલ્લા છે ભક્તિ તરફનો ઝોક જેમ વધતો જાય છે, તેમ ધ્યાન ધીરેધીરે પૂજાનુ રૂપ ધારણ કરે છે, અને ધર્મોપદેશક

શુદ્ધ હૈય બની જાય છે "—રાધાકૃષ્ણન 'ઈંડિયા એંડ ચાઈના', પૃ ૮૭ "અદ્વૈતવાદી તત્ત્વદર્શન અને ભક્તિપ્રધાન ધર્મવાળા મહાયાન સંપ્રદાય તેના ઘણા સિદ્ધાન્તો ને તેના વીગતવાર પ્રયોગોમાં ભગવદ્ગીતાના ઉપદેશ સાથે સામ્ય ધરાવે છે "—એજન, પૃ ૧૦૭ "બ્રાહ્મણધર્મે અને મહાયાન સંપ્રદાયે તત્ત્વજ્ઞાન અને ધર્મમાં એક જ પ્રકારના વિચારોનું પ્રતિપાદન કર્યું ભારતીય માનસમાં જે દૃઢ ગ્રહ છે તે તત્ત્વજ્ઞાનમાં અદ્વૈતબ્રહ્મવાદ દ્વારા, અને ધર્મમાં 'ઇષ્ટદેવતારાધન' ની સ્વતન્ત્રતા દ્વારા, પ્રગટ થયો મહાયાન સંપ્રદાયના દર્શનશાસ્ત્ર અને ધર્મ અદ્વૈતવાદના દાર્શનિક વિચારો તથા ભક્તિપ્રધાન સેશ્વરવાદના જેવાં જ છે પ્રજાના ઘણા મોટા ભાગની જરૂરિયાતોને પહોંચી વળવામાં એ સંપ્રદાય ભગવદ્ગીતાની જ ફરી નકલ જેવો બની ગયો "—રાધાકૃષ્ણન 'ઈ ફિ' વૉ ૧ પૃ ૬૦૭

"સાથેસાથે ગીતાએ બૌદ્ધ ધર્મના મહાયાન સંપ્રદાય પર ઘણી અસર કરી દેખાય છે, અને તેમાંથી આખા વાક્યોના વાક્યો બૌદ્ધ શાસ્ત્રગ્રન્થોમાં લીધેલા છે બૌદ્ધ ધર્મ, જે મૂળ નિવૃત્તિ ને જ્ઞાનપરાયણ સન્યાસનો માર્ગ હતો, તેને ધ્યાનપરાયણ ભક્તિ ને દયામય કર્મવાળો ધર્મ બનવામાં ગીતાએ ઘણી મદદ કરી હોવાનો સંભવ છે એ મહાયાન ધર્મે એશિયાની સંસ્કૃતિ પર ઘણી પ્રબળ અસર પાડી છે "—અરવિંદ ઘોષ 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ ૧૨૩ પરની પાદટીપ

૨૮, ૧ "ભગવદ્ગીતા એ વેદાન્ત ઉપરની સારામાં સારી ટીકા છે ગીતાના એકેએક પાના પર જે સિદ્ધાન્ત ઝગઝગાટ દેખાઈ આવે છે તે એ છે કે નિરંતર પ્રવૃત્તિ કરવી, પણ તેની અંદર અવિચળ શાન્તિ જાળવી રાખવી આ કર્મનું રહસ્ય છે ને તે પ્રાપ્ત કરવું એ વેદાન્તનું ધ્યેય છે "—વિવેકાનન્દ 'જ્ઞાનયોગ', પૃ ૨૯૩

૨૮, ૧૧ "ગીતામાં 'સાંખ્ય' શબ્દનો અર્થ તત્ત્વજ્ઞાન અથવા આત્મબોધ છે "—દાસગુપ્ત એજન પૃ ૪૫૮ "આમ ગીતાનું તત્ત્વજ્ઞાન લગભગ દરેક મુદ્દા પર પરંપરાગત સાંખ્ય દર્શનથી મહત્ત્વની બાબતોમાં જુદું પડે છે "—એજન પૃ ૪૭૭

૨૮, ૨૪. ગી ૩, ૩૩ મા 'પ્રકૃતિ' શબ્દ છે તેનો અર્થ શકરે આપ્યો છે पूर्वकृतधर्माधर्मादिसंस्कारो वर्तमानजन्मादावभिव्यक्तः सा प्रकृतिः । (પૂર્વે કરેલાં પાપ પુણ્ય આદિનો જે સસ્કાર વર્તમાન જન્મના આરભમા પ્રગટ થાય છે તે પ્રકૃતિ ) રામાનુજ એને કહે છે प्राचीनवासना ગી ૧૧, ૫૧ મા 'પ્રકૃતિ'નો અર્થ શકરે કર્યો છે स्वभाव ગા ૧૩, ૧૯ મા 'પ્રકૃતિ' શબ્દ છે તેનો અર્થ શકરે આપ્યો છે प्रकृतिः ईश्वरस्य विकारकारणशक्तिः त्रिगुणात्मिका माया । (વિકાર ઉત્પન્ન કરવાની ઇશ્વરની જે શક્તિ — ત્રણ ગુણની બનેલી જે માયા — તે પ્રકૃતિ ) આ બીજા અર્થમાં જ્યાં જ્યાં 'પ્રકૃતિ' શબ્દ આવે છે ત્યા તે ઇશ્વરની એક શક્તિ છે એમ ગીતાએ બતાવ્યુ છે સાખ્ય તેને સ્વયભૂ ને સ્વતત્ર તત્ત્વ માને છે એ સાંખ્ય અને ગીતા વચ્ચેનો ભેદ છે परमेश्वराधीनयोः प्रकृतिपुरुषयोः सर्वभूतोत्पत्तिं प्रति हेतुत्वं न तु सांख्यसिद्धान्तवत्स्वतन्त्रयोः । ગી મધુ ૧૪, ૩ (પ્રકૃતિ અને પુરુષ પરમેશ્વરને અધીન રહીને ભૂતમાત્રની ઉત્પત્તિ કરે છે, સાખ્ય સિદ્ધાન્તમા મ ન્યુ છે એમ સ્વતત્રપણે નહીં ) સરખાવો ગા શાં મા ૧૪, ૧ વળી જુઓ 'ગીતારહસ્ય' પ્રકરણ ૭ ગી ૩, ૨૭ માં 'પ્રકૃતિ' નો અર્થ શકરે આમ કર્યો છે प्रकृतिः प्रधानं सत्त्वरजस्तमसां गुणानां साम्यावस्था । (સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થા તે પ્રકૃતિ, જેને સાખ્યશાસ્ત્રમ 'પ્રધાન' એ નામે ઓળખે છે ) प्रकृति, अज्ञान, अविद्या, माया, इति परमेश्वरवाचक पर्याया । ગી ૩, ૨૭ वेंकटब्रह्मगिरि (પ્રકૃતિ, અજ્ઞાન અવિદ્યા, માયા એ પરમેશ્વરની શક્તિના જ જુદા જુદાં નામ છે )

૨૮ ૨૪ "પુરુષ શબ્દ ગીતામા ચાર જુદા જુદા અર્થમા વાપરેલો છે એક તો પુરુષોત્તમ અથવા ઇશ્વિર એ અર્થમા (૧૬, ૧૮, ૧૧, ૩૮, ૮, ૧, ૯, ૧૫, ૧૧, ૩, ૧૫, ૧૮, ૧૫, ૧૯), બીજો માણસ એ અર્થમાં (૨, ૧૫, ૨, ૨૧, ૨, ૬૦, ૩, ૪) તે ઉપરાત ગીતા બીજા બે પુરુષનો — ક્ષર અને અક્ષરનો — ઉલ્લેખ કરે છે " — દાસગુપ્ત એજન, પૃ ૪૬૬

૨૯, ૨ "ગીતા મૂળે વેદાન્તનો ગ્રન્થ છે પણ તેના વેદાન્તી વિચારો સાખ્ય અને યોગમાર્ગના વિચારોથી સર્વત્ર ને પૂરેપૂરા રગાયેલા છે

અને એ રંગ ચડવાને લીધે ગીતાના તત્ત્વજ્ઞાનને વિશિષ્ટ સમન્વયનું રૂપ પ્રાપ્ત થયેલું છે ... છતાં, સાંખ્ય અને યોગ દર્શનમાં જે કંઈ સારતત્ત્વ છે, તેમાં જે કંઈ વિશાળ, ઉદાર અને સર્વદેશીય સત્ત્વવાળાં તત્ત્વો છે, તે સર્વને ગીતાએ કબૂલ રાખ્યાં છે. તેનું સાંખ્ય તે વિશાળ, ઉદાર અને વેદાન્તી સાંખ્ય છે; એવા સાંખ્યના પ્રથમ સિદ્ધાન્તો ને મૂળતત્ત્વો આપણને ઉપનિષદોએ કરેલા વેદાન્તના મહાસમન્વયમાં, તથા પાછળથી થયેલા પુરાણોના વિકાસમાં, મળી આવે છે. મુખ્યત્વે અંતરશોધન અને અંતરપરિવર્તનની જે વિશાળ કલ્પના છે તે જ ગીતાની યોગની કલ્પના છે, રાજયોગ તો અનેક પ્રયોગોમાંનો એક ખાસ પ્રયોગ છે એટલું જ." — અરવિંદ ઘોષ : 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ. ૯૬, ૯૯.

"આ જ પછીના વખતનું સંન્યાસવાદી સાંખ્ય, અને પ્રાચીન ભગવદ્‌ગીતાનું કર્મયોગી સાંખ્ય, એ બે વચ્ચે મુખ્ય ભેદ છે. પુરુષને નીરસ જોઈ પ્રકૃતિ–નટી ખસી જાય છે એમ સંન્યાસવાદી સાંખ્ય કહે છે; પુરુષ પ્રકૃતિમાં રમતો છતાં અસંગ રહી શકે છે એ ભગવદ્‌ગીતાના સાંખ્યનો ઉપદેશ છે" — આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ ૭૫૮

"ખરી વાત એ છે કે મૂળ વેદાન્તનું જ્ઞાન ભક્તિથી જુદું ન હતું; અને મૂળ સાંખ્ય એ વેદાન્તથી જુદું ન હતું. જે ભ્રાન્તિ થાય છે તે પાછળના સાંખ્ય અને વેદાન્તના વિરોધને ગીતાકાળમાં ખેંચી જવાથી થાય છે." — એજન, પૃ. ૫૩૭.

"કઠ, મુંડક અને શ્વેતાશ્વતર એ ઉપનિષદો એવે સમયે રચાયાં દેખાય છે જ્યારે સાંખ્ય અને વેદાન્ત હજુ છૂટાં પડ્યાં નહોતાં." — રાનડે : 'એ કન્સ્ટ્રક્ટીવ સર્વે ઑફ ઉપનિષદિક ફિલૉસૉફી', પૃ. ૨૮.

૨૯; ૪. સાંખ્ય સિદ્ધાન્તના ઇતિહાસના પાંચ યુગ આચાર્ય ધ્રુવે પાડ્યા છે : (૧) ઉપનિષદો ને ભગવદ્‌ગીતાનું સાંખ્ય. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ૮૦૦. (૨) ગૌતમ બુદ્ધનો જમાનો શરૂ થયો તે વખતનું સાંખ્ય પણ આને વિષે આપણને નહીંજેવી માહિતી છે. (૩) મહાભારત અને પુરાણોનું સાંખ્ય; આ બે એક જ યુગની પૂર્વાવસ્થા ને ઉત્તરાવસ્થા છેઃ પૂર્વાવસ્થા સેશ્વરવાદી, ને ઉત્તરાવસ્થા નિરીશ્વરવાદી. ઈ. સ. પૂર્વે ૬૦૦ થી ઈ. સ. પૂર્વે ૨૦૦.

(૪) વેદાન્તસૂત્રના કર્તા બાદરાયણના વખતનુ, તેમજ ઈશ્વરકૃષ્ણની સાંખ્ય કારિકાનુ, સાંખ્ય ઈ સ પૂર્વે ૩૦૦ થી ઈ સ ૨૦૦ આ બને સ્પષ્ટપણે નિરીશ્વરવાદી છે. (૫) વિજ્ઞાનભિક્ષુનુ સાંખ્ય તે સ્પષ્ટપણે સેશ્વરવાદી છે. ઈ સ નો ૧૬ મો સૈકો — સ્યા મ ની પ્રસ્તાવના, પૃ ૪૦

૩૦, ૭ ગીતામા કૃષ્ણને 'યોગેશ્વર' કહ્યા છે ૧૮, ૭૨ ભાગવતમા તેમને 'સાંખ્યયોગેશ્વર' કહેલા છે ભા ૪, ૨૪, ૪૨ વળી બીજી જગાએ તેમને સાંખ્યયોગના વિસ્તારનાર '*સાંખ્યયોગવિતાનાય*' કહ્યા છે ભા ૧૦, ૮૫, ૩૬

"તે પછી બીજુ પગલુ આવે છે તેમાં પ્રકૃતિ ને પુરુષનો વિવેક કરવાની વહેવારુ રીત (યોગ) બતાવી એ રીત તે યોગ — તાત્ત્વિક સાંખ્યની વ્યાવહારિક પૂર્તિ કેટલીકવાર એમ કહેવામા આવે છે કે સાંખ્ય અને યોગ એ સાંખ્યના જ બે પ્રકાર છે — 'નિરીશ્વર' સાંખ્ય, અને 'સેશ્વર' સાંખ્ય પણ સાંખ્ય અને યોગ વચ્ચેનો વાસ્તવિક ભેદ વધારે સારી રીતે સમજવો હોય, તો આને બદલે એમ કહેવુ જોઈએ કે તે એક જ 'દર્શન'ની તાત્ત્વિક અને વ્યાવહારિક બાજુઓ છે" — આ બા ધ્રુ 'આપણો ધર્મ', પૃ ૭૭૨

૩૩ ૨૮ 'પરમયોગ' શબ્દ માટે જુઓ ગા શા ભા તથા 'અનાસક્તિયોગ' (ગાંધીજી), અ ૧૮, શ્લોક ૭૫ પરમાત્મપ્રાપ્તિરૂપ પરમયોગ એ જ સર્વ પ્રકારના જુદા જુદા યોગનો આખરી મુકામ છે, એ રાધાકૃષ્ણને દર્શાવેલા વિચારના સમર્થન માટે સરખાવો મધુસૂદન સરસ્વતીનું આ વચન तदा तद्विषयकारो योग जीवपरमात्मैक्यलक्षण तत्त्वमस्यादिवाक्यजन्य अखण्डसाक्षात्कार, सर्वयोगफलमवाप्स्यसि। गी मधु ૬, ५१ (જીવ અને પરમાત્માનું ઐક્ય એ યોગનુ લક્ષણ છે 'તે તુ છે' વગેરે વાક્યોથી તે ઉત્પન્ન થાય છે તેમા અખંડ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે અને એ જ સર્વ પ્રકારના યોગનું ફળ છે એવો યોગ એ વખતે તને પ્રાપ્ત થશે) 'ભાષ્યોત્કર્ષદીપિકા'મા તેને 'પરમાત્મયોગ' કહ્યો છે મહાભારતના એક જગાએ કહ્યુ છે प्रहाय देह परम यान्ति योगम्। उद्योग ૪૪, ૬ (દેહ તજ્યા પછી તેઓ પરમયોગ પ્રાપ્ત કરે છે) ત્યા નીલકંઠે 'યોગ'નો અર્થ કર્યો છે ब्रह्मणा सह ऐक्यम्

૩૪, ૨ રાધાકૃષ્ણનથી સહેજ જુદો વિચાર દર્શાવનારા નીચેના વચન જુઓ "ગીતા એક નૈતિક પ્રશ્નની ચર્ચા કરે છે, તેથી તેમાં અવારનવા જીવ, જગત અને બ્રહ્મને લગતા દાર્શનિક પ્રશ્નોની ચર્ચા આવ્યા વિના રહેત નથી પણ એ પ્રશ્નો તે આ ગ્રન્થના નૈતિક ઉપદેશની પૂર્વભૂમિકારૂપેજ આ છે તત્ત્વજ્ઞાનના અંતિમ પ્રશ્નોની વિચારણાનો પણ ગીતાના મુખ્ય ધ્યેયમ સમાવેશ થાય છે એમ માનવું એ, અમને તો લાગે છે કે, ગીતાના સ્વરૂ વિષે ખોટો ખ્યાલ બાંધવા જેવું છે "— હિરિયણ્ણા 'આઉટલાઇન્સ ઓ ઇંડિયન ફિલૉસૉફી', પૃ ૧૧૭

પણ નીતિધર્મની ચર્ચા પાછળ આ દાર્શનિક પ્રશ્નોની ચર્ચા હોવી આવશ્યક છે, એવું જે રાધાકૃષ્ણનનું વચન છે તેને ટેકો આપનારા એક પશ્ચિમી વિચારકના આ વચનો છે 'સત્ તત્ત્વના અંતિમ રૂપને વિષે આપણી જે માન્યતાઓ હોય તેને નજરમા રાખીને આપણે સારાનરસાની યા પાપપુણ્યની કલ્પનાઓ ઘડીએ છીએ અને પાપપુણ્યની આપણી જે કલ્પનાઓ હોય તેને લક્ષમાં રાખીને આપણે, એકલા અંગત જીવનના સમ્બન્ધોમાં નહીં, પણ રાજકારણ અને અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં પણ, આપણુ આચરણ ઘડીએ છીએ અંતિમ અથવા પારમાર્થિક સત્ય વિષેના આપણા વિચારો નીતિ અનીતિની ચર્ચામાં અસ્થાને નથી, એટલું જ નહીં પણ આપણા સર્વ આચરણનો નિશ્ચય છેવટે આપણા એ વિચારોને આધારે જ થાય છે ' — ઍલ્ડસ હક્સ્લી 'ઍન્ડ્ઝ ઍંડ મીન્સ', પૃ ૧૦

ધર્માચરણ, અને પારમાર્થિક સત્ વિષેના દાર્શનિક વિચાર, એ બેના સમ્બન્ધ વિષેના આ સામાન્ય પ્રશ્ન વિષે રાધાકૃષ્ણને પોતે બીજે એક ઠેકાણે લખ્યુ છે "ધર્મ આખરે તો ફિલસૂફી પર આધાર રાખે છે; અને એ બેને જુદા જુદા ખાનામાં રાખી શકાય એમ નથી અંતિમ સત્ય વિષેના વિચારનો જીવનમાં પ્રયોગ કરવો એનું નામ તે ધર્મ અને કોઈ ફિલસૂફી જો ધર્મ વિષે ખુલાસો કરી ન બતાવતી હોય, તો તે 'ફિલસૂફી' નામને જ લાયક નથી ધર્મને લગતી માન્યતાઓ જો તર્કની મદદથી બાંધેલા વિચારો સાથે મેળ ખાતી હોય તો વધારે સારુ ફિલસૂફીને ધર્મથી સ્વતંત્ર બનાવવાને બદલે આપણે જો બની શકે તો, ધર્મને ફિલસૂફીની કસોટીએ ચડાવવો જોઈએ તત્ત્વચિન્તન

જો આપણી માન્યતાઓનું સમર્થન કરવામાં આપણને મદદ ન કરે, તો એ પરથી એમ ફલિત નથી થતું કે આપણે તત્ત્વચિન્તન સિવાયની બીજી વસ્તુઓમાંથી — અર્થાત્ લાગણી, સંકલ્પ, અથવા અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કારમાંથી — એને માટે આધાર ખોળી કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ વિચાર અથવા તત્ત્વચિન્તન જો આપણને જોઈએ એવો ધર્મ ન આપતાં હોય, તો એનો અર્થ એવો નથી કે આપણને મરજી હોવે તેવા ધર્મસિદ્ધાન્તો માનવાની છૂટ મળી જાય છે જે ધર્મસિદ્ધાન્તના મૂળમાં બુદ્ધિગમ્ય ફિલસૂફી ન હોય તે નિષ્ફળ નીવડ્યા વિના ન જ રહે કાર્ડીનલ ન્યૂમૅનના કહેવા પ્રમાણે ધર્મ એ વિચારનું કાવ્ય છે તે લાગણીથી રંગાયેલો વિચાર છે ધર્મશ્રદ્ધાની લાગણીને ફરીફરી બુદ્ધિ વડે કસી ને નાણી જોવી પડે છે ફિલસૂફીના આ દેશને માન આપીને ધાર્મિક વિચારો ઘણીવાર બદલાયા છે "
— 'ધી રેઈન ઑફ રિલિજ્યન ઇન કૉંટેંપોરરી ફિલૉસૉફી', પૃ ૨૦-૧

"ગીતા એ વહેવારુ નીતિધર્મનો નહીં, પણ આત્મપરાયણ જીવનનો ગ્રન્થ છે " — અરવિંદ ઘોષ 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ ૪૩

વળી, 'આત્મવિદ્યા' વડે જ ભગવાને અર્જુનની 'કુમતિ' હરી, એવો મત ભાગવતે પણ દર્શાવ્યો છે कुमतिमहरदात्मविद्यया यः। भा १, ९, ३६

૩૪, ૧૧ एकरूपेण ह्यवस्थितो योऽर्थः स परमार्थः । लोके तद्विषयं ज्ञानं सम्यग्ज्ञानमित्युच्यते ॥ ब्र सू शां भा २, १, ११

( જે પદાર્થ હમેશાં એક રૂપે જ રહે છે તે પરમાર્થ જગતમાં તેને વિષેનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે )

परमार्थतत्त्वं ब्रह्म । गी शां भा १३, ३४ (પરમાર્થતત્ત્વ તે બ્રહ્મ )

न हि सोऽस्ति लोके परमार्थतो यो निमित्तवशाद् भावान्तरमापद्यत नित्यश्चेति ।
सू शां भा १, ४, १०.

( જગતમાં કોઈ વસ્તુ એવી નથી જે કંઈક કારણસર ખરેખાત રૂપાન્તર પામતી હોય અને છતાં નિત્ય હોય )

તેથી રાધાકૃષ્ણને પરિણામીનિત્યત્વને નિત્યત્વના આભાસવાળું ( pseudo-eternal ) કહ્યું છે

શાંકરવેદાન્તમાં પદાર્થની સત્તા અર્થાત્ હસ્તી ત્રણ પ્રકારની માની છે પારમાર્થિક ( કૂટસ્થ બ્રહ્મની ), વ્યાવહારિક (જાગ્રદવસ્થામાં દેખાતા જગતની) અને પ્રાતિભાસિક ( ઝાંઝવાંના જળની ) સરખાવો માધ્યમિક બૌદ્ધ દર્શનમાં કલ્પેલી સત્યની ત્રણ અવસ્થાઓ — પરમાર્થ, લોકસંવૃતિ અથવા તથ્યસંવૃતિ અને અલોકસંવૃતિ અથવા મિથ્યાસંવૃતિ આ બેના સમન્ધ વિષેના વિવેચન માટે જુઓ દાસગુપ્ત 'એ હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલોસોફી' વૉ ૨ પૃ ૩–૫, તથા રાધાકૃષ્ણન 'ઈં ફિ' વૉ ૧, પૃ ૬૫૭–૯

'સંવૃતિ' તે 'વ્યાવહારિક સત્તા'ને મળતી આવે છે આ સત્તા તેની પાર પડેલી 'પારમાર્થિક સત્તા'ને ( અવિદ્યા કે માયાની આવરણશક્તિ વડે ) ઢાંકી દે છે — આ બા ધ્રુવ સ્યા મ, ટિપ્પણો, પૃ ૩૬૦

૩૪, ૨૨ અહીં વાપરેલા 'કૂટસ્થ' શબ્દનો અર્થ સમજાવતાં શંકર કહે છે

कूटस्थ कूटो राशी राशिरिव स्थित । अथवा कूटो माया वञ्चना जिह्मता कुटिलता इति पर्याया अनेकमायादिप्रकारेण स्थित कूटस्थ ससारबीजानन्त्यान्न क्षरति इति अक्षर उच्यते। गी शां भा १५, १६

( કૂટ એટલે રાશિ અથવા ઢગલો જે ઢગલાની પેઠે પડેલું છે તે કૂટસ્થ. અથવા કૂટ એટલે માયા વંચના, છળ, કુટિલતા એ માયાના જ પર્યાય છે આમ માયા વગેરે અનેક પ્રકારે જે મોજૂદ છે તે કૂટસ્થ સંસારનું બીજ અંત વિનાનું હોવાથી, કૂટસ્થનો નાશ થતો નથી, તેથી તેને 'અક્ષર' કહેલું છે આ અક્ષર તે ભગવાનની માયાશક્તિ — भगवतो मायाशक्ति )

૩૫, ૧૫ विकारो हि स । विकारश्च व्यभिचरति । यद्विषया बुद्धिर्न व्यभिचरति तत्सत्, यद्विषया व्यभिचरति तदसत् । सतश्चात्मनोऽभावोऽविद्यमानता न विद्यते, सर्वत्राव्यभिचारात् । सत्सदेव, असदसदेव । गी शां भा २, १६. सदसत्त्व वस्त्वविषयोत्पत्तिविनाशाद्यिर्मैर्नटवदन्यथा विकल्प्यते । गी शां भा १८, ४८

( એ વિકાર છે વિકારમાં વ્યભિચાર અર્થાત્ રૂપાન્તર, નાશ વગેરે થાય છે જે પદાર્થને વિષે 'નથી' એવું ભાન કદી થતું નથી તે સત્, જેને

વિષે ક્યારેક પણ 'નથી' એવું ભાન થાય છે તે અસત્… સત્ એવો જે આત્મા છે તેનો અભાવ — અર્થાત્ ક્યારેક, કોઈ પણ જગાએ તેની ગેરહાજરી — હોતો નથી; કેમકે તેમાં કદી વિકાર એટલે કે ફેરફાર થતો નથી. સત્ તે સત્ જ છે; અસત્ તે અસત્ જ છે … સત્ એ એક જ પદાર્થ છે; પણ, અવિદ્યાને લીધે, ઉત્પત્તિ, વિનાશ આદિ ધર્મો વડે, નટની પેઠે અનેક રૂપે કલ્પવામાં આવે છે.)

सत्यं नामाव्ययं नित्यमविकारि तथैव च । शान्ति. १६२; १०.

(જે અવ્યય, નિત્ય ને અવિકારી છે તે જ સત્ય.)

सत्यमविनाशि । अविनाशि नाम देशकालवस्तुनिमित्तेषु विनश्यत्सु यन्न नश्यति तदविनाशि । सर्वोपनिषत्

(સત્ય અવિનાશી છે. દેશ, કાલ, વસ્તુ વગેરે નિમિત્ત નાશ પામે તોપણ જેનો નાશ ન થાય તે અવિનાશી.)

અહીં સત્ એટલે નિર્વિકાર; અને અસત્ એટલે જેની હસ્તી છે જ નહીં એવુ નહીં. પણ જેનામાં રૂપાન્તર અથવા ફેરફાર થાય છે તે. બીજી રીતે કહીએ તો, સત્ એટલે અપરિચ્છિન્ન અર્થાત્ અમર્યાદિત; અને અસત્ એટલે પરિચ્છિન્ન અર્થાત્ દેશ કાળ વગેરેની મર્યાદાવાળું.

આ પ્રશ્નને વિષે એક જગાએ ભામતીકાર વાચસ્પતિમિશ્રે બહુ સ્પષ્ટ વિવેચન કરેલું છે :

ये हि दृष्टनष्टस्वरूपा न ते वस्तुसन्तो यथा मृगतृष्णिकोदकादयः, तथा च सर्वं विकारजातं, तस्मादवस्तुसत् । तथाहि यदस्ति तदस्त्येव, यथा चिदात्मा । न ह्यसौ कदाचित् क्वचित् कथंचिद्वास्ति । किन्तु सर्वदा सर्वत्र सर्वथास्त्येव, न नास्ति । न चैवं विकारजात, तस्य कदाचित् कथंचित् कुत्रचिदवस्थानात् । तथाहि — सत्स्वभावं चेद्विकारजातं, कथं कदाचिदसत् । असत्स्वभावं चेत्, कथं कदाचित् सत् । सदसतोरेकत्वविरोधात् । न हि रूपं कदाचित् क्वचित् कथंचिद्वा गन्धो भवति । … अतो विकारजातमनिर्वचनीयमनृतम् । ब्र. सू. भामती २; १; १४.

(જે પદાર્થોનાં સ્વરૂપ દેખાય છે ને નાશ પામે છે તે વસ્તુસત્ નથી. દાખલા તરીકે ઝાંઝવાંનાં જળ વગેરે. તેવું જ સર્વ વિકાર — એટલે કે

ફેરફાર — માત્રનું છે તેથી વિકાર એ વસ્તુસત્ નથી કેમકે જે છે તે તો છે જ — જેમકે ચિદાત્મા તે ક્યારેક, ક્યાંક, કોઈક રીતે હોય છે એવું નથી તે તો સર્વદા, સર્વત્ર ને સર્વથા હોય જ છે, 'હોતો નથી' એવું બનતું જ નથી પણ વિકારનું એવું નથી વિકાર તો ક્યારેક, કોઈક રીતે, ને ક્યાંક હોય છે — અર્થાત્ ક્યારેક, કોઈક રીતે, ને ક્યાક નથી પણ હોતા ત્યારે જો વિકાર એ સ્વભાવે 'સત્' હોય, તો તે ક્યારેક 'અસત્' બની જાય છે અર્થાત્ ક્યારેક તે નથી હોતા એવું કેમ બને છે? તે જો સ્વભાવે 'અસત્' હોય તો ક્યારેક 'સત્' કેમ બને છે અર્થાત્ ક્યારેક હોય છે કેમ? સત્ અને અસત્ વચ્ચે અભેદ તો છે નહીં, વિરોધ છે રૂપ તે ક્યારેક, ક્યાક, અથવા કોઈક રીતે ગન્ધ બની જતું નથી તેથી, વિકાર 'સત્' છે એમ પણ કહી શકાતું નથી, અને 'અસત્' છે એમ પણ કહી શકાતુ નથી એટલા માટે તે અનિર્વચનીય છે, અનૃત છે )

આમાથી જ શાકરવેદાન્તની 'અનિર્વચનીયતાખ્યાતિ' પર ઊતરી પડાય છે જગત સત્ છે કે અસત્ તેનો નિશ્ચય કરી શકાતો નથી, એમ જ શાંકરવેદાન્તે કહ્યું છે એક વાક્યમાં તેની દલીલ આ છે सच्चेन्न बाध्यत । असच्चन्न प्रतीयेत । (જગત જો સત્ હોય તો તેનો 'બાધ' થાય નહીં એટલે તેમાં ફેરફાર દેખાય નહીં તે જો અસત્ હોય તો બિલકુલ દેખાય જ નહીં ) જે વસ્તુ ઇન્દ્રિયો દ્વારા અનુભવાય છે તે નથી એમ તો કહેવાય જ કેમ? તેને વિષે 'અસત્' શબ્દ વાપર્યો હોય ત્યા એટલુ જ સમજવાનુ છે કે તે પારમાર્થિક સત્ય નથી, પણ વ્યાવહારિક સત્ય છે આ નિષેધવાચક ભાષા થઈ તે ઉપરાંત એ મતમાં એમ પણ કહ્યું છે કે જગત સદસદાત્મક, અર્થાત્ સત્ અને અસત્ નુ મિશ્રણ છે વળી કહે છે सत्यानृते मिथुनी कृत्य नैसर्गिकोऽयं लोकव्यवहार । ब्र सू शां भा — उपोद्घात ( સત્ય અને અસત્યના મિશ્રણને આધારે જ આ જગતનો નૈસર્ગિક વ્યવહાર ચાલે છે ) જૈન મત કહે છે उत्पादव्ययध्रौव्ययुक्त सत् — तत्त्वार्थसूत्र ५, २९ ( જે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણેથી યુક્ત અર્થાત્ તદાત્મક છે તે સત્ કહેવાય છે ) આમ શાકરનો માયાવાદ અને જૈનનો સ્યાદ્વાદ બને એક જ વાત કહે છે કે જગત સત્ અને અસત્નું મિશ્રણ છે

'મિથ્યા' શબ્દના ત્રણ અર્થ થાય છે. (૧) અસત્, અર્થાત્ જેની હસ્તી બિલકુલ છે જ નહીં તે (૨) વિપરીત, અર્થાત્ ભૂલ અથવા ભ્રમને લીધે, વસ્તુતાએ હોય તેના કરતા ઊલટું દેખાતુ (૩) અનિર્વાચ્ય, અર્થાત્ જેને વિષે 'સત્' કે 'અસત્' એમાંથી એકેય શબ્દનો પ્રયોગ થઈ શકતો નથી તે આચાર્ય ધ્રુવે બતાવ્યુ છે કે શાંકરવેદાન્તમા જગતને વિષે 'મિથ્યા' શબ્દ પહેલા બે અર્થમા નહીં પણ ત્રીજા અર્થમાં વાપર્યો છે — સ્યા મ, ટિપ્પણો, પૃ ૧૪૫-૬

બીજી બાજુ, બ્રહ્મને પણ સત્ કે અસત્ કહી શકાતું નથી, કેમકે તે સત્ અને અસત્‌ના દ્વંદ્વથી પર છે તેને सदसदादिप्रत्ययागोचर (ગી શાં ભા ૧૩, ૨) કહ્યુ છે न सत् प्रधानपरमाण्वादिवत्तदिति नोच्यते। नाप्यसत् शून्यवदसदपि नोच्यते। ગી ૧૩, ૧૨ – नीलकण्ठव्याख्या (બ્રહ્મ તે સત્ નથી, કેમકે પ્રકૃતિ, પરમાણુ વગેરેને છે તે પ્રકારની હસ્તી તેને નથી તે અસત્ પણ નથી, કેમકે શૂન્યનો જેવો અભાવ છે તેવો બ્રહ્મનો અભાવ નથી)

'સત્' અને 'અસત્' એ બે શબ્દ જુદી જુદી જગાએ જુદા જુદા અર્થમા વપરાવાને લીધે ઘણો ગોટાળો થવા પામ્યો છે, ને તે છેક ઉપનિષદ કાળથી ચાલતો આવ્યો છે, એમ રાધાકૃષ્ણને એક જગાએ લખ્યુ છે જુઓ 'ઈ ફિ' વૉ ૧, પૃ ૧૯૨ પરની પાદટીપ ન ૧

૩૫, ૨૦ આ પશ્ચિમના તત્ત્વજ્ઞાનનું એક પ્રસિદ્ધ વાક્ય છે સરખાવો पूर्णमद पूर्णमिदम् વાળુ ઉપનિષદ્વાક્ય આનું વિવેચન ગ્રીક ફિલસૂફ પાર્મેનાઈડીઝે કેવુ કર્યું છે, અને 'સત્પદાર્થ' તે કેવો પૂર્ણ અથવા સર્વગ્રાહી છે એ સિદ્ધ કરવા માટે તથા અદ્વૈતનુ પ્રતિપાદન કરવા માટે સ્પીનોઝાએ આ દલીલનો કેવો ઉપયોગ કર્યો છે, એ જાણવા માટે જુઓ સી ઈ એમ જોડ. 'ગાઈડ ટુ ફિલૉસૉફી', પૃ ૧૨૩-૪, તથા પૃ ૧૭૧-૨

૩૫, ૨૩ विक्रियाद्वैत्वभावाच्च कूटस्थनित्य। બ્ર સૂ શાં ભા ૧, ૧, ૪ (તેનામાં વિકાર થવાનુ કઈ કારણ નથી તેથી તે કૂટસ્થનિત્ય છે)
कूटस्थनित्यता हि सदातनी स्वभावादप्रच्युति॰। બ્ર સૂ भामती ૨, ૧, ૧૪.
(પોતાના મૂળ સ્વરૂપથી કદી ચલિત ન થવુ તે કૂટસ્થનિત્યતા)

આથી ઊલટું તે પરિણામીનિત્ય તેની વ્યાખ્યા આપી છે यस्मिन् विक्रियमाणेऽपि तदेवेदमिति बुद्धिर्न विहन्यते । ब्र सू शां भा १, ०, ४

(જે પદાર્થમાં ફેરફાર થાય છતાં, 'તે વસ્તુ આ જ છે' એવું લાગતું બંધ ન થાય તે)

ध्रुवं च कूटस्थ नित्य, न पृथिव्यादिवदपेक्षिक नित्यत्वम् ।

कठ शां भा १, ३, १५

(એ તત્ત્વ ધ્રુવ અર્થાત્ ફૂટસ્થનિત્ય છે, પૃથ્વી વગેરેની પેઠે આપેક્ષિકનિત્ય નથી)

અહીં પરિણામીનિત્યના અર્થમાં જ આપેક્ષિકનિત્ય શબ્દ વાપર્યો છે પ્રકૃતિ તે પરિણામીનિત્ય છે

न च कूटस्थनित्यश्चिदात्माऽपरिणामी स्वतो व्यापारवान् ।

ब्र सू भामती १, १, १

(ફૂટસ્થનિત્ય અને અપરિણામી એવો ચિદાત્મા પોતે કશી ક્રિયા કરતો નથી)

"જે તત્ત્વ પરમાર્થસત્ છે તેનો નિષેધ એટલે કે ઇનિકાર કરી શકાતો જ નથી"—રાધાકૃષ્ણન 'ધી રેઇન ઓફ રિલિજિયન', પૃ ૩૩ શંકરે પણ કહ્યું છે કે આત્મા તો જાણીતો છે તે અંતઃમા હાજરહજૂર છે 'હું છું' એવું જે ભાન થાય છે તે આત્માની હસ્તીનું જ ભાન છે (अस्मत्प्रत्ययविषयत्वात्, अपरोक्षत्वाच्च प्रत्यगात्मप्रसिद्धे । ब्र सू शां भा — उपोद्घात) સહુ માણસને 'હું છું' એવું ભાન થાય છે, 'હું નથી' એવું ભાન થતું નથી આત્માની હસ્તી આટલી જાણીતી ન હોત, તો આખા જગતને એવું ભાન થાત કે 'હું નથી' (सर्वो ह्यात्मास्तित्व प्रत्येति, न नाहमस्मीति । यदि हि नात्मास्तित्वप्रसिद्धि स्यात् सर्वो लोको नाहमस्मीति प्रतीयात् । ब्र सू शां भा १, १, १) 'હું છું કે નહીં?' એવો સંદેહ તો કોઈના મનમાં કદી થતો નથી (न हि जातु कश्चिदत्र सन्दिग्धेऽहं वा नाहं वेति । भामती) કોઈ આત્માની હસ્તીનો ઇનિકાર કરે એનાથી આત્મવાદી મ ણસ બેચેન શાને સાર થાય? તે તો જાણે છે કે પેલો નાસ્તિક ઇનિકારની ક્રિયા કરવામાં જ આત્માની હસ્તીનો સ્વીકાર કરી લે છે એના હ યમા જે ઇનિકાર કરનારો

બેઠો છે તે જ એનો આત્મા છે. તેથી શંકર બેફિકર થઈને કહે છે : न चेदृशस्य निराकरणं संभवति। य एव हि निराकर्ता तदेव तस्य स्वरूपम्। ब्र. सू. शां. भा. २; ३; ७. (આવા આત્માની હસ્તીને વિષે શંકા ઉઠાવવી કે તેનો ઈનકાર કરવો શક્ય જ નથી; કેમકે જે ઈનકાર કરનારો છે તે જ આત્મા છે.)

૩૬; ૯. ज्ञेयं च सर्वं क्षेत्रं, ज्ञातैव क्षेत्रज्ञः। ज्ञेयं ज्ञेयमेव तथा ज्ञातापि ज्ञातैव न ज्ञेयं भवति। गी. शां. भा. १३; २.

(જે કંઈ જ્ઞેય છે તે બધું ક્ષેત્ર છે. ક્ષેત્રજ્ઞ તો જ્ઞાતા જ છે. જ્ઞેય તે જ્ઞેય જ રહેશે; તેમજ જ્ઞાતા તે જ્ઞાતા જ રહેશે, જ્ઞેય નહીં થાય.)

तत्र यद्यावदनुभूयते तत्सर्वं परिमितं अविशुद्धमशुद्धं विध्वंसि।

ब्र. सू. भामती १; १; २.

(જે જે વસ્તુ ઈન્દ્રિય, મન, બુદ્ધિ વડે અનુભવાય છે તે બધી પરિમિત છે, અશુદ્ધ છે, અબુદ્ધ છે, ને નાશવંત છે.)

૩૬; ૧૧. ज्ञेयस्य क्षेत्रधर्मत्वाद् ज्ञातुः क्षेत्रज्ञस्य तत्कृतदोषानुपपत्तेः। यावत्किंचित् क्षेत्रज्ञस्य दोषजातमविद्यमानमासंजयसि तस्य ज्ञेयत्वोपपत्तेः क्षेत्रधर्मत्वमेव न क्षेत्रज्ञधर्मत्वम्। न च तेन क्षेत्रज्ञो दुष्यति, ज्ञेयेन ज्ञातुः संसर्गानुपपत्तेः।

गी. शां. भा. १३; २.

(જે કંઈ જ્ઞેય છે એટલે કે જાણી શકાય છે તે ક્ષેત્રનો જ ધર્મ છે. તેથી તેણે કરેલા દોષને જ્ઞાતા ક્ષેત્રજ્ઞના દોષ ગણી શકાય નહીં. જે કંઈ દોષો ક્ષેત્રજ્ઞના ન હોવા છતાં તમે તેને માથે નાખો છો, તે બધા જ્ઞેય છે એટલે કે જાણી શકાય એવા છે; તેથી તે ક્ષેત્રના જ ધર્મ છે, ક્ષેત્રજ્ઞના નથી. તેને લીધે ક્ષેત્રજ્ઞ એટલે કે આત્મા દૂષિત થતો નથી; કેમકે જ્ઞેયની સાથે જ્ઞાતાનો સંસર્ગ સંભવતો નથી. જ્ઞેયની સાથે જ્ઞાતાનો સંસર્ગ થતો માનીએ, તો જ્ઞેય તે જ્ઞેય જ ન રહે.)

૩૬; ૨૩. चित्स्वभाव आत्मा विषयी, जडस्वभावा बुद्धीन्द्रियदेहविषया विषयाः। ब्र. सू. भामती १; १; १.

(ચૈતન્ય સ્વરૂપવાળો આત્મા વિષયી છે; જડ સ્વરૂપવાળાં બુદ્ધિ, ઈન્દ્રિય, દેહ, વિષયો એ વિષયીના વિષયો છે.)

આથી ઊલટું તે પરિણામીનિત્ય. તેની વ્યાખ્યા આપી છે: यस्मिन विक्रियमाणेऽपि तदेवेदमिति बुद्धिर्न विहन्यते । ब्र. सू. शां. भा. १; १; ४.

(જે પદાર્થમાં ફેરફાર થાય છતાં, 'તે વસ્તુ આ જ છે' એવું લાગતું બંધ ન થાય તે.)

ध्रुवं च कूटस्थं नित्यं, न पृथिव्यादिवदापेक्षिकं नित्यत्वम् ।

कठ. शां. भा. १; ३; १५.

(એ તત્ત્વ ધ્રુવ અર્થાત્ ફૂટસ્થનિત્ય છે; પૃથ્વી વગેરેની પેઠે આપેક્ષિક-નિત્ય નથી.)

અહીં પરિણામીનિત્યના અર્થમાં જ આપેક્ષિકનિત્ય શબ્દ વાપર્યો છે. પ્રકૃતિ તે પરિણામીનિત્ય છે.

न च कूटस्थनित्यश्चिदात्माऽपरिणामी स्वतो व्यापारवान् ।

ब्र. सू. भामती १; १; १.

(ફૂટસ્થનિત્ય અને અપરિણામી એવો ચિદાત્મા પોતે કશી ક્રિયા કરતો નથી.)

"જે તત્ત્વ પરમાર્થસત્ છે તેનો નિષેધ એટલે કે ઇનકાર કરી શકાતો જ નથી."— રાધાકૃષ્ણન: 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૩૩. શંકરે પણ કહ્યું છે કે આત્મા તો જાણીતો છે. તે અંતરમાં હાજરાહજૂર છે. 'હું છું' એવું જે ભાન થાય છે તે આત્માની હસ્તીનું જ ભાન છે. (अस्मत्प्रत्ययविषयत्वात्, अपरोक्षत्वाच्च प्रत्यगात्मप्रसिद्धेः । ब्र. सू. शां. भा. — उपोद्घात) સહુ માણસને 'હું છું' એવું ભાન થાય છે; 'હું નથી' એવું ભાન થતું નથી આત્માની હસ્તી આટલી જાણીતી ન હોત, તો આખા જગતને એવું ભાન થાત કે 'હું નથી' (सर्वो ह्यात्मास्तित्वं प्रत्येति, न नाहमस्मीति । यदि हि नात्मास्तित्वप्रसिद्धिः स्यात् सर्वो लोकः नाहमस्मीति प्रतीयात् । ब्र. सू. शां. भा. १; १; १.) 'હું છું કે નહીં?' એવો સંદેહ તો કોઈના મનમાં કદી થતો નથી. (न हि जातु कश्चिदत्र संदिग्धेऽहं वा नाहं वेति । भामती) કોઈ આત્માની હસ્તીનો ઇનકાર કરે એનાથી આત્મવાદી માણસ બેચેન શાને સારુ થાય? તે તો જાણે છે કે પેલો નાસ્તિક ઇનકારની ક્રિયા કરવામાં જ આત્માની હસ્તીનો સ્વીકાર કરી લે છે. એના હૃદયમાં જે ઇનકાર કરનારો

બેઠો છે તે જ એનો આત્મા છે તેથી શંકર બેફિકર થઈને કહે છે : न चेदृशस्य निराकरण संभवति। य एव हि निराकर्ता तदेव तस्य स्वरूपम्। ब्र सू शां भा २, ३, ७ (આવા આત્માની હસ્તીને વિષે શંકા ઉઠાવવી કે તેનો ઈનિકાર કરવો શક્ય જ નથી, કેમકે જે ઈનિકાર કરનારો છે તે જ આત્મા છે )

૩૬; ૯ ज्ञेय च सर्वं क्षेत्र, ज्ञातैव क्षेत्रज्ञ । ज्ञेय ज्ञेयमेव तथा ज्ञातापि ज्ञातैव न ज्ञेय भवति। गी शां भा १३, २

(જે કંઈ જ્ઞેય છે તે બધુ ક્ષેત્ર છે ક્ષેત્રજ્ઞ તો જ્ઞાતા જ છે જ્ઞેય તે જ્ઞેય જ રહેશે, તેમજ જ્ઞાતા તે જ્ઞાતા જ રહેશે, જ્ઞેય નહીં થાય )

तत्र यथावदनुभूयते तत्सर्वं परिमित अविशुद्धमशुद्ध विर्ध्वसि ।

ब्र सू भामती १, १, २

(જે જે વસ્તુ ઈન્દ્રિય, મન, બુદ્ધિ વડે અનુભવાય છે તે બધી પરિમિત છે, અશુદ્ધ છે, અશુદ્ધ છે, ને નાશવંત છે )

૩૬, ૧૧ ज्ञेयस्य क्षेत्रधर्मत्वाद् ज्ञातु क्षेत्रज्ञस्य तत्कृतदोषानुपपत्ते । याव त्किंचित् क्षेत्रज्ञस्य दोषजातमविद्यमानमासजयसि तस्य ज्ञेयत्वोपपत्ते क्षेत्रधर्मत्वमेव न क्षेत्रज्ञधर्मत्वम्। न च तेन क्षेत्रज्ञो दुष्यति, ज्ञेयेन ज्ञातु ससर्गानुपपत्ते ।

गी शां भा १३, ७

(જે કંઈ જ્ઞેય છે એટલે કે જાણી શકાય છે તે ક્ષેત્રનો જ ધર્મ છે તેથી તેણે કરેલા દોષને જ્ઞાતા ક્ષેત્રજ્ઞના દોષ ગણી શકાય નહીં જે કંઈ દોષો ક્ષેત્રજ્ઞના ન હોવા છતા તમે તેને માથે નાખો છો, તે બધા જ્ઞેય છે એટલે કે જાણી શકાય એવા છે, તેથી તે ક્ષેત્રના જ ધર્મ છે, ક્ષેત્રજ્ઞના નથી તેને લીધે ક્ષેત્રજ્ઞ એટલે કે આત્મા દૂષિત થતો નથી, કેમકે જ્ઞેયની સાથે જ્ઞાતાનો સસર્ગ સભવતો નથી જ્ઞેયની સાથે જ્ઞાતાનો સસર્ગ થતો માનીએ, તો જ્ઞેય તે જ્ઞેય જ ન રહે )

૩૬, ૨૩ चित्स्वभाव आत्मा विषयी, जडस्वभावा बुद्धीन्द्रियदेहविषया विषया । ब्र सू भामती १, १, १

(ચૈતન્ય સ્વરૂપવાળો આત્મા વિષયી છે; જડ સ્વરૂપવાળાં બુદ્ધિ, ઈન્દ્રિય, દેહ, વિષયો એ વિષયીના વિષયો છે )

૩૬; ૨૫. આત્માના સ્વરૂપ વિષે જુદાં જુદાં દર્શનોના જે જુદા જુદા મત છે તે જાણવા જેવા છે. "સાંખ્ય અને વેદાન્ત દર્શન આત્માને કૂટસ્થ-નિત્ય માની એમાં કોઈ જાતનો પરિણામ માનતાં નથી. જ્ઞાન, સુખદુઃખાદિ પરિણામોને તેઓ પ્રકૃતિના જ માને છે. વૈશેષિક અને નૈયાયિક દર્શન જ્ઞાન આદિને આત્માનો ગુણ માને છે ખરાં, પણ તેઓ આત્માને એકાન્ત નિત્ય — અપરિણામી માને છે. નવીન મીમાંસકોનો મત વૈશેષિક અને નૈયાયિક જેવો જ છે. બૌદ્ધ દર્શન પ્રમાણે આત્મા એકાન્ત ક્ષણિક અર્થાત્ નિરન્વય-પરિણામોનો પ્રવાહ માત્ર છે. જૈન દર્શનનું કહેવું છે કે પ્રાકૃતિક — જડ — પદાર્થોમાં કૂટસ્થનિત્યતા નથી તેમજ એકાંત ક્ષણિકતા પણ નથી; કિન્તુ પરિણામીનિત્યતા છે; તે પ્રમાણે આત્મા પણ પરિણામીનિત્ય છે. એથી જ જ્ઞાન, સુખ, દુઃખ આદિ પર્યાયો આત્માના જ સમજવા જોઈએ." — સુખલાલજી : 'તત્ત્વાર્થસૂત્ર' — ગુજરાતી વ્યાખ્યા, પૃ. ૮૧-૨.

'देहमात्रमात्मा' इति चार्वाकाः। 'इन्द्रियाणि मनः प्राणश्च' इति तदेकदेशिनः। 'क्षणिकं विज्ञानम्' इति सौगताः। 'देहातिरिक्तः स्थिरो देहपरिमाणः' इति दिगंबराः। 'मध्यमपरिमाणस्य नित्यत्वानुपपत्तेर्नित्योऽणुः' इत्येकदेशिनः। तन्सर्वमपाकृतं भवति नित्यत्वविभुत्वस्थापनात्। 'नवविशेषगुणवन्तः प्रतिदेहं भिन्ना', एवं नित्या विभवश्चात्मानः' इति वैशेषिकाः। इममेव च पक्षं तार्किकमीमांसकादयोऽपि प्रतिपन्नाः। सांख्यास्तु विप्रतिपद्यमाना अप्यात्मनो गुणवत्त्वे प्रतिदेहं भेदे न विप्रतिपद्यन्ते। ... तस्य निर्गुणत्वान्निर्विकारत्वाच्च। गी. मधु. २; १४.

(દેહ તે જ આત્મા એમ ચાર્વાકો માને છે. તેમાંના કેટલાક ઇન્દ્રિય, મન, તથા પ્રાણ એમાંથી એકએકને આત્મા માને છે. ક્ષણિક વિજ્ઞાન તે આત્મા એ બૌદ્ધોનો મત છે. જૈનો માને છે કે આત્મા દેહથી જુદો, સ્થિર, અને દેહના જેટલા જ માપવાળો છે. તેમાંના કેટલાક માને છે કે આત્માને મધ્યમ પરિમાણ અર્થાત્ માપ.વાળો માનીએ તો તેને નિત્ય ન માની શકાય; તેથી આત્મા નિત્ય અને અણુ અર્થાત્ સૂક્ષ્મ છે. એ સર્વનું નિરસન કરવા ગીતા કહે છે કે આત્મા નિત્ય, અને વિભુ અર્થાત્ સર્વવ્યાપી છે. આત્મા બુદ્ધિ સુખ દુઃખ આદિ નવ ગુણવાળા, અને દરેક દેહમાં જુદા જુદા છે, એમ વૈશેષિકો માને છે. નૈયાયિકો ને મીમાંસકો પણ એ જ મતના છે.

સાંખ્યો આત્માને નિર્ગુણ માને છે, પણ તે દરેક દેહમાં જુદો જુદો છે એમ માને છે ... ગીતા તો કહે છે કે આત્મા નિર્ગુણ છે અને નિર્વિકાર છે.)

समस्तोपाध्यनवच्छिन्नानन्तानन्दचैतन्यैकरसमुदासीनमेकमाद्वितीयमात्मतत्त्वम्।

ब्र. सू. भामती १; १; १.

(આત્મા સર્વ ઉપાધિરૂપી અવચ્છેદ વિનાનો, અનન્ત, આનન્દરૂપ, ચૈતન્ય, એકરસ, ઉદાસીન, એક, અને અદ્વિતીય છે.)

शश्वत्प्रशान्तमभयं प्रतिबोधमात्रं शुद्धं समं सदसतः परमात्मतत्त्वम्।

भा. २; ७; ४७.

(આત્મા શાશ્વત, પ્રશાન્ત, અભય, કેવળ જ્ઞાનસ્વરૂપ, શુદ્ધ, સમ, અને સત્ તથા અસત્‌ના ભેદથી પર છે.)

एकस्त्वमात्मा पुरुषः पुराणः सत्यं स्वयंज्योतिरनन्त आद्यः।
नित्योऽक्षरोऽजस्रसुखो निरञ्जनः पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः॥

भा. १०; १४; २३.

(તમે આત્મા છો, પુરુષ છો, એક, પુરાણ, સત્ય, સ્વયંપ્રકાશ, અનન્ત, આદ્ય, નિત્ય, અક્ષર, અનન્ત સુખરૂપ, નિરંજન અર્થાત્ નિર્લેપ, પૂર્ણ, અદ્વિતીય, નિરુપાધિક, ને અમર છો.)

૩૬; ૨૬. आत्मनः स्वतःसिद्धत्वात्। सिद्धे ह्यात्मनि प्रमातरि प्रमित्सोः प्रमाणान्वेषणा भवति। गी. शां. भा. २; १८.

(આત્મા સ્વતઃસિદ્ધ છે તેથી. પ્રમાતારૂપ આત્મા સિદ્ધ થયા પછી જ જિજ્ઞાસુની પ્રમાણ વિષેની શોધ શરૂ થાય છે.)

आत्मा तु प्रमाणादिव्यवहाराश्रयत्वात्प्रागेव प्रमाणादिव्यवहारात्सिध्यति।

ब्र. सू. शां. भा. २; ३; ७.

(આત્મા તો પ્રમાણાદિ વ્યવહારનો આશ્રય હોવાથી, પ્રમાણાદિ વ્યવહારની પહેલાં જ સિદ્ધ થયેલો હોય છે.)

૩૭; ૪. દૃશ્ય અથવા વિષય ન હોય ત્યારે પણ દ્રષ્ટા અથવા વિષયી એવો આત્મા તો હસ્તીમાં રહે જ છે, એ વાતનો નૈયાયિકો ઇનકાર કરે છે,

ને શંકરે તેમનું નિરસન કરતાં કહ્યું છે કે જેમ સૂર્યને માટે પ્રકાશિત કરવાનો કોઈ પદાર્થ ન હોય તોપણ સૂર્ય તો પ્રકાશે જ છે, તેવી રીતે આત્મા અર્થાત્ વિષયીને માટે કોઈ વિષય મોજૂદ ન હોય તોપણ આત્માનું ચૈતન્ય તો કાયમ રહે જ છે.

विषयाभावादियमचेतयमानता न चैतन्याभावादिति । यथा वियदाश्रयस्य प्रकाशस्य प्रकाश्याभावादनभिव्यक्तिर्न स्वरूपाभावात्तद्वत् । ब्र. सू. शां. भा. २; ३; १८.

આના ટેકામાં, *न हि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते* । बृ. ४; ३; ३०. (એ જ્ઞાતાની જાણવાની શક્તિ કદી નાશ પામતી નથી.) એ વચન પણ ટાંક્યું છે.

૩૯; ૩. એ પરમ તત્ત્વ વાણીને કેવું અગોચર છે, એ બતાવ્યું છે:

न चैकं तदन्यद् द्वितीयं कुतः स्यात्, न वा केवलत्वं न चाकेवलत्वम् ।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्, कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि ॥

शंकरः दशश्लोकी १०.

(એક નથી ત્યાં બે ક્યાંથી હોય ? કેવલ નથી તેમ અકેવલ પણ નથી; શૂન્ય નથી તેમજ અશૂન્ય પણ નથી. કારણ કે એનામાં એક-બે, કેવલ-અકેવલ, શૂન્ય-અશૂન્ય એવું દ્વૈત નથી. સર્વ વેદાન્ત થકી સિદ્ધ એવા એને હું શી રીતે કહું ?)

પણ આવી રીતે માત્ર 'નેતિ નેતિ' કહ્યાં કરવાથી, નિર્ગુણ બ્રહ્મ તે 'શૂન્ય'રૂપ ન ઠરે ? આ પ્રશ્નની સવિસ્તર ચર્ચા શંકરે એક જગાએ કરી છે; અને અંતે કહ્યું છે :

न ह्येतस्माद्ब्रह्मणो व्यतिरिक्तमस्तीत्यतो नेति नेतीत्युच्यते न पुनः स्वयमेव नास्तीत्यर्थः । ब्र. सू. शां. भा. ३; २; २२.

(આ બ્રહ્મથી અળગું એવું કંઈ નથી, તેથી 'નેતિ નેતિ' એમ કહ્યું છે; પણ બ્રહ્મ પોતે જ નથી, એવો એનો અર્થ નથી.)

શૂન્યવાદ અને નિર્ગુણબ્રહ્મવાદને કેટલાક લોકો એક માનતા આવ્યા છે. દાખલા તરીકે મધ્વે કહેલું : यच्छून्यवादिनां शून्यं तदेव ब्रह्म मायिनः । ब्र. सू. मा. भा. २; २; २९. (શૂન્યવાદીઓનું જે 'શૂન્ય' છે તે જ માયાવાદીનું

'બ્રહ્મ' છે.) તેથી એ વિચારનો રદિયો શંકરને બહુ ભારપૂર્વક આપવો પડ્યો છે. વળી શંકરે કહ્યું છે :

दिग्देशगुणगतिफलभेदशून्यं हि परमार्थसदद्वयं ब्रह्म मन्दबुद्धीनामसदिव प्रतिभाति। छां. शां. भा. ८; १; १.

(દિશા, દેશ, ગુણ, ગતિ, ફલભેદ વિનાનું જે પરમાર્થસત્, અદ્વિતીય બ્રહ્મ છે તે મન્દ બુદ્ધિવાળા પુરુષોને અસત્ સમાન ભાસે છે.)

આ આખી વાતનો સાર ભાગવતના પેલા વચને આપી દીધો કે निषेधशेषो जयतादशेषः। भा. ८; ३; २४. આ સર્વ નિષેધ કર્યા પછી પણ કંઈક ભાવરૂપ સત્ તત્ત્વ રહી જ જાય છે; ને એની હસ્તીનો નિષેધ થઈ શકતો જ નથી.

વળી આ નિષેધોનું તાત્પર્ય સમજાવતાં શંકર કહે છે : सर्वविशेषणरहितमित्यर्थः। एकमेवाद्वितीयं हि तत् केन किं विशिष्यते। बृ. शां. भा. ३; ८; ८. (એ અક્ષર સર્વ વિશેષણથી રહિત છે. તે એક છે, ને તેના સિવાય બીજું કંઈ નથી. પછી શાના વડે શાને વિશેષણ લગાડી શકાય ?)

"સત્‌ની પરમ અથવા અન્તિમ અવસ્થામાં દ્વંદ્વમાત્ર અલોપ થઈ જાય છે; ત્યાં જીવન અને મૃત્યુની પરવા નથી રહેતી કેમકે બંને એ પરમ સત્‌માંથી જ ઉદ્ભવે છે; ત્યાં આત્મા આત્માનો આનન્દ અનુભવતો દેખાય છે; અને ત્યાં બુદ્ધિ હાલચાલ કરતી નથી. આવી અવસ્થાને તો 'નેતિ નેતિ' કહીને જ વર્ણવી શકાય. ઉપનિષદો અને શંકર એ પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન નિષેધવાચક શબ્દોથી કરવા મથે છે. કેનોપનિષદ કહે છે : 'ત્યાં નથી આંખ જતી, નથી વાણી જતી, નથી મન જતું.' (શંકર માને છે કે પરબ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, નિર્વિશેષ, નિરુપાધિક છે. તે જેવું છે તેવું છે.) આ નિષેધવાચક વર્ણનોમાં એક જોખમ રહેલું છે. બ્રહ્મને વિષે સર્વ ગુણો ને સંબન્ધોનો નિષેધ કરીને આપણે પરબ્રહ્મને કેવલ સત્ અર્થાત્ સાવ શૂન્યરૂપ બનાવી દીધું, એવો આરોપ આપણે વહોરી લઈએ છીએ. આ નિષેધવાચક વર્ણનનો હેતુ પરબ્રહ્મની ભાવાત્મક સત્તા અર્થાત્ હસ્તી હરી લેવાનો એટલે કે તેનો ઇનકાર કરવાનો નથી; પણ જીવને પરબ્રહ્મ કેવું પરાત્પર લાગે છે તે બતાવવાનો છે.

તે જીવને ; સર્વથા ઇતર ' લાગે છે, ને તેને થાય છે કે આને વિષે તો 'નેતિ નેતિ ' સિવાય બીજું કશું વર્ણન કરી શકાય જ નહીં. આપણે તેને 'નેતિ નેતિ ' કહીએ છીએ ત્યારે આપણે એમ નથી કહેવા માગતા કે તેની બિલકુલ હસ્તી જ નથી; આપણા કહેવાનો આશય તો એ હોય છે કે પરબ્રહ્મ એ એવું કોઈ તત્ત્વ કે પદાર્થ નથી જેના રૂપ વિષે આપણે સરજાયેલાં પ્રાણીઓ કંઈ કલ્પના કરી શકીએ કે જેને કંઈ નામ આપી શકીએ. શાસ્ત્રો એ પરબ્રહ્મનું દર્શન કરાવતાં નથી કે તેનું વર્ણન આપતાં નથી, પણ માત્ર તેની હસ્તીની સાક્ષી પૂરે છે." — રાધાકૃષ્ણન : 'ઍન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ', પૃ. ૧૦૧–૨.

શૂન્યવાદીઓનું 'શૂન્ય' તે અભાવરૂપ નથી પણ ભાવરૂપ છે, એ મતનું પ્રતિપાદન રાધાકૃષ્ણને બહુ ભારપૂર્વક અને પુષ્કળ પ્રમાણો સાથે કર્યું છે. જુઓ 'ઇં ફિ.' વૉ. ૧, પૃ. ૬૪૫–૬૬૬, તથા પૃ. ૬૯૭–૭૦૩.

૪૦; ૧૬. पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः । कठ. १; ३; ११. (એ પુરુષ — અર્થાત્ આત્મા કે બ્રહ્મ — કરતાં પાર કે તેનાથી શ્રેષ્ઠ એવું કશું જ નથી. એ પરાકાષ્ઠા — પરમાવસ્થા છે; પરમ ગતિ — આખરી મુકામ છે.)

૪૦; ૨૪. "આ બાબતમાં ગૌડપાદ અને શંકર શૂન્યવાદી બૌદ્ધોથી જુદા પડે છે — તેઓ માને છે કે ભ્રાન્તિના મૂળમાં પણ સત્તનો કંઈક પાયો હોવો જોઈએ. રજ્જુ સર્પરૂપે દેખાય, તો સર્પની ભ્રાન્તિ પાછળ રજ્જુરૂપી સત્તનો આધાર પડેલો છે : રજ્જુસર્પ, મૃગજળ વગેરેના મૂળમાં કંઈક સત્તનો આધાર ન હોય, તો એવી ભ[illegible] થવા પામે જ નહીં. न हि निरास्पदा रज्जुसर्पमृगतृष्णिकादयः क्वचिदु[illegible]म्। मां. का. शां. भा. १;

રજ્જુરૂપી સત્ય છે તેમ, જગતના મૂળમાં બ્રહ્મરૂપી સત્ય રહેલું જ છે બ્રહ્મ અર્થાત્ આત્મા એ 'અધિષ્ઠાનસત્' છે ભામતીકાર કહે છે

आरोपश्च तत्त्वाधिष्ठानो दृष्टो यथा शुक्तिकादिषु रजतादे । न चेत् किंचिदस्ति तत्त्व कस्य कस्मिन्नारोप । तस्मान्निष्प्रपञ्च परमार्थसद् ब्रह्मानिर्वाच्यप्रपञ्चात्मनारोप्यते । ब्र सू भामती २, १, ३१

(આરોપ અથવા ભ્રમના મૂળમા કઈક તત્ત્વ અથવા સત્પદાર્થ હોય જ છે, એમ જોવામાં આવ્યુ છે — જેમકે છીપ વગેરેમા ચાદી વગેરે તેમાં ચાદી વગેરે અધિષ્ઠાનસત્ છે જો કઈ તત્ત્વ અર્થાત્ સત્પદાર્થ હોય જ નહીં, તો શાનો આરોપ શાને વિષે થાય ? તેથી નિષ્પ્રપચ બ્રહ્મરૂપી પરમાર્થ સત્યને વિષે અનિર્વચનીય પ્રપચ એટને કે જગતનો આરોપ થાય છે, એમ માનવુ જોઈએ — અર્થાત્ જગત ભ્રમરૂપ હોય તોપણ તેના મૂળમાં બ્રહ્મરૂપી પરમાર્થસત્ય રહેલું જ છે )

सर्वस्य हि प्रपञ्चजातस्य ब्रह्मैव तत्त्वमात्मा । ब्र सू भामती १, १, ४ ,

(સર્વ જગતપ્રપચનું તત્ત્વ, અર્થાત્ અંતર્ભૂત સત્ય, અર્થાત્ તેનો આત્મા, તે બ્રહ્મ છે )

"અદ્વૈતબ્રહ્મવાદીઓ 'એક' ને ખાતર 'અનેક' ની હસ્તીનો છેદ ઉડાવી દે છે એમ માની લેવુ ખોટુ છે અદ્વૈતબ્રહ્મવાદ તો એટલું જ કહે છે કે એક ને અદ્વિતીય એવુ બ્રહ્મ તે જગતને વ્યાપી વળેલું ચેતન, અને જગતનો પ્રેરક અતર્યામી આત્મા છે આ કથનનો અર્થ એવો નથી થતો કે જીવોથી ભરેલુ ને વિકારશીન જગત મિથ્યા અર્થાત્ અવિદ્યમાન છે '— રાધાકૃષ્ણન 'ધી રેઈન ઑફ રિલિજિયન', પૃ ૪૯

૪૦ ૨૮ एतावदेवाहमेतत्पर ब्रह्म वद । नात परमस्तीति । प्र ६, ७

(હું પરબ્રહ્મને આટલું જ જાણુ છુ એનાથી પર કશુ નથી )

यस्मात्पर नापरमस्ति किंचित् यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित् । श्व ३,९

(જેના કરતા પર અર્થાત્ ઊચુ બીજુ કશુ નથી જેના કરતા ઝીણુ કે જેના કરતાં મોટુ પણ કઈ નથી )

તે જીવને ' સર્વથા ઇતર ' લાગે છે, ને તેને થાય છે કે આને વિષે તો ' નેતિ નેતિ ' સિવાય બીજું કશું વર્ણન કરી શકાય જ નહીં. આપણે તેને ' નેતિ નેતિ ' કહીએ છીએ ત્યારે આપણે એમ નથી કહેવા માગતા કે તેની બિલકુલ હસ્તી જ નથી; આપણા કહેવાનો આશય તો એ હોય છે કે પરબ્રહ્મ એ એવું કોઈ તત્ત્વ કે પદાર્થ નથી જેના રૂપ વિષે આપણે સરજાયેલાં પ્રાણીઓ કંઈ કલ્પના કરી શકીએ કે જેને કંઈ નામ આપી શકીએ. શાસ્ત્રો એ પરબ્રહ્મનું દર્શન કરાવતાં નથી કે તેનું વર્ણન આપતાં નથી, પણ માત્ર તેની હસ્તીની સાક્ષી પૂરે છે." — રાધાકૃષ્ણન : ' ઍન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ ', પૃ. ૧૦૧–૨.

શૂન્યવાદીઓનું ' શૂન્ય ' તે અભાવરૂપ નથી પણ ભાવરૂપ છે, એ મતનું પ્રતિપાદન રાધાકૃષ્ણને બહુ ભારપૂર્વક અને પુષ્કળ પ્રમાણો સાથે કર્યું છે. જુઓ ' ઈ. ફિ. ' વૉ. ૧, પૃ. ૬૪૫–૬૬૬, તથા પૃ. ૬૯૭–૭૦૩.

૪૦; ૧૬. पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः। કઠ. ૧; ૩; ૧૧. ( એ પુરુષ — અર્થાત્ આત્મા કે બ્રહ્મ — કરતાં પાર કે તેનાથી શ્રેષ્ઠ એવું કશું જ નથી. એ પરાકાષ્ઠા — પરમાવસ્થા છે; પરમ ગતિ — આખરી મુકામ છે. )

૪૦; ૨૪. "આ બાબતમાં ગૌડપાદ અને શંકર શૂન્યવાદી બૌદ્ધોથી જુદા પડે છે — તેઓ માને છે કે ભ્રાન્તિના મૂળમાં પણ સત્યનો કંઈક પાયો હોવો જોઈએ. રજ્જુ સર્પરૂપે દેખાય, તો સર્પની ભ્રાન્તિ પાછળ રજ્જુરૂપી સત્યનો આધાર પડેલો છે : રજ્જુસર્પ, મૃગજળ વગેરેના મૂળમાં કંઈક સત્યનો આધાર ન હોય, તો એવી ભ્રાન્તિઓ થવા પામે જ નહીં. न हि निरास्पदा रज्जुसर्पमृगतृष्णिकादयः क्वचिदुपलभ्यन्ते केनचित्। માં. કા. શાં. ભા. ૧; ૬." — દાસગુપ્ત : ' એ હિસ્ટરી ઑફ ઇંડિયન ફિલૉસૉફી ' વૉ. ૨, પૃ. ૭.

सदास्पदं हि सर्वं, सर्वत्र सद्बुद्ध्यनुगमात्। ગી. શાં. ભા. ૧૩; ૧૪. (સર્વના મૂળમાં ' સત્ ' નો આધાર તો છે જ, કેમકે ' સત્ ' અર્થાત્ ' છે ' એવું જ્ઞાન તો સર્વત્ર થાય છે.)

શૂન્યવાદીઓ કહેતા કે એ ભ્રાન્તિના મૂળમાં શૂન્ય જ છે, તેનું અહીં નિરસન છે. જગત ભ્રાન્તિરૂપ હોય તોપણ, જેમ સર્પની ભ્રાન્તિના મૂળમાં

વસ્તુ અર્થાત્ સત્પદાર્થને અવસ્તુ અર્થાત્ અસદ્રૂપ માની લેવો, તેનું નામ અધ્યારોપ. અધ્યારોપ એટલે જ અધ્યાસ.) એક તરફ, આત્મા વસ્તુતાએ નિત્ય ને નિર્વિકાર હોવા છતાં તેને અનિત્ય ને સવિકાર માનવો, અને જે સુખદુઃખ ખરેખર દેહ, મન વગેરેને થાય છે તે આત્માને થાય છે એમ માનવું; તથા બીજી તરફ, દેહ અનિત્ય છતાં તેને નિત્ય માનવો, અને તેની જ આળપંપાળ કર્યા કરવી; એ દેહ અને આત્માનો પરસ્પર અધ્યાસ.

૪૨. ૨૨. सर्वज्ञः सर्वशक्तिरीश्वरो जगतो जन्मस्थितिलयकारणम्। ब्र. सू. शां. भा. १; १; ११. (સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એવો ઈશ્વર જગતનાં જન્મ, સ્થિતિ અને લયનું કારણ છે.)

૪૩; ૧૭. ब्रह्म अव्यक्तमायाशक्तिमत्। गी. शां. भा. १५; १. (અવ્યક્ત માયા તે બ્રહ્મની શક્તિ છે.) नानाशक्तिभिराभातस्त्वमात्मा जगदीश्वरः। भा. ८; ७; २४. (તમે આત્મા છો, જગદીશ્વર છો, ને વિવિધ શક્તિઓ વડે શોભો છો.)

૪૩; ૨૨. પ્રકૃતિની જગત ઉત્પન્ન કરવાની શક્તિ તે વિક્ષેપશક્તિ. યથાર્થ સ્વરૂપનું દર્શન ન થવા દેવાની શક્તિ તે આવરણશક્તિ. अज्ञानस्यावरणविक्षेपनामकमस्ति शक्तिद्वयम्। वे. सा. ५१. (અજ્ઞાન અર્થાત્ અવિદ્યાની આવરણ અને વિક્ષેપ નામની બે શક્તિ છે.)

૪૪; ૨૭. જડ અને ચેતન (પ્રકૃતિ અને પુરુષ) બેમાંથી એકેયનો છેદ ઉડાવી દીધે ચાલે એમ નથી. જડવાદીઓ માને છે કે વિશ્વમાં કેવળ જડ તત્ત્વ જ છે, ને ચેતન જેવું કશું છે જ નહીં. બીજી તરફ બર્કલે જેવા ચિન્તકો માને છે કે જડ જેવું કંઈ છે જ નહીં, જે છે તે બધું ચૈતન્ય જ છે. રાધાકૃષ્ણને અદ્વૈતવાદની દૃષ્ટિએ આ પ્રશ્નની બહુ વીગતવાર ચર્ચા કરી છે. તેના નિષ્કર્ષરૂપે તેઓ કહે છે: "અદ્વૈતવાદી વિચારકો એમ માને છે ખરા કે ચેતન અને જડ (ચિત્ અને અચિત્) અગત્યની બાબતોમાં એકબીજાથી જુદાં છે; છતાં તે એક અખંડ તત્ત્વનાં જ બે પાસાં છે... તેઓ એક સમગ્ર તત્ત્વનાં બે અંગ છે; ને તેને એ તત્ત્વનાં ઉપલી ને નીચલી કોટિનાં અંગ— પરા અને અપરા પ્રકૃતિ — ગણવાં જોઈએ." — 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૧૭૯. તૈત્તિરીય ઉપનિષદમાં અન્ન અને પ્રાણ છે તે જ

અચિત્ અને ચિત્, અન્ન (અચિત્) પ્રાણ (ચિત્) ને ખાવા માટે છે. "અચેતન પ્રકૃતિ એ ચેતન જીવનું ઘર છે, રહેઠાણ છે; અને હેગલ કહે છે તે ખરુ છે કે ચેતન આત્મા એ અચેતન પ્રકૃતિનું અંતર્ગત સત્ તત્ત્વ છે." —એજન, પૃ. ૧૬૬. આ વિચાર ગીતાને બરાબર અનુસરે છે. શંકરે પણ કહ્યું છે કે ક્ષેત્ર (અચિત્) અને ક્ષેત્રજ્ઞ (ચિત્) રૂપી બે પ્રકૃતિઓ તે ઈશ્વરની જ બે શક્તિઓ છે: क्षेत्रक्षेत्रज्ञप्रकृतिद्वयशक्तिमानीश्वरः । ગી. શાં. ભા. ૧૪; ૩. તેમજ, चिदचिच्छक्तियुक्ताय तस्मै भगवते नमः । ભા. ૭; ૪; ૩૪. (જે ભગવાન ચિત્ અને અચિત્ રૂપી શક્તિઓવાળા છે તેમને નમસ્કાર.)

૪૫; ૮. આ વિષયમાં સાંખ્યનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે:

पुरुषस्य दर्शनार्थं कैवल्यार्थं तथा प्रधानस्य ।
पङ्ग्वन्धवदुभयोरपि संयोगस्तत्कृतः सर्गः ॥ साङ्ख्यकारिका २१.

(પુરુષનો પ્રકૃતિ સાથેનો સંયોગ પ્રકૃતિનું નાટક જોવા માટે છે. પ્રકૃતિનો પુરુષ સાથેનો સંયોગ પુરુષના કૈવલ્ય માટે છે. આમ એ બેનો સંયોગ લૂલા ને આંધળાના સંયોગ જેવો છે. એ સંયોગથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.)

૪૫; ૧૬. तस्य भासा सर्वमिदं विभाति । શ્વે. ૬; ૧૪. (તેના તેજથી આ બધું પ્રકાશે છે.) आत्मचैतन्यज्योतिषा इद्धानि द्यादित्यादीनि ज्योतींषि दीप्यन्ते । ગી. શાં. ભા. ૧૩; ૧૭. (આત્મચૈતન્યના તેજથી દેદીપ્યમાન થઈને જ સૂર્ય આદિ જ્યોતિઓ પ્રકાશે છે.)

૪૫; ૨૬. "તાત્પર્ય કે જગતની ઉત્પત્તિ અને સ્થિતિ બન્નેનું કારણ બ્રહ્મ છે, અને તે જગતથી તટસ્થ એટલે બહાર રહીને નહિ, પણ જગતથી પર છતાં 'વિષે' એટલે અન્તરમાં રહીને;—અર્થાત્ જગતનું નિમિત્ત-ઉપાદાન-અને-અધિષ્ઠાન કારણ બ્રહ્મ છે."—આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ ૨૧૩.

"જગત એ બ્રહ્મનો વિવર્ત છે, પણ ઈશ્વરનો તો પરિણામ છે."—રાધાકૃષ્ણન: 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઈંડિયા' વૉ. ૧, પ્રસ્તાવના, પૃ. ૨૬.

૪૬; ૨૦. यस्यांशांशांशभागेन विश्वोत्पत्तिलयोदयाः ।
भवन्ति किल विश्वात्मंस्तं त्वाद्याहं गतिं गता ॥ ભા. ૧૦;૮૫;૩૧.

(દેવકી કહે છે : હે વિશ્વાત્મા ! હે આદ્ય ! તમારા એક અંશના અંશના પણ અંશ વડે વિશ્વની ઉત્પત્તિ, લય, ને પાછો ઉદય એમ થયાં કરે છે. એવા તમારે શરણે હુ આજે આવી છુ.)

૪૭, ૧૧. तदेजति तन्नैजति । ईश. ५.

(તે હાલે છે, તેમજ તે હાલતુ નથી.)

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥ ईश ९

(જેઓ કેવળ અવિદ્યાની જ ઉપાસના કરે છે તેઓ ઘોર અધારામાં પ્રવેશ કરે છે જેઓ કેવળ વિદ્યામા જ રચ્યાપચ્યા રહે છે તેઓ તો વળી એથીયે ઘોર અધારામા પ્રવેશ કરે છે )

૪૮, ૪ કેવલાદ્વૈત સિવાયના મતો નિર્ગુણ બ્રહ્મને નહીં પણ સગુણ બ્રહ્મને પરમ સત્ય ગણે છે, ને ગીતાએ પણ એ જ મત દર્શાવેલો માને છે. આ વિચારનો એક નમૂનો જુઓ "ગીતાના મત પ્રમાણે, સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર એ પરમ તત્ત્વ છે, અને નિર્ગુણ, નિર્વિશેષ, નિર્વિકલ્પ પરમ સચરૂપ જે બ્રહ્મનું પ્રતિપાદન ઉપનિષદોમા કર્યુ છે તે બ્રહ્મ સ્વત મહાન છે અને ઈશ્વરનું અતિમ અંતસ્તત્ત્વ છે ખરુ, પણ એ બ્રહ્મને સગુણ બ્રહ્મ અર્થાત્ ઈશ્વરે ટકાવી રાખેલુ છે. ૮; ૩ અને ૧૦, ૧૨ મા બ્રહ્મને અક્ષર અને પરમ તત્ત્વ કહેલુ છે, છતાં ૧૪, ૨૭ મા કહ્યુ છે કે આ અમૃત ને અવ્યય એવા પરબ્રહ્મને પણ ઈશ્વર ટકાવી રાખે છે." — દાસગુપ્ત · 'એ હિસ્ટરી ઑફ ફિલોસોફી' વૉ ૨, પૃ ૪૭૪

अनादिमत्परं ब्रह्म (૧૩, ૧૨) એ વચનના શકર અને રામાનુજે પોતપોતાના સિદ્ધાન્તને અનુસરીને જુદા જુદા અર્થો આપ્યા છે न आदिमत् अनादिमत् । किं तत्परं निरतिशयं ब्रह्म ज्ञेयमिति प्रकृतम् । (જેને આદિ એટલે જન્મ નથી તે અનાદિ અનાદિ શુ ? તો કે પર — એટલે કે નિરતિશય નિર્વિશેષ બ્રહ્મ, જેને આ શ્લોકમા જ્ઞેય કહ્યુ છે ) આ શકરનો અર્થ રામાનુજ કહે છે आदिर्यस्य न विद्यते तदनादि । मत्परम्, अहं परो यस्य तन्मत्परम् । (જેનાથી પર હું છુ તે ) અહીં સગુણ બ્રહ્મ એજ પરમ સત્ય છે, એમ રામાનુજે કહ્યુ છે

પણ ભાગવત જેવા ભક્તિના ગ્રન્થમાં પણ કહ્યું છે કે પરમાત્મા સ્વસ્વરૂપે તો નિર્ગુણ જ છે, ને તે ગુણવાન હોય એવો આભાસ થાય છે :

स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया ।
सदसद्रूपया चासौ गुणमय्याऽगुणो विभुः ॥
तया विलसितेष्वेषु गुणेषु गुणवानिव ।
अन्तः प्रविष्ट आभाति विज्ञानेन विजृम्भितः ॥ भा. १; २; ३१-२.

(એ સર્વવ્યાપી ભગવાન પોતે નિર્ગુણ છે, છતાં તેમણે જ છેક શરૂઆતમાં પોતાની, સત્ તેમજ અસત્ રૂપવાળી, ગુણમયી, માયા વડે આ જગતને સરજ્યું હતું. એ માયાએ પસારેલા આ ગુણોની અંદર ભગવાને પ્રવેશ કરેલો હોવાથી તે ગુણવાન અર્થાત્ સગુણ હોય એવો આભાસ થાય છે. પણ વસ્તુતાએ તો તે ચૈતન્યશક્તિ વડે જ પ્રકાશે છે.)

अनादिरात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः । भा. ३; २६; ३.

(અનાદિ એવો આત્મા તે જ પુરુષ કહેવાય છે. તે નિર્ગુણ છે, અને પ્રકૃતિથી પર છે.)

भक्त्या ह्यसङ्गः सदसत्यनात्मनि स्यान्निर्गुणे ब्रह्मणि चाञ्जसा रतिः ।
भा. ४; २२; २५.

(ભક્તિને લીધે, સદસત્ એવા અનાત્મા પરથી આસક્તિ ઊતરી જાય છે, અને નિર્ગુણ બ્રહ્મ ઉપર જલદી અનુરાગ ઉત્પન્ન થાય છે.)

गृहीतमायोरुगुणः सर्गादावगुणः स्वतः । भा. १; ६; ३०.

(ભગવાન પોતે નિર્ગુણ છે, છતાં સૃષ્ટિના આરંભ સમયે માયાના અનેક ગુણો ધારણ કરે છે.)

अजोऽनुबद्धः स गुणैरजाया गुणात्परं वेद न ते स्वरूपम् । भा. १०; ४०; ३.

(બ્રહ્મા પોતે પણ માયાના ગુણોથી બંધાયેલા હોઈ, ગુણોથી પર એવા તમારા સ્વરૂપને જાણી શકતા નથી.)

एकस्त्वमेव सदसद् द्वयमद्वयं च स्वर्णं कृताकृतमिवेह न वस्तुभेदः ।
अज्ञानतस्त्वयि जनैर्विहितो विकल्पो यस्माद् गुणव्यतिकरो निरुपाधिकस्य ॥
भा. ८; १२; ८.

(જેમ ઘડીને આકૃતિરૂપ બનાવેલું સોનું, અને ન ઘડેલું આકૃતિ વિનાનું સોનું, તે એક જ સોનું છે, તેમ સત્ તથા અસત્, અને દ્વૈત તથા અદ્વૈત તમે જ છો. વસ્તુતઃ તમારામાં કંઈ ભેદ નથી. છતાં લોકોએ અજ્ઞાનને લીધે તમારામાં ભેદ કલ્પેલો છે. તમે તો નિરુપાધિક છો. છતાં તમારે વિષે ભેદ જોવામાં આવે છે તે ગુણોનું જ પરિણામ છે.)

આ મુશ્કેલીમાંથી રસ્તો કાઢવા રામાનુજે દર્શાવ્યું કે 'નિર્ગુણ' શબ્દનો અર્થ બધે 'હેયગુણથી રહિત' એવો કરવો. निर्गुणवादश्च परस्य ब्रह्मणो हेयगुणासंबन्धादुपपद्यते । ગી. રા. ભા. ૧૩; ૨. (પરબ્રહ્મને નિર્ગુણ કહેલું છે ત્યાં, પરબ્રહ્મ હેય ગુણ વિનાનું છે એમ માનવાથી અર્થ બરાબર બેસે છે.)

પરમાત્મા સ્વસ્વરૂપે નિર્ગુણ, નિર્વિશેષ, નિર્વિકલ્પ છે; અને જગતમાં છે તેમ જગતની પાર પણ છે; એ બતાવનારાં વચનો ભારતીય તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં છેક ઋગ્વેદકાળથી માંડીને પુષ્કળ મળી આવે છે. દાખલા તરીકે ભાગવતમાં આપેલી ગજેન્દ્રની સ્તુતિનાં આ વચનો જુઓ :

यस्मिन्निदं यतश्चेदं येनेदं य इदं स्वयम् ।
सोऽस्मात्परस्माच्च परस्तं प्रपद्ये स्वयंभुवम् ॥
सोऽहं विश्वसृजं विश्वमविश्वं विश्ववेदसम् ।
विश्वात्मानमजं ब्रह्म प्रणतोऽस्मि परं पदम् ॥
स वै न देवासुरमर्त्यतिर्यङ् न स्त्री न षण्ढो न पुमान्न जन्तुः ।
नायं गुणः कर्म न सन्न चासन्निषेधशेषो जयतादशेषः ॥

ભા. ૮; ૩; ૩, ૨૬, ૨૪.

(જેમની અંદર આ જગત સમાઈ ગયેલું છે, જેમના સ્વરૂપમાંથી આ જગત ઉત્પન્ન થયું છે, જે આ જગતને રચે છે, જે પોતે જગદ્રૂપ છે, અને આ પરથી પણ પર કોઈ પરાત્પર છે, તે સ્વયંભૂને શરણે હું જાઉં છું. જે વિશ્વના સર્જક છે, વિશ્વરૂપ છે, વિશ્વથી પર છે, વિશ્વના જ્ઞાતા છે, વિશ્વના આત્મા છે, એવા પરમપદરૂપ અજન્મા બ્રહ્મને હું પ્રણામ કરું છું. એ ભગવાન નથી દેવ, નથી અસુર નથી મનુષ્ય, નથી તિર્યંચ, નથી સ્ત્રી, નથી ષંઢ, નથી પુરુષ, નથી જન્તુ, નથી ગુણ, નથી કર્મ, નથી સત્, નથી અસત્. આ સર્વ નિષેધો કરતાં પણ તે બાકી રહી જાય છે, અર્થાત્

તેની હસ્તીનો નિષેધ કરી શકાતો નથી. તેમજ તે સર્વરૂપ છે, ને તેની બહાર કશું નથી. એવા ભગવાનનો જય થાઓ.)

निरस्तविशेषो जयतादशेषः એ વચનને વિષે આચાર્ય ધ્રુવે કહ્યું છે: "ઈશ્વર વિશ્વરૂપ છે તેમજ પરાત્પર છે, એ વસ્તુની આના કરતાં વધારે સંક્ષિપ્ત વ્યાખ્યા પૂર્વ ને પશ્ચિમનાં તત્ત્વજ્ઞાનમાં ક્યાંયે આપેલી હોય એવું મારાં જાણવામાં નથી." — 'આપણો ધર્મ', પૃ. ૭૮૮. એજ સંદર્ભમાં કહ્યું છે કે ગજેન્દ્રે 'નિર્વિશેષ'ની સ્તુતિ કરી હતી. ભા. ૮; ૩; ૩૦.

નિર્ગુણ બ્રહ્મ માનનારને જ માયાવાદ સ્વીકારવાનું રહે છે. નિર્ગુણબ્રહ્મવાદનો નિષેધ કરનાર સગુણબ્રહ્મવાદી વિચારકો, 'નિર્ગુણ' એટલે 'હેય ગુણ વિનાનો' અને 'કલ્યાણગુણવાળો' એવો અર્થ કરીને, માયાવાદ માનવાની મુસ્કેલીમાંથી છૂટી ગયા છે, એ ખરું. પણ તેમણે પોતાને માટે બીજી એક મુસ્કેલી ઊભી કરી છે. બ્રહ્મ જો 'હેયગુણરહિત' હોય, તો 'હેયગુણ'નું ઉત્પાદક કોણ? ત્યાં બ્રહ્મ સિવાય કોઈ 'ઈતર' તત્ત્વ માનવું પડે છે. આનો ઉલ્લેખ કરીને રાધાકૃષ્ણન કહે છે: "સત્, શુભ, પુણ્ય અન્તે અસત્, અશુભ, પાપ ઉપર વિજય મેળવે છે, એવી પાકી ખાતરી આપણાથી ક્યારે રાખી શકાય? ઈશ્વર શુભ અર્થાત્ કલ્યાણ ગુણવાળો છે, અને અશુભ અર્થાત્ અસત્નું ઉત્પાદક એવું કોઈ બીજું તત્ત્વ ઈશ્વરનો વિરોધ કરી રહ્યું છે, એમ માનવાથી આવી ખાતરી મળતી નથી. સગુણ ઈશ્વર તે જ્યારે અદ્વૈતવાદીઓનું નિર્ગુણ બ્રહ્મ બને (એ બ્રહ્મ સપૂર્ણ હોઈ, સત્ અને અસત્, શુભ અને અશુભ, હેય અને ઉપાદેય વગેરે દ્વન્દ્વોથી પર છે) ત્યારે જ આપણે એમ કહી શકીએ કે પાપ એ એક નિષેધાત્મક તત્ત્વ છે; તેનું આયુષ્ય અલ્પ છે; અને અન્તે તેનો પરાજય અથવા વિલય થયા વિના રહેવાનો જ નથી." — 'ધી રેઈન ઑફ રિલિજિયન', પૃ. ૧૩૮.

૪૮; ૧૭. પર બ્રહ્મ અને અપર બ્રહ્મની વ્યાખ્યા શંકરે આ પ્રમાણે આપી છે:

यत्राविद्याकृतनामरूपादिविशेषप्रतिषेधादस्थूलादिशब्दैर्ब्रह्मोपदिश्यते तत्परम्। तदेव यत्र नामरूपादिविशेषेण केनचिद् विशिष्टमुपासनायोपदिश्यते 'मनोमयः प्राणशरीरो भारूपः' इत्यादिशब्दैस्तदपरम्। ब्र. सू. शां. भा. ४; ३; १४.

( અવિદ્યાએ કરેલા નામ રૂપ આદિ વિશેષનો નિષેધ કરીને, ' અસ્થૂલ ' વગેરે શબ્દોથી જે બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવે છે, તે પર બ્રહ્મ છે. તેને જ જ્યાં, ઉપાસના માટે, કોઈ નામ રૂપ આદિ વિશેષ લગાડીને — દાખલા તરીકે ' તે મનોમય છે, પ્રાણરૂપી શરીરવાળો છે, તેજસ્વી રૂપવાળો છે ' વગેરે શબ્દોથી — ઉપદેશ કરવામાં આવે છે ત્યાં તે અપર બ્રહ્મ છે. )

परं चेज्ज्ञातव्यमपरं चेत्प्राप्तव्यम्। કઠ. શાં. ભા. ૧; ૨; ૧૬.

( પરબ્રહ્મને જાણવાનું; અને અપરબ્રહ્મને પ્રાપ્ત કરવાનું. )

ઉપાસના તો સગુણ બ્રહ્મની જ કરી શકાય, એમ શંકરે પણ કહ્યું છે; તે એવા સગુણ રૂપના વર્ણનમાં તે કંઈ વાંધો જોતા નથી.

निर्गुणमपि सद् ब्रह्म नामरूपगतैर्गुणैः सगुणमुपासनार्थं तत्र तत्रोपदिश्यत इत्येतदप्युक्तमेव। सर्वगतस्यापि ब्रह्मण उपलब्ध्यर्थं स्थानविशेषो न विरुध्यते, शालग्राम इव विष्णोरित्येतदप्युक्तमेव। બ્ર. સૂ. શાં. ભા. ૧; ૨; ૧૪.

( બ્રહ્મ નિર્ગુણ છે; છતાં, ઉપાસના માટે, નામરૂપમાં રહેલા ગુણો વડે સગુણ હોય એવી રીતે ઠેકઠેકાણે તેનું વર્ણન કરવામાં આવે છે; એમ પણ અમે કહી ગયા છીએ. બ્રહ્મ સર્વવ્યાપી છે; છતાં, ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિને સારુ, બ્રહ્મને અમુક સ્થાનમાં રહેલું વર્ણવ્યું હોય — જેમકે શાલગ્રામમાં વિષ્ણુ છે એમ કહ્યું હોય — તો તેમાં વિરોધ આવતો નથી, એમ પણ અમે કહ્યું છે. )

" શાંકર સિદ્ધાન્ત પ્રમાણે નિર્ગુણ અને સગુણ એવાં બે બ્રહ્મ નથી, તેમ એકલું નિર્ગુણ છે અને સગુણ નથી એમ પણ નથી, પણ સગુણ જ ઠીકઠીક વિચાર કરતાં, અર્થાત્ પરમાર્થતઃ નિર્ગુણ જ છે એમ સમજાય છે. આમ હોઈ આપણા સર્વ વ્યવહાર માટે બ્રહ્મ સગુણ છે એમ માનીને ચાલીએ તો એમાં શાંકર વેદાન્તનો વિરોધ નથી." — આ. બા. ધ્રુવ : ' આપણો ધર્મ ', પૃ. ૧૯૫. " માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડી બ્રહ્મ સગુણ બને છે, ત્યારે જ એને મનુષ્ય ગ્રહી શકે છે, વિષય કરી શકે છે. પણ નિર્ગુણ અને સગુણ એવી બે ભિન્ન વસ્તુઓ નથી, એક જ વસ્તુનું બે રૂપે કથન છે : સ્વસ્વરૂપમાં, પરમાર્થસ્વરૂપમાં, જે નિર્ગુણ છે તે જ આપણાં જ્ઞાન ભક્તિ આદિના વિષયરૂપે સગુણ છે. એક જ વસ્તુનાં બે રૂપ છે એમ પણ નથી, કારણ એક અખંડ

બ્રહ્મમાં બે રૂપ હોવાનો સંભવ જ નથી. એક વસ્તુનું બે રૂપે કથન માત્ર છે. એમાં પણ સગુણ જ મુખ્ય કથનવિષય છે; નિર્ગુણ તો અધિષ્ઠાનમાત્ર હોઈ 'नेति नेति' આદિ વાક્યો વડે ફક્ત લક્ષણા દ્વારા કથાય છે." — એજન, પૃ ૨૬૦. "સગુણનું અધિષ્ઠાન નિર્ગુણ છે એ ભૂલવાનું નથી." — એજન, પૃ. ૨૭. "જગતનું કારણ તો હમેશાં સગુણ જ માનવામાં આવે છે. નિર્ગુણવાદમાં સગુણનો સ્વીકાર નથી એમ માનવું જ ભૂલભરેલું છે... નિર્ગુણવાદીઓનું કહેવું એટલું જ છે કે સગુણવાદીઓ જેમ ગુણ અને ગુણી એવાં બે તત્ત્વોને છેવટનાં માની અટકે છે તેમ ન અટકતાં એ બંને તત્ત્વોનો ખુલાસો એક પરમતત્ત્વથી કરવો જોઈએ." — એજન, પૃ. ૩૪૧.

આ વિષયના રાધાકૃષ્ણનના વિવેચન માટે જુઓ 'હિંદુ ધર્મ', પૃ. ૧૮૧–૨; 'હિંદુ જીવનદર્શન', પૃ. ૨૫–૬; 'મહાભારત', પૃ. ૪૭–૮, ૧૪૩–૪. વળી : "ઈશ્વર, જે આ જગતનો કર્તા, ભર્તા, ને કર્માધ્યક્ષ છે, તેને પરબ્રહ્મ સાથે જરા પણ સંબંધ નથી એવું નથી. ઈશ્વર એ માણસની દૃષ્ટિએ દેખાતું પરબ્રહ્મ છે. ... પરમ તત્ત્વને આપણે જ્યારે જગતથી અલગ પાડીને જોઈએ ત્યારે તેને પરબ્રહ્મ કહીએ છીએ; જગત સાથેનો તેનો સંબંધ ધ્યાનમાં રાખીને બોલીએ ત્યારે તેને ઈશ્વર કહીએ છીએ. નિર્ગુણ બ્રહ્મ એ સગુણ ઈશ્વરનું જગતની હસ્તી પહેલાંનું રૂપ છે; સગુણ ઈશ્વર એ પરબ્રહ્મનું જગતની દૃષ્ટિએ દેખાતું રૂપ છે." — રાધાકૃષ્ણન : 'ઍન આઈડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ', પૃ ૩૪૪–૫. "પરમાત્માનાં નિર્ગુણ અને સગુણ રૂપને વિચારમાં છૂટાં પાડી શકાય, પણ જીવનમાં છૂટાં પાડી શકાતાં નથી." — રાધાકૃષ્ણન : 'ઈસ્ટર્ન રિલિજિયન્સ ઍંડ વેસ્ટર્ન થૉટ', પૃ. ૨૯૨.

નિર્ગુણ અને સગુણના વિરોધાભાસનો પરિહાર, અથવા બેનો સમન્વય, ભક્તિના નિરૂપણમાં પણ કરેલો છે. દા. ત. :

अंतरी भोगी चैतन्यघन । बाहेरी उघडितां नयन ।<br>
आनंदविग्रही श्रीकृष्ण । मूर्ति सपूर्ण सन्मुख देखे ॥<br>
ह्मणे श्रीकृष्ण चैतन्यघन । चैतन्यविग्रही श्रीकृष्ण ।<br>
सगुणनिर्गुणरूपें जाण । ब्रह्म परिपूर्ण श्रीकृष्ण ॥

सगुण निर्गुण स्वरूपें दोन्ही । भोगावया आवडी ज्याचे मनीं ।
तेही स्थितीच्या गुह्य दानीं । कृपाळुपणीं समर्थ ॥
तें कृष्णकृपेस्तव जाण । फिटलें उद्धवाचें दुर्बळपण ।
सगुण निर्गुण एक कृष्ण । हे खूण संपूर्ण बाणली ॥ ए. भा २१, ४३

(ઉદ્ધવે અતરમા ચૈતન્યઘન — અર્થાત્ નિર્ગુણ, નિરાકાર, ચિન્માત્ર એવા — શ્રીકૃષ્ણનુ દર્શન કર્યું પછી આખ ઉઘાડીને બહાર નજર નાખી તો સાકાર — મૂર્તિમાન આનદરૂપ શ્રીકૃષ્ણની આખી મૂર્તિ સામે ઊભેલી જોઈ એટલે કહેવા લાગ્યા કે શ્રીકૃષ્ણ કેવળ ચૈતન્ય, ચિન્માત્ર — નિર્ગુણ, નિરાકાર — પણ છે, અને દેહધારી અર્થાત્ સાકાર ચૈતન્ય પણ છે પૂર્ણ બ્રહ્મ એવા શ્રીકૃષ્ણ સગુણ અને નિર્ગુણ બને રૂપવાળા છે કોઈ ભક્તને એમના સગુણ અને નિર્ગુણ બને સ્વરૂપનો અનુભવ કરવો હોય, તો ગુરુ કૃપા કરીને એ બને સ્થિતિનું દાન કરવાનુ સામર્થ્ય ધરાવે છે આમ કૃષ્ણની કૃપા વડે ઉદ્ધવની નિર્બળતા દૂર થઈ, અને સગુણ કૃષ્ણ તેમજ નિર્ગુણ કૃષ્ણ એક જ છે એ વાત એમના મનમા પૂરેપૂરી ઠસી ગઈ)

૪૮, ૨૫ ભાગવતે એક જગાએ કૃષ્ણને 'સ્વય ભગવાન' કહ્યા છે ખરા, પણ બીજી જગાએ 'અંશાવતાર' પણ કહ્યા છે दिष्ट्याम्ब ते कुक्षिगत पर पुमानंशेन साक्षाद् भगवाभवाय न । भा १०, २, ४१ (હે મા! સાક્ષાત્ પરમ પુરુષ ભગવાન અમારુ કલ્યાણ કરવાને તમારા ઉદરમાં આવ્યા છે તે બહુ સારુ થયુ છે) વળી જુઓ ભા ૧૦, ૧, ૨ ૧૦, ૨, ૬, ૧૬, ૧૮ ૧૦, ૬૧, ૪૬ ૧૦, ૪૨, ૨૨

"ગીતાનો અવતારી કૃષ્ણ થોડા વિચારશીલ લોકોને માટે જ છે પણ ભાગવતનો અવતારી કૃષ્ણ ભારતવર્ષના કરોડો સ્ત્રીપુરુષોનાં પ્રેમળ હૈયામા વિરાજમાન થયેલો છે" — ડી એસ શર્મા 'ધી રેનેસા ઓફ હિંદુઇઝમ' પૃ ૪૬

૪૮, ૬ એનુ વાહન ગરુડ તે વેદ છે छन्दोमयेन गरुडेन । भा ८, ३, ३१

૪૮, ૧૫ अवतीर्णोऽसि विश्वात्मन्भूमेर्भारापनुत्तये । भा १०, २७, २१ (હે વિશ્વાત્મન્, તમે ભૂમિનો ભાર ઉતારવાને અવતાર લીધો છે)

જુઓ ભા ૧૦, ૩૩, ૨૭ વળી यदस्यावतारो भूतानां क्षेमाय च भवाय च । ભા ૧, ૧, ૧૩ (જેનો જન્મ જગતની રક્ષા ને આબાદી માટે છે) ભાગવત તો કહે છે કે હરિના અવતાર અસખ્ય છે अवतारा ह्यसङ्ख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः । ભા ૧, ૩, ૨૬ (હે બ્રાહ્મણો, સત્ત્વના ભડારરૂપ એવા હરિના અસખ્ય અવતારો છે.)

૫૦, ૧૬ સરખાવો "અવતાર એટલે શરીરધારી પુરુષવિશેષ જીવમાત્ર ઈશ્વરનો અવતાર છે, પણ લૌકિક ભાષામા બધાને આપણે અવતાર નથી કહેતા જે પુરુષ પોતાના યુગમા સૌથી શ્રેષ્ઠ ધર્મવાન છે તેને ભવિષ્યની પ્રજા અવતારરૂપે પૂજે છે આમા કઈ દોષ નથી લાગતો, એમા નથી ઈશ્વરની મોટાઈને ઝાખપ, નથી એમા સત્યને આઘાત 'આદમ ખુદા નહિ લેકિન ખુદાકે નૂરસે આદમ જુદા નહિ' જેનામાં ધર્મજાગૃતિ પોતાના યુગમા સહુથી વધારે છે તે વિશેષાવતાર છે એ વિચારશ્રેણીએ કૃષ્ણરૂપી સપૂર્ણાવતાર આજે હિંદુ ધર્મમાં સામ્રાજ્ય ભોગવે છે" —ગાંધીજી 'અનાસક્તિયોગ', પ્રસ્તાવના, પૃ ૭

૫૧, ૨૫ આ સસારની ઉત્પત્તિ શા માટે થઈ છે તે આપણે કળી શકતા નથી "આપણે નાટકશાળામા પ્રેક્ષકો માટેના 'પીટ' કનામમાં બેઠેલા છીએ પડદા પાછળ શુ ચાલી રહ્યુ છે એ જાણવુ આપણે માટે અતિ કઠણ — અશક્યવત્ — છે એ માયા છે — ગૂઢ, અકળ વસ્તુ છે, ને આપણે પૂજ્યભાવે તેનો સ્વીકાર કર્યે છૂટકો છે" — રાધાકૃષ્ણન 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ', પૃ ૩૪૪

૫૧, ૨૮ "'અવિદ્યા' શબ્દ, જે શાકરવેદાન્તમાં ઘણો પ્રસિદ્ધ છે, તે ગીતામાં ક્યાયે વપરાયેલો નથી. 'અજ્ઞાન' શબ્દ અનેક વેળા વપરાયો છે ખરો, પણ એમાથી એકે જગાએ તેમા કશો ખાસ પારિભાષિક અર્થ નથી તેનો અર્થ તો જ્ઞાનનો અભાવ અથવા ભ્રમ છે, તે તમસને લીધે નીપજે છે (अज्ञानं तमसः फलम्), અને તે પાછો તમસને પેદા કરે છે (तमस्त्वज्ञानजं विद्धि)" — દાસગુપ્ત 'એ હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલૉસૉફી' વૉ ૨, પૃ ૪૭૮

શાંકરવેદાન્તીઓમા કેટલાક માયા અને અવિદ્યાને એક માને છે, બીજા કેટલાક જુદી માને છે આ બીજા વર્ગના માયા પ્રભુની અને અવિદ્યા જીવની ગણે છે. તેઓ કહે છે કે "જીવનુ જીવપણુ એનુ જ નામાન્તર અવિદ્યા છે, અને અવિદ્યાનુ પ્રતીત થવુ એમા જ જીવનુ જીવપણુ છે— અર્થાત્ જીવભાવ અને અવિદ્યા એક જ વસ્તુસ્થિતિના બે નામ છે "— આ બા ધ્રુવ 'આપણો ધર્મ', પૃ ૨૯૯

૫૨, ૩ य इद मायया देव्या सृजत्यवति हन्त्यज । भा १, ८, १६

(એ અજન્મા ઇશ્વર આ જગતને માયા દેવી વડે સરજે છે, ટકાવી રાખે છે, ને હણે છે)

૫૨, ૨૭ मायाजवनिकाच्छन्नमात्मान कालमीश्वरम् । भा १०, ८४, २३

(તમે સર્વના આત્મા, અને કાળરૂપ, એવા ઇશ્વર માયરૂપી પડદાથી ઢકાયેલા છો)

૫૨, ૨૯ कार्यं हि कारणस्यान्तर्वर्ति भवति । गी शां भा ८, २० (કાર્ય કારણની અદર સમાઈ ગયેલુ હોય છે) આને 'સત્કાર્યવાદ' કહે છે આથી ઊલટો તે અસત્કાર્યવાદ અસત્કાર્યવાદ કહે છે કે વસ્તુ ઉત્પન્ન થાય તે પહેલા તેનો અભાવ હોય છે, તથા તે નાશ પામે પછી પણુ તેનો અભાવ થાય છે પહેલા અભાવને તે 'પ્રાગભાવ', અને બીજાને 'પ્રધ્વંસાભાવ', કહે છે. ન્યાય–વૈશેષિક દર્શન આ વાદને સ્વીકારે છે

સત્કાર્યવાદ કહે છે કે કોઈ પણ વસ્તુ અસત્ અથવા શૂન્યમાથી નવી ઉત્પન્ન થતી નથી એટલે વસ્તુ 'ઉત્પન્ન થઈ' એમ ન કહેવાય તે વસ્તુ તેના ઉપાદાનકારણની અંદર તો હયાત હોય છે જેમકે ઘડો અને મુગટ માટી અને સોનાની અંદર તો મોજૂદ હોય જ છે તે નવા ઉત્પન્ન થતા નથી, પણ માટી અને સોનાની અદરથી — અર્થાત્ તેમના કારણમાંથી — જુદા જુદા ઘાટરૂપે પ્રગટ થાય છે, ને ક્યારેક તે જ કારણમા વિલીન થઈને અદૃશ્ય થઇ જાય છે એટલે ખરુ જોતાં એમ કહેવુ જોઈએ કે ઘટ અને મુકુટનો — અર્થાત્ કાર્યનો — 'આવિર્ભાવ' અને 'તિરોભાવ' થાય છે અસત્કાર્યવાદીઓ જેને પ્રાગભાવ અને પ્રધ્વંસાભાવ કહે છે તે સ્થિતિમા આ જુદા જુદા ઘાટ — અર્થાત્

કાર્ય — તેના મૂળ ધાતુમાં સમાઈ ગયેલા હોઈ કાર્યરૂપે દેખાતા નથી. વર્તમાન સ્થિતિમાં તેની માત્ર 'અભિવ્યક્તિ' થાય છે બીજી રીતે કહીએ તો, કાર્ય નિત્ય છે, ને અતીત, વર્તમાન, અને અનાગત એ એની ત્રણ જુદી જુદી અવસ્થા છે तस्मान्नित्यस्यैव कार्यस्यातीतानागतवर्तमानावस्थाभेदा एव वक्तव्या । વિજ્ઞાનભિક્ષુ सांख्यप्रवचनभाष्य, सूत्र ८२ नासतो विद्यते भावो नाभावो विद्यते सत એમ ગીતાએ કહ્યું છે તેમાં આ સત્કાર્યવાદ રહેલો છે સાંખ્ય અને પરિણામવાદી વેદાન્ત આ વાદ સ્વીકારે છે સ્યાદ્વાદવાદી જૈન માને છે કે સત્કાર્યવાદ અને અસત્કાર્યવાદ બન્ને જુદી જુદી દૃષ્ટિએ ખરા હોઈ, એક જ સત્યની બે બાજુઓ છે

શાંકરવેદાન્ત અનુસાર કાર્ય તે કારણથી અભિન્ન નથી તેમ ભિન્ન પણ નથી, તેમ તે કારણથી અભિન્ન અને ભિન્ન બન્ને પણ હોઈ શકે નહીં તેને આ બેમાંથી એકે રીતે વર્ણવી શકાતું નથી, તેથી તે અનિર્વચનીય છે તે સત્ નથી ને અસત્ પણ નથી, તે તો અનિર્વચનીય — અર્થાત્ મિથ્યા — છે આ વાદને 'અનિર્વચનીયકાર્યતાવાદ' કહી શકાય. આ મુદ્દાના સવિસ્તર વિવેચન માટે જુઓ ધ્રુવ સ્યા મ, ટિપ્પણો, પૃ ૩૫-૯ ઉપરની વીગતો આને આધારે આપેલી છે

અહીં ધ્રુવ અને દાસગુપ્ત એક અગત્યનો મુદ્દો ઊભો કરે છે ધ્રુવ કહે છે "આ અનિર્વચનીયકાર્યતાવાદને ભૂલથી કેટલીકવાર સત્કાર્યવાદથી અભિન્ન ગણવામાં આવે છે અથવા તેના પેટામા મૂકવામાં આવે છે વસ્તુતાએ એ સત્કાર્યવાદ નથી, પણ સત્કારણવાદ છે' — એજન, પૃ ૩૭

તેમણે જ દાસગુપ્તનો આ મત સમતિપૂર્વક નોંધ્યો છે "વેદાન્ત અને સાંખ્ય બન્નેના કાર્યકારણ વિષેના સિદ્ધાન્તને પણ કેટલીકવાર સત્કાર્યવાદ કહેવામા આવે છે પણ ખરુ કહીએ તો, કેટલાક સૂક્ષ્મદર્શી વિવેચકોએ બતાવ્યુ છે તેમ, કાર્યકારણ વિષેના વેદાન્તના મતને 'સત્કારણવાદ' કહેવો જોઈએ, કેમકે તે મત અનુસાર કેવળ કારણ જ સત્ય છે, ને સર્વ કાર્યો તે કારણના આભાસો અથવા વિવર્તો છે પણ સાંખ્યમત અનુસાર, કાર્ય તે કારણની અંદર તિરોભૂત રૂપે પડેલું જ છે, ને તેથી તે નિત્ય અને સત્ છે" — દાસગુપ્ત 'એ હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલૉસૉફી' વૉ ૧, પૃ ૨૫૮

આ દેખીતી મુશ્કેલીમાં પણ સ્યાદ્વાદની અનેકાન્તિક દૃષ્ટિ આપણને મદદ કરે છે એની ભાષા વાપરીને કહીએ તો, જુદી જુદી દૃષ્ટિએ ઉપરની બને વાત સાચી છે શાંકરવેદાન્ત પારમાર્થિક દૃષ્ટિએ જગતની ઉત્પત્તિ નથી માનતો, જગતને બ્રહ્મનો વિવર્ત માને છે, અને તેને મિથ્યા અર્થાત્ અનિર્વચનીય કહે છે, એ સાવ સાચુ છે અને તેથી, ધ્રુવ અને દાસગુપ્ત કહે છે તેમ, તે પારમાર્થિક દૃષ્ટિએ સત્કાર્યવાદી નથી પણ સત્કારણવાદી છે

પણ વ્યાવહારિક દૃષ્ટિએ તો શકર એમ માને જ છે કે જગતને ઈશ્વરે પોતાના સ્વરૂપમાંથી સરજ્યું વ્યાવહારિક દૃષ્ટિએ જગતની હસ્તી તેઓ સાચી માને છે અર્થાત્ તેઓ વ્યાવહારિક અવસ્થાની દૃષ્ટિએ માયાવાદી કે વિવર્તવાદી નથી, પણ બાદરાયણવાદી છે, અથવા કહો કે બ્રહ્મપરિણામવાદી, પ્રકૃતિ પરિણામવાદી, સત્કાર્યવાદી, સગુણબ્રહ્મવાદી, જ્ઞાનકર્મસમુચ્ચયવાદી, ઉપાસના કે ભક્તિમાર્ગી વગેરે બધુ જ છે એક વાક્યમા કહેવુ હોય તો એમ કહી શકાય કે શકર પારમાર્થિક દૃષ્ટિએ વિવર્તવાદી, ને વ્યાવહારિક દૃષ્ટિએ પરિણામવાદી, છે તેમણે પોતે સાવ સ્પષ્ટ શબ્દોમાં આ વાત કહી છે एव परमार्थावस्थायां सर्वव्यवहाराभाव वदन्ति वदान्ता सर्वे। व्यवहारावस्थायां तूक्त श्रुतावपी श्वरादिव्यवहार । ब्र सू शां भा २, १, १४ (આમ પરમાર્થઅવસ્થામાં ભેદમૂલક સર્વ વ્યવહારનો અભાવ હોય છે, એમ વેદાન્તનાં સર્વ વચનો કહે છે પણ વ્યવહારઅવસ્થામાં તો ઈશ્વર સૃષ્ટિનું સર્જન કરે છે વગેરે વર્ણનો શ્રુતિમા પણ આપેલાં છે ) તેથી જ તેમણે યોગાચાર અને માધ્યમિક બૌદ્ધોના વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ સામે સત્કાર્યવાદ અને સત્કારણવાદ બનેનું સમર્થન કર્યું છે જુઓ ब्र शां भा १, २, १

વ્યવહારની અવસ્થાએ ઊભેલા શકરને રામાનુજ, વલ્લભ, સેશ્વર સાખ્ય વગેરે સગુણબ્રહ્મવાદીઓ તથા બ્રહ્મપરિણામવાદીઓ સાથે મહત્ત્વનો ભેદ રહેલો નથી આ વાત જરાયે નવી નથી, ઘણા સમર્થ વિવેચકોએ ફરીફરીને કહી છે એ જો સમજાય તો ઘણા નકામા ઝઘડા મટી જાય ભેદ મુખ્યત્વે એક જ વાતમાં છે શકર, ઉપનિષદોના ચિન્તકોની ભાવનાને અનુસરીને, કહે છે કે જેને નિત્ય ને અવિનાશી એવુ પરમ તત્ત્વ શોધવુ છે તેનાથી સગુણ બ્રહ્મ, ને તેમા ગર્ભિત રીતે રહેલા દ્વૈત, આગળ અટકી ન

જવાય. જગતની દેખીતી વાસ્તવિકતાની — નામરૂપની — નીચે ઊતરીને તેવું જોવું જ જોઈએ. પારમાર્થિક દૃષ્ટિ એટલે જ ફિલસૂફની દૃષ્ટિ. એ દૃષ્ટિએ જોતાં તો, ઉપનિષદના ઋષિઓએ જોયેલું તેમ, બ્રહ્મ નિર્ગુણ — અર્થાત્ નિરુપાખ્ય, નિર્વિશેષ, નિરુપાધિક, અનવચ્છિન્ન — જ દેખાય; અને નિરંતર રૂપાન્તર પામતા જગતની હસ્તી આપેક્ષિક જ દેખાય. આમ અદ્વૈતવાદના પેટામાં બીજા સેશ્વર વાદોનો સમાવેશ થતો હોવાથી, શાંકરમતને બીજા સેશ્વરવાદીઓ સાથે લડાઈ ટંટામાં ઊતરવાનું ઓછામાં ઓછું હોઈ શકે. આવા કંઈક આશયથી જ કદાચ ગૌડપાદે કહ્યું હશે કે "દ્વૈતવાદીઓ ભલે માંહોમાંહે લડે, અદ્વૈતવાદને કોઈની જોડે વિવાદ નથી ને વિરોધ નથી (अविवादोऽविरुद्धश्च); અને એ માંહોમાંહે વિવાદ કરનારાઓ (विवदन्तः परस्परम्) ની જોડે અમે અદ્વૈતવાદીઓ તો લડતા નથી; કેમકે અદ્વૈતદર્શનને કોઈ જોડે વિવાદ છે જ નહીં. विवदामो न तैः सार्धमविवादं निबोधत। માં. કા. ૪; ૫."

૫૩; ૨. *Real* અને *Unreal* માટે અનુક્રમે 'વસ્તુ' અને 'અવસ્તુ' શબ્દો પણ વપરાયા છે. વે. સા. ૩૩. Realist અને Idealist માટે મધુસૂદને અનુક્રમે 'પ્રપંચપરમાર્થતાવાદી' અને 'પ્રપંચાનૃતવાદી' એ શબ્દો વાપર્યા છે. ગી. મધુ. ૬; ૨૯. Realist ને માટે શંકરે 'બાહ્યાર્થવાદી' શબ્દ વાપર્યો છે.

૫૩; ૭. શંકરના 'માયાવાદ' વિષે રાધાકૃષ્ણને કરેલું નીચેનું વિવેચન બહુ અગત્યનું છે :

"ગૌડપાદ એવી દલીલ કરે છે કે 'જે આદિ અને અન્તમાં હસ્તી ધરાવતું નથી તેની હસ્તી વર્તમાનમાં પણ નથી.' (आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा। માં. કા. ૨; ૬.) બીજા શબ્દોમાં, જગતની વસ્તુઓ અનિત્ય છે. જગત એ માયા છે, એટલે કે નાશ પામે છે, પણ ઈશ્વર તો નિત્ય ને અવિનાશી છે. વિકાર, કાર્યકારણ, પ્રવૃત્તિ એ બધી સાન્ત ને પરિમિત વસ્તુઓ છે; અને નિત્ય ને અવિનાશી એવો પરમાત્મા એમનાથી પર છે. ઈશ્વર એ વિશ્વની હસ્તીનો ખુલાસો કરવાનું કે માનવસમાજને સુધારવાનું નર્યું સાધન નથી.

"શંકરે માયાવાદનું વ્યવસ્થિત પ્રતિપાદન કર્યું મનાય છે તે ખરું છે.

તેઓ આપણને કહે છે કે પરમ સત્ય નિર્વિકાર છે, અને તેથી માનવી સંસાર જેવા નિરંતર બદલાતા પદાર્થને પારમાર્થિક સત્તા નથી. છતાં, જે પારમાર્થિક અથવા સંપૂર્ણ સત્ય નથી તેને સાવ પ્રાતિભાસિક અથવા મૃગજળ જેવું માની લેવા સામે તેઓ આપણને ચેતવે છે જગતને વ્યાવહારિક સત્તા છે, તે પ્રાતિભાસિક સત્તાથી સાવ જુદી જ છે માણસને થતી પ્રતીતિ નથી પારમાર્થિક કે નથી પ્રાતિભાસિક દૃશ્ય જગત એ પારમાર્થિક સત્ય નથી, એટલા જ પરથી એમ ફલિત થતું નથી કે તે ઝાંઝવાંના જળ જેવો નિરર્થક ભ્રમ છે જગત સત્ નથી એ ખરું, પણ તે કેવળ પડછાયો પણ નથી (ગૌડપાદ પણ કહે છે मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः । માં કા ૧, ૧૭ આ દ્વૈત માયારૂપ છે, પણ અદ્વૈત તે પરમાર્થ સત્ય છે માયા એટલે અસત્ અર્થાત્ હસ્તીનો અભાવ નહીં કારણ 'અસત્‌નો જન્મ તો ખરેખાત અથવા માયા વડે બેમાંથી એકે રીતે થતો નથી કેમકે વન્ધ્યાપુત્રનો જન્મ ખરેખાત અથવા માયા વડે બેમાંથી એકે રીતે થતો નથી ' असतो मायया जन्म तत्त्वतो नैव युज्यते। वन्ध्यापुत्रो न तत्त्वेन मायया वापि जायते। માં કા ૩, ૨૮ ) બ્રહ્મને સત્યનું સત્ય — सत्यस्य सत्यम् — કહેલું છે જગતના પદાર્થોનું આપણને જે જ્ઞાન થાય છે તે સર્વમાં આપણને એક અર્થમાં એ સત્યનું જ જ્ઞાન થાય છે " — 'ઇસ્ટર્ન રિલિજિયન્સ ઍન્ડ વેસ્ટર્ન થૉટ', પૃ. ૮૬–૭

શંકરનાં જે વચનોને આધારે ઉપલું વિવેચન કરેલું છે, તેમાનાં કેટલાંક મહત્ત્વનાં નીચે આપ્યાં છે નીચેના ઉતારામાં ખાસ કહેલું છે કે બ્રહ્મથી વ્યતિરિક્ત એવી જગતની હસ્તી નથી, જગતની હસ્તી જ નથી એમ કહેલું નથી

कार्यमाकाशादिकं बहुप्रपञ्चं जगत्, कारणं परं ब्रह्म, तस्मात्कारणात्परमार्थतोऽनन्यत्वं व्यतिरेकेणाभावः कार्यस्यावगम्यते। .. न तु वस्तुवृत्तेन विकारो नाम कश्चिदस्ति। नामधेयमात्रं ह्येतदनृतं मृत्तिकेत्येव सत्यमिति। एष ब्रह्मणो दृष्टान्त आम्नातः। ब्रह्मव्यतिरेकेण कार्यजातस्याभाव इति गम्यते।

ब्र सू शां भा २, १, १४

(આકાશ આદિ ઘણા વિસ્તારવાળું જગત તે કાર્ય છે પરબ્રહ્મ તે કારણ છે કાર્યને એ કારણથી વસ્તુત અનન્યત્વ છે, એટલે કે કારણ વિના

કાર્યની હસ્તી સભવતી નથી ખરુ જોતાં વિકાર એ નામનો કોઈ પદાર્થ નથી એ તો કેવળ નામ છે, વિકાર તરીકે તે અસત્ય છે, કેવળ મૃત્તિકારૂપે જ સત્ય છે બ્રહ્મને વિષે આ દૃષ્ટાન્ત શ્રુતિમાં આપેલુ છે બ્રહ્મ વિના કે બ્રહ્મથી નોખી જગતરૂપ કાર્યસમૂહની હસ્તી નથી, એમ સમજવાનુ છે )

तस्मादप्यभावो बाह्यार्थस्येति । एव प्राप्ते ब्रूम — ' नाभाव उपलब्धे ' इति । न खल्वभावो बाह्यार्थस्याध्यवसातु शक्यते । कस्मात् । उपलब्धे । उपलभ्यत हि प्रतिप्रत्यय बाह्योऽर्थ स्तम्भ कुड्य घट पट इति । न चोपलभ्यमानस्यैवाभावो भवितुमर्हति । . नाहमेव ब्रवीमि न कचिदर्थमुपलभ इति किं तु उपलब्धिव्यति रिक्त नोपलभ इति ब्रवीमि । न तु युक्त्युपेत ब्रवीषि । यत उपलब्धिव्यतिरेको ऽपि बलादर्थस्याभ्युपगन्तव्य उपलब्धेरेव । न हि कश्चिदुपलब्धिमेव स्तम्भ कुड्य चेत्युपलभ्यते । उपलब्धिविषयत्वेनैव तु स्तम्भकुड्यादी सर्वे लौकिका उपलभन्त ।

ब्र सू शां भा २, २, २८

( વિજ્ઞાનવાદી બૌદ્ધ કહે છે ' આ ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે કે બાહ્ય પદાર્થ હસ્તી ધરાવતો નથી ' આના જવાબમાં અમે કહીએ છીએ બાહ્ય પદાર્થને હસ્તી છે જ નહીં એવુ નિશ્ચયપૂર્વક કહી ન શકાય કેમ ? એટલા માટે કે બાહ્ય પદાર્થની ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિ તો થાય જ છે જ્યારે જ્યારે કઈ પણ પ્રતીતિ થાય છે ત્યારે તેમા થાભલો, ભીંત, ઘડો, કપડુ એમ કોઈ ને કોઈ બાહ્ય પદાર્થનુ જ ભાન થાય છે જેની પ્રતીતિ થતી હોય તેની જ હસ્તી ન હોય, એ તો ન બનવા જેવી વાત છે પ્રતિપક્ષી કહે છે ' કોઈ પણ પદાર્થની ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિ મને થતી નથી, એવુ મારુ કહેવુ નથી હું તો એટલુ જ કહું છુ કે ઉપલબ્ધિ — અર્થાત્ પ્રતીતિ કે વિજ્ઞાન — એના સિવાય બીજા કશાની ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિ મને થતી નથી ' તેને જવાબ આ તારુ કહેવુ સયુક્તિક નથી. કેમકે ઉપલબ્ધિ — અર્થાત્ પ્રતીતિ કે વિજ્ઞાન — થી નોખી પણ બાહ્ય પદાર્થની હસ્તી પરાણે સ્વીકારવી પડશે કારણ એ જ કે ઈન્દ્રિય મન આદિ દ્વારા એ પદાર્થની પ્રતીતિ થાય છે ઉપલબ્ધિ — અર્થાત્ પ્રતીતિ કે પ્રત્યક્ષજ્ઞાન — કઈ કોઈને થાંભલા કે ભીંત રૂપે દેખાતી નથી થાંભલો, ભીંત વગેરેને ઉપલબ્ધિ — અર્થાત્ પ્રતીતિ કે પ્રત્યક્ષજ્ઞાન — ના વિષય તરીકે દુનિયામા લોકો જોઈ શકે છે )

બૌદ્ધ વિજ્ઞાનવાદમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન ભિન્ન નથી, એકમાત્ર વિજ્ઞાનના જ એ રૂપાન્તરો છે શાંકરવેદાન્ત કહે છે કે જ્ઞાતા અને જ્ઞેય ભિન્ન છે, અને જગતનો વ્યવહાર તો એ ભેદને અવલબીને જ ચાલી શકે છે મોક્ષની અન્તિમ અવસ્થામાં એ ભેદ શમી જાય છે એ જુદું

नैव जागरितोपलभ्यं वस्तु स्तम्भादिकं कस्यांचिदप्यवस्थायां बाध्यते । तत्रैव सति न शक्यते वक्तुं मिथ्या जागरितोपलब्धिरुपलब्धित्वात् स्वप्नोपलब्धिवदिति उभयोरन्तरं स्वयमनुभवता । ब्र सू शां भा ૨, ૨, ૨૧

( જાગ્રદવસ્થામા સ્તભ વગેરે જે વસ્તુનુ ભાન થાય છે તે ‘નથી’ એવુ ભાન વ્યવહારની કોઈ પણ અવસ્થામા થતુ નથી આવી સ્થિતિમા, એમ ન કહી શકાય કે ‘જાગ્રદવસ્થામા થયેલી પ્રતીતિ મિથ્યા છે કેમકે તે પ્રતીતિ છે, દાખના તરીકે સ્વપ્નમા થયેલી પ્રતીતિ ’ આવુ કેમ કહી શકાય? જાગ્રદવસ્થાના અનુભવ અને સ્વપ્નના અનુભવ બેની વચ્ચે જે ફરક છે તે તો તમે પોતે જુઓ છો ને જાણો છો )

જગતના પદાર્થોને સ્વપ્નમા દેખાતા પદાર્થોની કે ઝાંઝવાના જળ વગેરે આભાસોની જે ઉપમાઓ આપવામાં આવે છે તેનો અક્ષરાર્થ કરવાનો નથી, તે તો માયાવાદનો સિદ્ધાન્ત સામાન્ય લોકોને સમજાવવા માટે વાપરેલા કેવળ દૃષ્ટાન્તો છે, અને એ રીતે જ એનો અર્થ ઘટાવી શકાય, એમ દાસગુપ્તે કહ્યુ છે —‘ઇંડિયન આઇડિયાલીઝમ’, પૃ ૧૮૦

૫૩, ૯ सतत्त्वतोऽन्यथाप्रथा विकार इत्युदीरित ।
अतत्त्वतोऽन्यथाप्रथा विवर्त इत्युदीरित ॥

(કોઈ વસ્તુ ખરેખર બદલાઈને જુદુ રૂપ ધારણ કરે ત્યારે તે વિકાર અર્થાત્ પરિણામ કહેવાય પણ તે ખરેખર ન બદલાય ત્યારે વિવર્ત કહેવાય ) આ શ્લોક વ સા મા ટાંકેલો છે પરિણામની એક બીજી પણ વ્યાખ્યા અપાઈ છે परिणामो नाम पूर्वरूपपरित्यागेन रूपान्तरापत्ति । (અગાઉનુ રૂપ છોડીને બીજુ રૂપ ધારણ કરવુ તેનું નામ પરિણામ ) દૂધનુ દહીં થાય તે પરિણામ છીપ ચાદીરૂપે દેખાય તે વિવર્ત જગત એ બ્રહ્મનો વિવર્ત, પણ માયાનો પરિણામ, છે

“જગત એ બ્રહ્મનો આવિર્ભાવ છે, છતાં તેને લીધે બ્રહ્મના એકત્વ ને

પૂર્ણત્વમાં જરાયે ક્ષતિ આવતી નથી. બ્રહ્મ અને જગત વચ્ચેના આ પ્રકારના સમન્ધને ભારતીય વિચારકો 'વિવર્ત' કહે છે" — રાધાકૃષ્ણન 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઈંડિયા' વૉ ૧ — પ્રસ્તાવના, પૃ ૨૬

૫૩, ૧૨ જગતને 'અસત્' માનનારા 'અસદ્‌વાદીઓ'ના મતનું નિરસન શંકરે સ્પષ્ટપણે કર્યું છે

असद्वादिनामसतो भावस्य मायया तत्त्वतो वा न कथचन जन्म युज्यते, अदृष्टत्वात्। न हि वन्ध्यापुत्रो मायया तत्त्वतो वा जायते। तस्मादत्रासद्वादो दूरत एवानुपपन्न इत्यर्थ। मां का शां भा ३, २८

(જગતને 'અસત્' કહેનાર અસદ્‌વાદીઓના પક્ષમા પણ અસત્ પદાર્થનો જન્મ માયાથી અથવા તો ખરેખર એમાંથી એકે રીતે થવો શક્ય નથી, કેમકે અસત્ પદાર્થ, જેની હસ્તી જ નથી, તેનો જન્મ થતો જોવામા આવ્યો નથી વન્ધ્યાપુત્ર માયાથી કે ખરેખાત જન્મતો નથી તેથી અહીં અસદ્વાદ તો સાવ જ ખોટો ઠરે છે)

૫૩, ૧૭ આને 'દૃષ્ટિસૃષ્ટિવાદ' કહે છે એ વાદ શંકરનો પોતાનો નથી જગતના પદાર્થો આપણે જોઈએ ત્યારે પ્રગટ થાય છે, ને ન જોઈએ ત્યારે લય પામે છે, એમ આ વાદ માને છે શાંકરવેદાન્તના પ્રાચીન ગ્રન્થોમાં આ વાદ નથી એનું પહેલુ સ્પષ્ટ પ્રતિપાદન પ્રકાશાનન્દે (૧૬મી સદીનો ઉત્તરાર્ધ) 'સિદ્ધાન્તમુક્તાવલિ'માં કર્યું છે આ વિચાર ઉપર 'યોગવાસિષ્ઠ'ની છાયા પડેલી છે ધ્રુવ અને દાસગુપ્ત બને માને છે કે આ મત મૂળ તો શંકરના સમકાલીન, અને 'બ્રહ્મસિદ્ધિ'ના કર્તા, મંડનનો હતો.. આ મંડન તે શંકરના શિષ્ય મંડનમિશ્ર નહીં

શંકર આ વાદ નથી માનતા તેઓ કહે છે કે માણસ ન જુએ ત્યારે પણ જગતના પદાર્થો તો મોજૂદ હોય જ છે ज्ञानस्य तथाभूतार्थविषयत्वात्। बृ शां भा १, २, १ (જ્ઞાન યથાર્થ અર્થાત્ વાસ્તવિક વસ્તુનું જ થાય છે) न हि तत्पुरुषतन्त्रं वस्तुतन्त्रमेव हि तत्। ब्र सू शां भा ३, २, २१ (જ્ઞાન કંઈ પુરુષને અધીન નથી તે તો વસ્તુને જ અધીન છે) न वस्तुयाथात्म्यज्ञानं पुरुषबुद्ध्यपेक्षम्। ब्र सू शां भा १, १, २ (જે વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે તે વસ્તુ કંઈ માણસની મરજી કે સ્વેચ્છા પર આધાર રાખતી નથી)

આ વિષયમાં શકર 'કટ્ટર બાહ્યાર્થવાદી' (radical realist) છે એમ રાધાકૃષ્ણને કહ્યુ છે 'ઇં ફિ' વૉ ૨, પૃ ૪૯૯

૫૩, ૨૪ સરખાવો "અભેદાનુભવ એટલે વસ્તુમાત્ર એકરૂપ જ થઈ જાય એમ અર્થ નથી, જ્ઞાનમયતાએ કરીને સર્વનો અભેદ એટલો જ ભાવાર્થ છે" — મ ન દ્વિવેદી 'ભગવદ્ગીતા', પ્રસ્તાવના, પૃ ૫૪

૫૪, ૩ ઈશ્વર જગતનુ નિમિત્તકારણ છે, તેમ તે જ ઉપાદાનકારણ પણ છે आत्मभूतनामरूपोपादानभूत सन्सर्वज्ञो जगन्निर्मिमीते। ऐ शां भा १, १, २ (નામ અને રૂપ એ એનાં પોતાનાં જ રૂપ છે, તે નામરૂપનુ ઉપાદાન — અર્થાત કારણદ્રવ્ય — બનીને એ સર્વજ્ઞ જગતની રચના કરે છે)

"ઈશ્વર અને જગત વચ્ચે અભેદ છે એમ અદ્વૈતવાદ કહેતો નથી" — રાધાકૃષ્ણન 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ ૧૪૦ બેની વચ્ચે 'અનન્યત્વ'નો સબધ છે, એમ કહ્યુ છે, અર્થાત ઈશ્વર જે કારણ, તેના વિના કાર્યરૂપ જગત હસ્તી ધરાવી શકતુ નથી પણ આનો અર્થ અભેદ નથી न खल्वनन्यत्वमित्यभेद ब्रूम, किन्तु भेद व्यासधाम । ब्र सू भामती २, १, १४ ('અનન્યત્વ' કહીને અમે એ બેમા અભેદ છે એમ કહેવા નથી માગતા, પણ ભેદ નથી એટલુ જ કહીએ છીએ)

૫૪, ૬ इमा सर्वा प्रजा सत आगत्य न विदु सत आगच्छामह इति। छां ६, १०, २

(આ બધી પ્રજા સતમાથી નીપજી છે છતા, અમે સતમાથી નીપજી છીએ એમ એ જાણતી નથી)

૫૪, ૮ અશ્વત્થની આ કલ્પના કઠોપનિષદમા છે कठ २, ३ १ મહાભારતમા તે છે आश्व ૪૫, ૧૨–૧૫, અને ભાગવતમા પણ ઊતરી છે તેના સવિસ્તર વિવેચન માટે જુઓ गी ૧૫, ૧ પરનુ તિલકનુ ટિપ્પણ કઠોપનિષદમા એ વૃક્ષને બ્રહ્મ ને અમૃત કહ્યુ છે ને સર્વ ભુવનો તેનામા સમાઈ ગયેલા છે ગીતામા એ વર્ણનમાં થોડોક ઉમેરો કરી તેને સસારવૃક્ષ તરીકે વર્ણવ્યું છે, 'અસગરૂપી શસ્ત્રથી તેને છેદી નાખવા'નુ કહ્યુ છે ઉપનિષદ અને ગીતાના વર્ણનમા આ જે દેખીતો વિરોધ છે તેના તરફ રાનડેએ ધ્યાન ખેંચ્યુ છે જુઓ 'એ કન્સ્ટ્રક્ટીવ સર્વે ઑફ ઉપનિષદિક

ફિલોસોફી', પૃ. ૧૯૮-૯. મ. ભા. આશ્વમેધિક પર્વમાંના વર્ણનમાં ઉપરનાં બંને વર્ણનો ભેળવી દીધાં છે. ભાગવતમાં 'પુરાણા સંસારતરુ' તરીકે તેનો ઉલ્લેખ છે. ભા. ૧૧; ૧૨; ૨૧.

૫૪; ૧૨. આ જ વાત નીચેના શ્લોકોમાં કહી છે. ત્યાં પ્રકૃતિનું જ દેવી અને મહામાયારૂપે સ્તવન કરેલું છે :

नित्यैव सा जगन्मूर्तिस्तया सर्वमिदं ततम् ।
विश्वेश्वरीं जगद्धात्रीं स्थितिसंहारकारिणीम् ॥
त्वयैतद्धार्यते विश्वं त्वयैतत्सृज्यते जगत् ।
त्वयैतत्पाल्यते देवि त्वमत्स्यन्ते च सर्वदा ॥
महाविद्या महामाया महामेधा महास्मृतिः ।
महामोहा च भवती महादेवी महेश्वरी ॥
प्रकृतिस्त्वं च सर्वस्य गुणत्रयविभाविनी ।
परापराणां परमा त्वमेव परमेश्वरी ॥

दु. स. १; ६४, ७१, ७५, ७७, ७८, ८१.

(તે જગતરૂપે પ્રગટ થયેલી છે. તે નિત્ય છે. તે આખા વિશ્વને વ્યાપી વળી છે. તે વિશ્વેશ્વરી છે, જગતને પોષનારી છે, જગતને ટકાવી રાખનારી ને તેનો સંહાર કરનારી છે. તેની બ્રહ્માએ સ્તુતિ કરી : હે દેવી! તું આ વિશ્વને ટકાવી રાખે છે. આ જગતને તું સરજે છે. તું એને પાળે છે. અને અન્તે તું જ એનું ભક્ષણ કરી જાય છે. તું મહાવિદ્યા, મહામાયા, મહામેધા, મહાસ્મૃતિ, મહામોહા, મહાદેવી ને મહેશ્વરી છે. તું ત્રણ ગુણવાળી સર્વની પ્રકૃતિ છે. તું પર અને અપરના ભેદથી પર છે. તું જ પરમેશ્વરી છે.)

સાથે એને 'જગત્પતિ વિષ્ણુની યોગનિદ્રા' પણ કહી છે. નિરન્તર પ્રવૃત્તિ કરતી આ પ્રકૃતિરૂપી શક્તિ, અને બર્ગસોંનું નિરન્તર ગતિને પ્રેરનાર બળ જેને એ elan vital કહે છે, તે એની સરખામણી કરવા જેવી છે. પણ ભારતના તત્ત્વજ્ઞાનમાં આ પ્રકૃતિને વિષ્ણુની શક્તિ માની છે; અથવા, બીજી રીતે કહીએ તો, નિરન્તર પ્રવૃત્તિ કરનાર શક્તિ ઉપરાંત સ્થિર, અગતિક ને ક્રિયાશૂન્ય એવા શિવને પણ માન્યા છે; અને અર્ધનારીશ્વરના રૂપમાં શિવ અને શક્તિ — સ્થિતિ અને ગતિ — એનો સંયોગ

બતાવ્યો છે તેમજ વેદાન્તમા, સર્વ વિકારોના મૂળમા રહેલું અવિક્રિય 'અધિષ્ઠાનસત્' માન્યુ છે બર્ગસોંએ એવુ કઈ તત્ત્વ સ્પષ્ટપણે સ્વીકાર્યું નથી, તેથી એમની ફિલસૂફીમા એટલી ઊણપ આવી છે આ વિષયની વિશદ અને સવિસ્તર ચર્ચા માટે જુઓ રાધાકૃષ્ણનના 'ધી રેઇન ઑફ રિલિજિયન 'મા આપેલી બર્ગસૉંની ફિલસૂફી વિષેની ચર્ચા, તેમજ 'ઈ ફિ' વૉ ૧ પૃ ૩૭૪–૩૮૦ મા ક્ષણિકવિજ્ઞાનવાદ પરની ટીકા રાધાકૃષ્ણને એમ બતાવ્યુ છે કે બર્ગસોંએ એવુ સ્થિર તત્ત્વ ભલે સ્પષ્ટ રીતે નહીં તોયે ગર્ભિત રીતે તો માન્યુ છે જ, કેમકે તે માન્યા વિના છૂટકો નથી તેઓ લખે છે

' આમ બર્ગસૉંને કબૂલ કરવુ પડ્યુ છે કે સત્પદાર્થ એક અર્થમા નિરન્તર પ્રવાહ છે ખરો પણ બીજા અર્થમા તેનામા સ્થિરતાનુ પાસું પણ છે બહારથી જોતાં, વિશ્વની ક્રિયા અનેક વ્યક્તિઓવાળી લાગે છે, પણ અંદર ઊતરીને જોતા, તે એક ને અદ્વિતીય શક્તિરૂપ લાગે છે અદ્વૈતવાદમા અનેકત્વનો સર્વથા નિષેધ છે એવો ખોટો અર્થ જો કરીએ, તો બર્ગસોં પણ અદ્વૈતવાદી નથી પણ એ શબ્દ એના સાચા અર્થમા લઈએ, તો તેઓ અદ્વૈતવાદી છે કેમકે અનેકત્વ એ એક મૂળ તત્ત્વમાંથી ઉદ્ભવેલુ છે " — 'ધી રેઇન ઑફ રિલિજિયન , પૃ ૧૮૩

૫૪, ૨૮ पुरुषा जीव क्षत्रज्ञा भोक्तेति पर्याय । गी शां भा १३, २०

(પુરુષ, જીવ, ક્ષેત્રજ્ઞ, અને ભોક્તા એ સર્વે એક જ અર્થના શબ્દો છે )

૫૫, ૧૭ अय कर्तृत्वभाक्तृत्वसुखित्वदु खित्वाद्यभिमानत्वेनेहलोकपरलोकगामा व्यावहारिका जीव इत्युच्यत । व सा ७३

( આ વિજ્ઞાનમય કોશને એવુ ભાન હોય છે કે 'હુ કર્તા છુ, ભોક્તા છુ સુખી છુ દુખી છુ ' તેથી તે 'વ્યાવહારિક જીવ ' કહેવાય છે, અને તે ઇહલોક અને પરલોકના ફેરા ફર્યા કરે છે )

અત કરણની ઉપાધિવાળો આત્મા તે જીવાત્મા ઉપાધિરહિત અર્થાત્ નિરુપાધિક, કેવલ આત્મા તે પ્રત્યગાત્મા અથવા ચિદાત્મા

૫૫, ૧૭ સરખાવો नून परस्यैव मायया मामुद्यमान सर्वो लोका

यन्भ्रमीति । कठ. शां. भा. १; २; १२. (ખરેખર એ પરમાત્માની જ માયાથી આખું જગત ભ્રમમાં પડેલું છે.) जीवलोकस्य मायामोहितचेतसः । भा. १; ७; ૨૪. (જીવલોકનાં મન માયાને બળે મોહમાં પડેલાં છે.) વળી :

ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥ दु. स. १; ५५.

(એ ભગવતી દેવી મહામાયા જ્ઞાનીઓનાં ચિત્તને પણ બળજબરીથી ખેંચી તેમને મોહમાં નાખે છે.)

ભગવાન પોતે માયા વડે જગતને મોહ પમાડે છે, એમ પણ કહ્યું છે. *मोहयन्मायया लोकं गूढश्चरति वृष्णिषु ।* भा. १; ९; १८. (ભગવાન માયા વડે જગતને મોહ પમાડતા યાદવોમાં ગૂઢ રૂપે વિચરે છે.)

૫૬; ૨. સરખાવો : "વિશ્વનો જે પરિવર્તન પામવાનો સ્વભાવ છે તે 'જગત' શબ્દથી સૂચવાય છે. जगत्यां जगत् । ईश १. यदिदं सर्वं मृत्युनाप्तं सर्वं मृत्युनाभिपन्नं केन यजमानो मृत्योराप्तिमतिमुच्यत इति । बृ. ३; १; ३. (જગતમાં જે કંઈ છે તે મોતના તાબામાં છે; મોત સહુને ઘેરી વળે છે. યજ્ઞ કરનાર માણસ ક્યા સાધન વડે મોતના તાબામાંથી છૂટી જઈ શકે?)"—રાધાકૃષ્ણન : 'ઈ. ફિ.' વૉ. ૧, પૃ. ૬૭૬ પરની પાદટીપ નં. ૭.

૫૬; ૭. एवं भगवतः सर्वेश्वरादात्मनां भेदः आत्मनां च परस्परं भेदः पारमार्थिकः । गी. रा. भा. २; १२. (આમ ભગવાન સર્વેશ્વર તથા આત્માઓ વચ્ચેનો જે ભેદ છે, અને આત્માઓનો એકબીજા વચ્ચેનો જે ભેદ છે, તે પારમાર્થિક — એટલે કે સાચો ને સદા ટકનારો છે.) જીવ અને જગત પરમ પુરુષથી ભિન્ન છે ખરાં, પણ તે પરમ પુરુષનાં શરીર છે, કેમકે પરમ પુરુષ અંતર્યામીરૂપે તેની અંદર વસે છે, — આવો રામાનુજનો મત છે. देहभेदानुवृत्त्या बहुवचनं नात्मभेदाभिप्रायेण । गी. शां. भा. २; १२. (અહીં બહુવચનનો જે પ્રયોગ છે તે એમ બતાવવાને છે કે દેહ જુદા જુદા છે; આત્મા જુદા જુદા છે એમ બતાવવાને નથી.) વળી : भेदस्तूपाधिनिमित्तो मिथ्याज्ञानकल्पितो न पारमार्थिकः । ब्र. सू. शां. भा. (જે ભેદ છે તે ઉપાધિને લીધે છે, ને મિથ્યાજ્ઞાન વડે કલ્પાયેલો છે; ખરેખરો ભેદ નથી.) सर्वव्याप्येक एवात्मा जगतो नात्मभेदः । कठ. शां. भा. २; २; २. (જગતનો

સર્વવ્યાપી એવો એક જ આત્મા છે, જુદા જુદા અનેક આત્મા નથી )
जीवस्य तु पारमार्थिक स्वरूप ब्रह्म । गी मधु १५, ७ (જીવનું પારમાર્થિક અર્થાત્ નિરુપાધિક સ્વરૂપ તે બ્રહ્મ છે )

૫૭, ૭ જીવ (શરીરી) અને ઈશ્વર વચ્ચેનો ફરક સમજાવતાં શકરે એક જગાએ કહ્યુ છે

शारीर इति शरीरे भव इत्यर्थ । नन्वीश्वरोऽपि शरीरे भवति । सत्यम् । शरीरे भवति न तु शरीर एव भवति, 'ज्यायान्पृथिव्या ज्यायानन्तरिक्षात्' 'आकाशवत्सर्वगतश्च नित्य' इति च व्यापित्वश्रवणात् । जीवस्तु शरीर एव भवति, तस्य भोगाधिष्ठानाच्छरीरादन्यत्र वृत्त्यभावात् । ब्र सू शां भा १, २, ३

(શારીર એટલે શરીરમા રહેનો પણ ઈશ્વર પણ શરીરમા રહે છે ને! ખરી વાત છે ઈશ્વર શરીરમાં રહે છે, પણ શરીરમાં જ રહે છે એવુ નથી, કેમકે તે સર્વવ્યાપી છે એમ શ્રુતિમાં કહેલુ છે દા ત 'તે પૃથ્વીથી મોટો છે, અન્તરિક્ષથી મોટો છે,' તથા 'તે આકાશની પેઠે સર્વવ્યાપી છે, અને નિત્ય છે' પણ જીવ તો માત્ર શરીરમા જ રહે છે, કેમકે ભોગનું અધિષ્ઠાન જે શરીર તે સિવાય બીજે સ્થળે તે રહેતો નથી )

જીવ, ઈશ્વર, ને પરબ્રહ્મ વચ્ચે જે ભેદ દેખાય છે તે 'ઉપાધિકૃત' છે, એમ કહીને શકરે કહ્યુ છે

तस्मान्निरुपाधिकस्यात्मनो निरुपाख्यत्वान्निर्विशेषत्वादेकत्वाच्च नेति नेतीति व्यपदेशो भवति । अविद्याकामकर्मविशिष्टकार्यकरणोपाधिरात्मा ससारी जीव उच्यते । नित्यनिरतिशयज्ञानशक्त्युपाधिरात्मा अन्तर्यामीश्वर उच्यते । स एव निरुपाधि केवल शुद्ध स्वेन स्वभावेनाक्षर पर उच्यते । तस्मादुपाधिभेदेनैवैषां भेदो नान्यथा । एकमेवाद्वितीयमित्यवधारणात् सर्वोपनिषत्सु । बृ शां भा ३, ८, १२

(નિરુપાધિક આત્મા મનવાણીને અગોચર છે, નિર્વિશેષ છે, અને એક છે તેથી તેને વિષે 'નેતિ નેતિ' એમ કહેવામા આવે છે અવિદ્યા, કામ અને કર્મવાળા કાર્ય અને કરણ — અર્થાત્ દેહ અને ઈન્દ્રિય — રૂપી ઉપાધિ જ્યારે એ આત્માને લાગેલી હોય ત્યારે તે સસારી જીવ કહેવાય છે નિત્ય ને નિરતિશય જ્ઞાન દ્વારા પ્રગટ થતી શક્તિરૂપી ઉપાધિ લાગેલી હોય ત્યારે એ

આત્મા અંતર્યામી ને ઈશ્વર કહેવાય છે. એ જ આત્મા સ્વસ્વરૂપે નિરુપાધિક, કેવલ, અને શુદ્ધ હોઈ, અક્ષર અને પરબ્રહ્મ કહેવાય છે ... તેથી તેમની વચ્ચે જે ભેદ છે તે ઉપાધિભેદને લીધે જ છે, બીજી રીતે નથી, કેમકે સર્વ ઉપનિષદો નિશ્ચયપૂર્વક કહે છે કે 'તે એક ને અદ્વિતીય છે.')

૫૭; ૨૮. ભાગવત શંકરના મતને ટેકો આપે છે :

एक एव परो ह्यात्मा सर्वेषामपि देहिनाम् ।
नानेव गृह्यते मूढैर्यथा ज्योतिर्यथा नभः ॥ भा. १०; ५४; ४४.

(સર્વ શરીરધારીઓનાં અંતરમાં એક જ પરમાત્મા રહેલો છે. છતાં મૂઢ લોકો તે જાણે જુદો જુદો હોય એમ માને છે — જેમ એક જ ચન્દ્ર જુદાં પ્રતિબિંબોને લીધે અનેક ભાસે છે; અને એક જ આકાશ જુદી જુદી ઉપાધિઓને લીધે જુદે જુદે રૂપે દેખાય છે તેમ )

एक एव परो ह्यात्मा भूतेष्वात्मन्यवस्थितः ।
यथेन्दुरुदपात्रेषु भूतान्येकात्मकानि च ॥ भा. ११; १८; ३२.

(સર્વ પ્રાણીઓમાં તેમજ પોતાના આત્મામાં એક જ પરમાત્મા વાસ કરે છે જેમ ચન્દ્ર જુદાં જુદાં જળપાત્રોમાં પ્રતિબિંબરૂપે જુદો જુદો દેખાતો છતાં એક જ છે, તેમ ભૂતમાત્રનો અંતરાત્મા પણ એક જ છે).

૫૯; ૧૫. ब्रह्मभावश्च मोक्षः । ब्र सू. शां. भा. १, १; ४. (બ્રહ્મભાવ તે જ મોક્ષ) બ્રહ્મભાવ એટલે જીવન્મુક્તિ. ब्रह्मभूतं जीवन्मुक्तम् । गी. शां. भा ६; २७. બ્રહ્મમય થઈ ગયેલા તે જ 'બ્રહ્મભૂત', ब्रह्ममया ब्रह्मभूताः । गी. शां. भा ८; २४. સત્ તત્ત્વથી રંગાવું, તેનામાં ઓતપ્રોત થવું, તેની સાથે તન્મય થવું, તે મોક્ષ, એમ પ્લેટોએ કહ્યું છે.

"જગત એ કેવળ પરમાત્મા માટેની શોધમાં નીકળેલા યાત્રીઓની આગેકૂચ છે જગતનો દરેક પદાર્થ પોકારે છે : 'મારે તું જોઈએ છે, કેવળ તું જ જોઈએ છે,' અને તે અમૃતત્વ પ્રાપ્ત કરવા મથે છે."—રાધાકૃષ્ણન : 'ધી ફિલૉસોફી ઑફ રવીન્દ્રનાથ ટાગોર', પૃ. ૩૪. "આત્મા જ્યારે ઈશ્વરમાં લીન થઈ જાય છે ત્યારે તે ઈશ્વરનુ દર્શન કરે છે."—એજન, પૃ. ૩૭.

૫૯; ૧૬. आत्मज्ञानस्य ... कैवल्यफलावाप्तिर्नान्यत् । ...... ज्ञानात्कैवल्यमाप्नोतीति च पुराणस्मृतेः । गी. शां. भा. १८; ६६.

(આત્મજ્ઞાનના ફળરૂપે આખરે કૈવલ્ય મળે છે. જ્ઞાનથી કૈવલ્ય મળે છે, એ વાત પુરાણો ને સ્મૃતિઓમાં પ્રસિદ્ધ છે.)

૬૧; ૧૯. જ્ઞાન, કર્મ અને ભક્તિના સમન્વયનું જ પ્રતિપાદન રાધાકૃષ્ણને કરેલું છે, ને ગીતામાં એ સમન્વય જ છે એમ તેઓ માને છે. બીજી એક જગાએ તેઓ લખે છે: "અદ્વૈતવાદીના 'વિચાર' માં કર્મને બાતલ કરેલું નથી. આત્મવાદી દર્શનોનું 'જ્ઞાન' તે કેવળ ઇન્દ્રિયાદિથી થતી પ્રમિતિ નથી, પણ માણસને આત્મતત્ત્વની દિશામાં જવાને હડસેલનાર મનોબળ પણ છે. જ્ઞાન એટલે કેવળ બુદ્ધિથી કરેલો આદર્શનો સ્વીકાર નહીં, પણ આત્માનું દર્શન. એ દર્શન માણસની કીમતી સંપત્તિ છે, ને તે જીવનમાં દરેક દિશાએ પ્રગટ થાય છે. પ્રેમ વિનાનું નર્યું જ્ઞાન નકામું છે. માણસ પોતાના અંતરમાં પરબ્રહ્મનો વાસ છે એમ સ્વીકારે એટલે તે આખરી મુકામે પહોંચે છે,— એટલું માનીને અદ્વૈતબ્રહ્મવાદ અટકતો નથી ... તે તો સ્વીકારે છે કે માણસના અંતરમાં વિકસી રહેલો આત્મા એ એક શક્તિ છે; તે વિરોધ અને વિસંવાદમાં થઈને પોતાનો આવિર્ભાવ કરવા મથે છે, અને પુરુષાર્થ ને સગ્રામ દ્વારા પોતાનો વિકાસ સાધે છે." — 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૩૦૫–૬.

સરખાવો: "ગીતા વેદાન્તના આ સમન્વયથી શરૂઆત કરે છે; અને તેના મુખ્ય વિચારોના પાયા પર, ભક્તિ, જ્ઞાન અને કર્મરૂપી ત્રણ મહાન સાધનો ને શક્તિઓનો બીજો સમન્વય રચે છે, જેના વડે મનુષ્યનો આત્મા સીધો પરમાત્મા પાસે જઈ શકે ને તેના રૂપમાં પોતાને મેળવી તેની સાથે આત્મસાત્ થઈ શકે." — અરવિંદ ઘોષ: 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ. ૧૧.

નીચેના શ્લોકમાં કર્મયોગ બતાવ્યો છે:

एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतव. ।
त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥ भा. १, ५, ३४.

(આમ માણસોનાં સર્વે કર્મો તેમને માટે જન્મમરણના ફેરાનું કારણ બને છે. પણ તે જ કર્મો જો પરમાત્માને અર્પણ કર્યાં હોય તો પોતે પોતાનો નાશ કરી શકે છે, અર્થાત્ તેની માઠી અસર રહેતી નથી.)

અને નીચેના શ્લોકમાં કર્મ, જ્ઞાન અને ભક્તિનો સમુચ્ચય :

यदत्र क्रियते कर्म भगवत्परितोषणम् ।
ज्ञानं यत्तदधीनं हि भक्तियोगसमन्वितम् ॥ भा. १; ५; ३५.

( આ જગતમાં ભગવાનને સન્તુષ્ટ કરનારું જે કર્મ કરવામાં આવે છે તેમાંથી જ ભક્તિયોગ સહિત જ્ઞાનનો જન્મ થાય છે. )

શંકરે ૧૧ મા અધ્યાયના છેલ્લા શ્લોકને 'ગીતાશાસ્ત્રનો સાર' કહ્યો છે. એ શ્લોક આ પ્રમાણે છે :

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

( ગુજરાતી અનુવાદ માટે જુઓ પાછળ પૃ. ૧૬૨. )

શંકરે ગીતાના કરેલા અર્થો વિષે કંઈ પણ વિવેચન તેમણે પોતે બતાવેલા આ તાત્પર્યને લક્ષમાં રાખીને કરવું ઘટે છે. એમાં કર્મ, જ્ઞાન, ભક્તિ ત્રણેનો સમાવેશ થયેલો છે, એ ખાસ નોંધવા જેવું છે.

૬૨; ૧૫. જ્ઞાન અને વિજ્ઞાન શબ્દ જે અર્થમાં અહીં રાધાકૃષ્ણને વાપર્યા છે તેનાથી ઊલટા તેના અર્થ શંકરે આપ્યા છે. ज्ञानं शास्त्रोक्तपदार्थानां परिज्ञानं, विज्ञानं तु शास्त्रतो ज्ञातानां तथैव स्वानुभवकरणम् । गी. शां. भा. ६; ८. ( શાસ્ત્રમાં કહેલા પદાર્થોની બુદ્ધિથી સમજ મેળવવી તે જ્ઞાન. શાસ્ત્ર વડે જાણેલા પદાર્થોનો જાતે અનુભવ કરવો તે વિજ્ઞાન. ) परोक्षापरोक्षाभ्यां ज्ञानविज्ञानाभ्याम् । आनन्दगिरि ( પરોક્ષ તે જ્ઞાન. અપરોક્ષ તે વિજ્ઞાન. ) ગીતાએ આવો ભેદ બધે સાચવ્યો નથી. શંકરે 'વિજ્ઞાન'નો જે અર્થ ઘટાવ્યો છે તે અર્થમાં આધુનિક પરિભાષામાં 'પ્રજ્ઞાન' શબ્દ વાપરવો સારો છે, જેથી સ્પષ્ટતા વધે. 'જ્ઞાન' શબ્દ પરોક્ષ અપરોક્ષ બંને પ્રકારને વિષે વપરાય છે એથી ઊપજતી મુશ્કેલી શંકરના પણ ધ્યાનમાં છે. જુઓ 'હિંદુ ધર્મ' ( રાધાકૃષ્ણન ), પૃ. ૧૭. વળી 'જ્ઞાન' શબ્દ હંમેશાં ચાલી શકતો નથી, એમ જાણીને શંકરે સાક્ષાત્કારને માટે 'અવગતિ' શબ્દ પણ વાપર્યો છે. દા. ત. ब्रह्मावगतिर्हि पुरुषार्थः । ब्र. सू. शां. भा. १; १; १. ( બ્રહ્મની અવગતિ, અર્થાત્ તેનો સાક્ષાત્કાર, એ જ ખરો પુરુષાર્થ છે. ) ब्रह्मावगतिः શબ્દ માટે

જુઓ ગી શા ભા ૧૮; ૬૬ આ વિષે ખુલાસો કરતા શંકરના શિષ્ય પદ્મપાદે લખ્યુ છે अवगतिरिति साक्षादनुभव उच्यते । ज्ञान तु परोक्षऽनुभवानात्मकेऽपि समरति । पद्मपादिका ( સાક્ષાત્ અનુભવને 'અવગતિ' કહેવાય જે પ્રતીતિ પરોક્ષ છે, ને જેમાં અનુભવ નથી હોતો, તે પ્રતીતિનો પણ 'જ્ઞાન' શબ્દમા તો સમાવેશ થઈ જાય છે ) ઈન્દ્રિયગોચર પદાર્થોનુ જ્ઞાન 'ઈન્દ્રિય પ્રત્યક્ષ' થાય છે, અતીન્દ્રિય વસ્તુઓનુ જ્ઞાન જે શક્તિથી થાય છે તેને માટે શંકરે એક જગાએ 'આત્મપ્રત્યક્ષ' શબ્દ વાપર્યો છે ગી શાં ભા ૧૩, ૩૦ મધુસૂદને એને 'યોગજ પ્રત્યક્ષ' કહ્યુ છે ગી મધુ ૬, ૩૦ અંગ્રેજીમા એને 'ઈન્ટ્યુઇશન' કહે છે એના વિવેચન માટે જુઓ 'ધર્મોનુ મિલન' (રાધાકૃષ્ણન), પરિશિષ્ટ ૨, પૃ ૨૭૭

૬૨, ૨૦ "ફિલસૂફી એ સમગ્ર અનુભવનો અથવા અનુભવના એક અંશનો પણ સમગ્ર તરફ દૃષ્ટિ રાખીને કરેલો, અભ્યાસ છે" — વીલ ડુરાં 'ફિલૉસૉફી ઍંડ ધી સોશિયલ પ્રૉબ્લેમ', પૃ ૧ 'ભૌતિક વિજ્ઞાન એ પૃથક્કરણવાળુ વર્ણન છે, ફિલસૂફી એ સમન્વયવાળુ વિવેચન છે ફિલસૂફી વિનાનું વિજ્ઞાન — સમીક્ષક દૃષ્ટિ, અને આદર્શની કસોટી વિનાની નરી હકીકતો — આપણને સહાર અને નિરાશામાથી બચાવી શકે એમ નથી ભૌતિક વિજ્ઞાન આપણને જ્ઞાન આપે છે, પણ પ્રજ્ઞાન તો ફિલસૂફીથી જ આપી શકાય એમ છે" — વીલ ડુરાં 'ધી સ્ટોરી ઑફ ફિલૉસૉફી', પૃ ૩

"ફિલસૂફી એ, દેખીતી રીતે, સત્યના સ્વરૂપની મીમાંસા કરવાનો બૌદ્ધિક પ્રયત્ન છે હેગલના શબ્દમા કહીએ તો, તે વસ્તુઓનું વિચારમય પરીક્ષણ છે તે સત્યના પારમાર્થિક રૂપનો પદ્ધતિસર અભ્યાસ છે ફિલસૂફીની આ વ્યાખ્યા એને એક તરફ ભૌતિક વિજ્ઞાનથી, અને બીજી તરફ કલા ને ધર્મથી, જુદી પાડે છે ફિલસૂફ અથવા તત્ત્વચિન્તક સર્વ કાળનો અને સમગ્ર જીવનનો પ્રેક્ષક હોઈ, તે સમગ્ર જગતનું એકરૂપ ને એકધારુ એવુ વર્ણન આપવાનું ધ્યેય રાખે છે . વિજ્ઞાન જે સત્યો સિદ્ધ થયેલા માની લે છે તેને ફિલસૂફી હજુ ચર્ચાસ્પદ વિષયો માને છે ફિલસૂફી જેટલી વાતો કહે તેટલીનો તેણે તર્કદૃષ્ટિએ બચાવ કરી બતાવવો જોઈએ ટીકા એ ફિલસૂફીનો શ્વાસ અને પ્રાણ છે પ્લેટો મનાયક એ સત્ય અને જ્ઞાનનો શત્રુ

છે. ... ફિલસૂફી કેવળ તર્ક વડે ચલાવી શકાતી નથી. અર્ધપ્રાપ્ત સમ્યગ્દર્શન, સાક્ષાત્કાર વગેરેમાંથી મળેલી રચનાત્મક રચનાઓ પર તેને આધાર રાખવો પડે છે. ... આત્માની મુક્તિ એ ધર્મનું ધ્યેય છે, સત્યની શોધ એ ફિલસૂફીનો હેતુ છે. ... બુદ્ધિના ટેકા વિનાની શ્રદ્ધા એ બુદ્ધિનો આપઘાત છે. ... વિચારની સ્વતન્ત્રતા એ ફિલસૂફીનો શ્વાસ અને પ્રાણ છે." — રાધાકૃષ્ણન : 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૧, ૩–૬, ૧૨.

૬૪; ૨૦. "યોગમાર્ગનાં ઉપનિષદો, પતંજલિનાં યોગસૂત્રો, બૌદ્ધ યોગ, અથવા મહાભારત વગેરે જે જુદાં જુદાં સ્થાનોમાં યોગને વિષે ચર્ચા કરેલી છે, તેમાંથી એકેમાં ગીતાની કલ્પના પ્રમાણેનો યોગ શોધવાના પ્રયત્નમાં આમ આપણને પૂરી નિષ્ફળતા મળી છે. ઈશ્વરને કરેલું સ્વાર્પણ અથવા સર્વભાવે શરણાગતિ એવો જે યોગનો અર્થ ગીતાએ કર્યો છે તે કેવળ પાંચરાત્ર મતના ગ્રન્થોમાં જ જોવા મળે છે." — સુરેન્દ્રનાથ દાસગુપ્ત : 'એ હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલૉસોફી' વૉ. ૨, પૃ. ૪૬૧.

૬૪; ૨૧. "યોગદર્શન સાંખ્યની પૂર્તિરૂપે હસ્તીમાં આવ્યું. તેણે ગૌતમ બુદ્ધના અવસાન પછી એકબે સૈકા સુધી તેની મૂળ શુદ્ધિ જાળવી રાખી. પતંજલિનાં સૂત્રોમાં આત્મજ્ઞાનનો શ્વેત પ્રકાશ ચમત્કારથી ભરેલી 'વિભૂતિઓ' ને 'સિદ્ધિઓ'ની કાળી મેશને લીધે કંઈક અંશે ઝાંખો પડે છે. આગળ જતાં એ દર્શન બે શાખાઓમાં વહેંચાઈ ગયું — એક હઠયોગ, ને બીજો રાજયોગ. હઠયોગ કેટલીકવાર શક્તિપૂજા ને મહાયાન બૌદ્ધ ધર્મના અમુક હીન પ્રકારો સાથે ભળ્યો; જ્યારે રાજયોગે, વેદાન્તની અસરને લીધે, યોગમાર્ગની ગયેલી વિશુદ્ધિ પાછી સજીવન કરી." — આ. બા. ધ્રુવ : સ્યા. મં. ની પ્રસ્તાવના, પૃ. ૨૯.

૬૬; ૨. બુદ્ધિ, અને અપરોક્ષ અનુભવ, એ બેના સંબન્ધ વિષે રાધાકૃષ્ણને બહુ વિસ્તારથી ચર્ચા કરી છે. એક તરફ ભૌતિક વિજ્ઞાન અપરોક્ષ (અતીન્દ્રિય) અનુભવને માનતું નથી; બીજી તરફ બર્ગસોં બુદ્ધિને ભ્રામક માની તેનો છેદ ઉડાવી દે છે, અને અપરોક્ષ અનુભવ (intuition) ને જ જ્ઞાનનું ખરું સાધન માને છે. આ બે છેડાની સામે અદ્વૈતવાદીનું દૃષ્ટિબિન્દુ રજૂ કરતાં રાધાકૃષ્ણન કહે છે: "અપરોક્ષ અનુભવ (intuition)

ને બુદ્ધિ (intellect) નો ટેકો ને તેની પૂર્તિ મળવા જોઈએ. અપરોક્ષ જ્ઞાનને બુદ્ધિની દોરવણી ન હોય, તો તે (પશુના જેવી જ્ઞાનહીન) કુદરતી સ્ફુરણા બની જાય છે, તેને જ્યારે બુદ્ધિનો ટેકો હોય ત્યારે તે દૈવી ને સર્જનશીલ એવુ સત્યદર્શન બની જાય છે યોગ્ય પ્રકારનો અપરોક્ષ અનુભવ આપણને એના સત્યોનુ દર્શન કરાવશે જે બુદ્ધિને સન્તોષ આપી શકે. અપરોક્ષ અનુભવે કરેલા નિર્ણયોની બુદ્ધિએ ન્યાયાધીશની પેઠે સમીક્ષા કરવી જોઈએ, ને તેનું મૂલ્યાકન કરવુ જોઈએ અદ્વૈતવાદને વિશ્વમા રહેલા ગૂઢ સવાદો (એકરાગ) વિષે શ્રદ્ધા છે, કેમકે એ સવાદોને તે તર્કની કસોટીમા સાચા ઠરાવી શકે છે અદ્વૈતવાદની શ્રદ્ધા એ બુદ્ધિગમ્ય શ્રદ્ધા છે" — 'ધી રેઇન ઓફ રિલિજિયન', પૃ ૧૯૧ "ત્યારે અપરોક્ષ અનુભવ અને બુદ્ધિ એ ચિત્તના ચડિયાતુ ને ઊતરતુ એમ બે પાસા બની જાય છે, અને અદ્વૈતવાદીઓનુ બરાબર એ જ કહેવુ છે" — એજન, પૃ ૨૦૮

૬૬, ૧૦ तेनात्मनात्मानमुपैति शान्तमानन्दमानन्दमयोऽवसाने । भा २, ૧, ૩૧ (આખરે એ આત્મા વડે તે શાન્ત અને આનન્દરૂપ આત્માને પહોચે છે, અને પોતે આનન્દમય બની જાય છે) एषोऽस्य परम आनन्द । બૃ ૪, ૩, ૩૨ (એ જ મનુષ્યનો મોટામા મોટો આનન્દ છે) स मोदते मोदनीयं हि लब्ध्वा। कठ ૧, ૨, ૧૩ (એ આનન્દદાયક તત્ત્વને પ્રાપ્ત કરીને તે આનન્દ પામે છે)

૬૭, ૨૪ ते वै विदन्त्यतितरन्ति च देवमाया स्त्रीशूद्रहूणशबरा अपि पापजीवा । भा २, ७, ४६ (એકલા આ પુરુષવરો જ નહીં, પણ સ્ત્રીઓ, શૂદ્રો, હૂણો, શબરો તથા બીજા પાપી જીવો પણ — ભક્તિ દ્વારા — ભગવાનની આ માયાને જાણે છે ને તરી જાય છે)

किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा आभीरकङ्का यवना खसादय ।
येऽन्ये च पापा यदुपाश्रयाश्रया शुध्यन्ति तस्मै प्रभविष्णवे नम ॥

भा २, ४, १८

(કિરાત, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન, ખસ વગેરે જાતિના લોકો, તથા બીજા પણ પાપીઓ, જેમના ભક્તોના આશ્રયથી શુદ્ધ થાય છે તે મહાસમર્થ પ્રભુને હું નમન કરુ છુ)

છે. ... ફિલસૂફી કેવળ તર્ક વડે ચલાવી શકાતી નથી. અર્ધપ્રાપ્ત સમ્યગ્દર્શન, સાક્ષાત્કાર વગેરેમાંથી મળેલી રચનાત્મક સૂચનાઓ પર તેને આધાર રાખવો પડે છે. ... આત્માની મુક્તિ એ ધર્મનું ધ્યેય છે, સત્યની શોધ એ ફિલસૂફીનો હેતુ છે. ... બુદ્ધિના ટેકા વિનાની શ્રદ્ધા એ બુદ્ધિનો આપઘાત છે. ... વિચારની સ્વતન્ત્રતા એ ફિલસૂફીનો શ્વાસ અને પ્રાણ છે." — રાધાકૃષ્ણન : 'ધી રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૧, ૩–૬, ૧૨.

૬૪; ૧૦. "યોગમાર્ગનાં ઉપનિષદો, પતંજલિનાં યોગસૂત્રો, બૌદ્ધ યોગ, અથવા મહાભારત વગેરે જે જુદાં જુદાં સ્થાનોમાં યોગને વિષે ચર્ચા કરેલી છે, તેમાંથી એકેમાં ગીતાની કલ્પના પ્રમાણેનો યોગ શોધવાના પ્રયત્નમાં આમ આપણને પૂરી નિષ્ફળતા મળી છે. ઈશ્વરને કરેલું સ્વાર્પણ અથવા સર્વભાવે શરણાગતિ એવો જે યોગનો અર્થ ગીતાએ કર્યો છે તે કેવળ પાંચરાત્ર મતના ગ્રન્થોમાં જ જોવા મળે છે." — સુરેન્દ્રનાથ દાસગુપ્ત : 'એ હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલૉસોફી' વૉ. ૨, પૃ. ૪૬૧.

૬૪; ૨૧. "યોગદર્શન સાંખ્યની પૂર્તિરૂપે હસ્તીમાં આવ્યું. તેણે ગૌતમ બુદ્ધના અવસાન પછી એકબે સૈકા સુધી તેની મૂળ શુદ્ધિ જાળવી રાખી. પતંજલિનાં સૂત્રોમાં આત્મજ્ઞાનનો શ્વેત પ્રકાશ ચમત્કારથી ભરેલી 'વિભૂતિઓ' ને 'સિદ્ધિઓ'ની કાળી મેશને લીધે કંઈક અંશે ઝાંખો પડે છે. આગળ જતાં એ દર્શન બે શાખાઓમાં વહેંચાઈ ગયું — એક હઠયોગ, ને બીજો રાજયોગ. હઠયોગ કેટલીકવાર શક્તિપૂજા ને મહાયાન બૌદ્ધ ધર્મના અમુક હીન પ્રકારો સાથે ભળ્યો; જ્યારે રાજયોગે, વેદાન્તની અસરને લીધે, યોગમાર્ગની ગયેલી વિશુદ્ધિ પાછી સજીવન કરી." — આ. બા. ધ્રુવ : સ્યા. મં. ની પ્રસ્તાવના, પૃ. ૨૯

૬૬; ૨. બુદ્ધિ, અને અપરોક્ષ અનુભવ, એ બેના સંબન્ધ વિષે રાધાકૃષ્ણને બહુ વિસ્તારથી ચર્ચા કરી છે. એક તરફ ભૌતિક વિજ્ઞાન અપરોક્ષ (અતીન્દ્રિય) અનુભવને માનતું નથી; બીજી તરફ બર્ગસોં બુદ્ધિને ભ્રામક માની તેનો છેદ ઉડાવી દે છે, અને અપરોક્ષ અનુભવ (*intuition*) ને જ જ્ઞાનનું ખરું સાધન માને છે. આ બે છેડાની સામે અદ્વૈતવાદીનું દૃષ્ટિબિન્દુ રજૂ કરતાં રાધાકૃષ્ણન કહે છે: "અપરોક્ષ અનુભવ (*intuition*)

ને બુદ્ધિ (intellect) નો ટેકો ને તેની પૂર્તિ મળવાં જોઈએ. અપરોક્ષ જ્ઞાનને બુદ્ધિની દોરવણી ન હોય, તો તે (પશુના જેવી જ્ઞાનહીન) કુદરતી સ્ફુરણા બની જાય છે; તેને જ્યારે બુદ્ધિનો ટેકો હોય ત્યારે તે દૈવી ને સર્જનશીલ એવું સત્યદર્શન બની જાય છે. યોગ્ય પ્રકારનો અપરોક્ષ અનુભવ આપણને એવાં સત્યોનું દર્શન કરાવશે જે બુદ્ધિને સન્તોષ આપી શકે. અપરોક્ષ અનુભવે કરેલા નિર્ણયોની બુદ્ધિએ ન્યાયાધીશની પેઠે સમીક્ષા કરવી જોઈએ, ને તેનું મૂલ્યાંકન કરવું જોઈએ. અદ્વૈતવાદને વિશ્વમાં રહેલા ગૂઢ સંવાદો (એકરાગ) વિષે શ્રદ્ધા છે, કેમકે એ સંવાદોને તે તર્કની કસોટીમાં સાચા ઠરાવી શકે છે. અદ્વૈતવાદની શ્રદ્ધા એ બુદ્ધિગમ્ય શ્રદ્ધા છે." —'ધી રેઇન ઑફ્ રિલિજિયન', પૃ. ૧૯૧. "ત્યારે અપરોક્ષ અનુભવ અને બુદ્ધિ એ ચિત્તનાં ચડિયાતું ને ઊતરતું એમ બે પાસાં બની જાય છે; અને અદ્વૈતવાદીઓનું બરાબર એ જ કહેવું છે." — એજન, પૃ. ૨૦૮.

૬૬; ૧૦. तेनात्मनात्मानमुपैति शान्तमानन्दमानन्दमयोऽवसाने । भा. ૨; ૨; ૩૧. (આખરે એ આત્મા વડે તે શાન્ત અને આનન્દરૂપ આત્માને પહોંચે છે, અને પોતે આનન્દમય બની જાય છે.) एषोऽस्य परम आनन्दः । बृ. ૪; ૩; ૩૨. (એ જ મનુષ્યનો મોટામાં મોટો આનન્દ છે.) स मोदते मोदनीयं हि लब्ध्वा । कठ. ૧; ૨; ૧૩. (એ આનન્દદાયક તત્ત્વને પ્રાપ્ત કરીને તે આનન્દ પામે છે.)

૬૭; ૨૪. ते वै विदन्त्यतितरन्ति च देवमाया स्त्रीशूद्रहूणशबरा अपि पापजीवाः । भा. ૨; ૫; ૪૬. (એકલા આ પુરુષવરો જ નહીં, પણ સ્ત્રીઓ, શૂદ્રો, હૂણો, શબરો તથા બીજા પાપી જીવો પણ — ભક્તિ દ્વારા — ભગવાનની આ માયાને જાણે છે ને તરી જાય છે.)

> किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा आभीरकङ्का यवनाः शकादयः ।
> येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥
>
> भा. ૨; ૪; ૧૮.

(કિરાત, હૂણ, આન્ધ્ર, પુલિન્દ, પુલ્કસ, આભીર, કંક, યવન, શક વગેરે જાતિના લોકો, તથા બીજા પણ પાપીઓ, જેમના ભક્તોના આશ્રયથી શુદ્ધ થાય છે તે મહાસમર્થ પ્રભુને હું નમન કરું છું.)

૬૯; ૫. અકિંચન માણુસો એને પામી શકે છે (अकिंचनगोचरम्) ને તે અકિંચનનું ધન (अकिंचनवित्ताय) છે એમ કહ્યું છે. ભા. ૧; ૮; ૨૬-૭. स नो बन्धुर्जनिता स विधाता। नारायणोपनिषत् ४. (તે આપણો બન્ધુ છે; જનક છે; વિધાતા છે.) त्वमस्माकं तव स्मसि। ऋ. ८; ९२; ३२. (તું અમારો છે, ને અમે તારા છીએ.) अभ्यूर्णोति यन्नग्नं भिषक्ति विश्वं यत्तुरम्। प्रेमन्धः ख्यन्निः श्रोणोऽभूत्। ऋ. ८; ७९; २. (તે નાગાને ઢાંકે છે, રોગીનો ઉપચાર કરે છે, આંધળાને દેખતો કરે છે, ને લંગડાને ચલાવે છે.) मा भेम मा श्रमिष्मोग्रस्य सख्ये तव। ऋ. ८; ४; ७. (તારા જેવા સમર્થની મૈત્રી છે, એટલે અમે બીવાના નથી કે દુઃખી થવાના નથી.) सर्वेषामात्मजो ह्यात्मा पिता माता स ईश्वरः। भा. १०; ४७; २. (એ ઈશ્વર તો સહુનો પુત્ર, સહુનો આત્મા, સહુનો પિતા, ને સહુની માતા છે.) *त्वमेव माताथ सुहृत्पतिः पिता।* ભા. ૧; ૧૧; ૭. (તમે જ અમારી માતા છો; અમારા મિત્ર છો, પતિ છો, પિતા છો.) भगवति सर्वभूतप्रियसुहृदि सर्वात्मनि। भा. ६; ९; ३९. (ભગવાન ભૂતમાત્રનો પ્રિય મિત્ર છે, સર્વનો આત્મા છે.)

૬૯; ૬. દાખલા તરીકે, જુઓ વલ્લભસંપ્રદાયમાં બ્રહ્મસંબન્ધ કરતી વખતે બોલાતો ગદ્ય મન્ત્ર :

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानन्दतिरोभावोऽहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागारपुत्राप्तवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोऽहम्, कृष्ण, तवास्मि।

(તાત્પર્ય:—હજારો વર્ષથી કૃષ્ણથી છૂટા પડેલા જીવનો આનન્દ તિરોહિત થઈ ગયેલો છે; તેથી તે જીવ ભગવાન શ્રીકૃષ્ણને ઉદ્દેશીને કહે છે કે હે ભગવન્ કૃષ્ણ! દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અને અંતઃકરણ; આ બધાના ધર્મો; સ્ત્રી, ગૃહ, પુત્ર, કુટુંબ, ધન ઇત્યાદિ — આ બધુ, મારા આત્મા સાથે, આપને હું સમર્પણ કરું છું; હું દાસ છું; હે કૃષ્ણ! હું તમારો છું.) — ગો. હ. ભટ્ટ : બ્રહ્મસૂત્રાણુભાષ્યાનુવાદ (પ્રથમાધ્યાય) ઉપોદ્ઘાત, પૃ. ૨૬-૭.

मय्यर्पितात्मनः पुंसो मयि संन्यस्तकर्मणः।
न पश्यामि परं भूतमकर्तुः समदर्शनात्॥ भा. ३; २९; ३३.

(આવો પુરુષ પોતાના આત્માને મારામાં પરોવી દે છે; પોતાનાં સર્વ

કર્મો મને અર્પણ કરે છે, કર્મો કરવા છતા 'હું કરુ છુ' એવુ અભિમાન તેને હોતુ નથી, અને તે સમદર્શી હોય છે એના કરતાં શ્રેષ્ઠ એવુ કોઈ પ્રાણી મારા જોવામા આવતું નથી )

આમ જેણે સર્વસ્વ કૃષ્ણનુ જ ગણ્યુ, ને પોતે એનો દાસ— એનો વાણોતર — છે એમ માન્યુ, તે ભોગવિલાસ કરી જ કેમ શકે ? તે તો પ્રભુનુ ધન ઓછામા ઓછુ, નછૂટકે, વાપરે. तन त्यक्तेन भुञ्जीथा એ એનો જીવનમન્ત્ર બની જાય એટલે આ સમર્પણનો માર્ગ તે ત્યાગનો માર્ગ છે સરખાવો : "વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતપુષ્ટિમાર્ગમા લૌકિક વિષયવાસનાને જરા પણ અવકાશ નથી વસ્તુત આચાર્યનો માર્ગ ત્યાગપ્રધાન છે, ભોગપ્રધાન નથી." — ગો હ ભટ્ટ એજન, પૃ ૨૮ વળી विषयाक्रान्तदेहानां नावेश सर्वथा हरे । वल्लभ सन्यासनिर्णय ૬. (જેમના દેહ પર વિષયોએ હુમલો કર્યો હોય તેમનામાં હરિનો સચાર બિલકુલ થવા પામતો નથી )

વળી આવો ભક્ત ગમે તેટલા નુકસાનથી પણ શોક ન કરે એટલે એક ભક્તિગ્રન્થમા ઈશ્વર મનુષ્યને કહે છે "જે કઈ મેં આપેલુ છે તે લઈ લેવાનો મને અધિકાર છે, અને મારી મરજી પડે ત્યારે હુ તે ફરી પાછુ આપી શકુ છુ હુ તે જ્યારે આપુ છુ, ત્યારે તે મારુ હોય છે, હું તે લઈ લઉં છુ, ત્યારે તારુ કશુ લઈ લેતો નથી, કેમકે દરેક સારી ભેટ, અને દરેક સપૂર્ણ ભેટ, મારી જ આપેલી હોય છે" — 'ધી ઇમીટેશન ઑફ ક્રાઈસ્ટ' ૩, ૩૦, ૪–૫

૬૯; ૧૯ સરખાવો ગીતાની પેઠે ભાગવતમા પણ આપેલાં આવા જુદા જુદા ભાવનાં વચનો

न ह्यस्यास्ति प्रिय कश्चिन्नाप्रिय स्व परोऽपि वा ।
आत्मत्वात्सर्वभूतानां सर्वभूतप्रियो हरि ॥ ભા ૬, ૧૮, ૩૨

(એને કોઈ પ્રિય નથી કે અપ્રિય નથી, કોઈ પોતીકુ નથી કે પારકુ નથી હરિ તો ભૂતમાત્રનો અતરાત્મા હોવાથી તેને ભૂતમાત્ર પ્રિય છે )

તથા अह भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रिय ॥
साधवो हृदय मह्य साधूनां हृदय त्वहम् ।
मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि ॥ ભા ૯, ૪, ૬૩, ૬૮

(હે વિપ્ર! હું ભક્તને અધીન છું, એટલે જાણે અસ્વતન્ત્ર હોઉં એવો છું. સદાચારી ભક્તોએ મારા હૃદયને વશ કરી લીધું છે; તેથી ભક્તજનો મને પ્રિય છે. મારા ભક્તો મારું હૃદય છે, અને હું તેમનું હૃદય છું. તેઓ મારા વિના બીજું કશું જાણતા નથી, અને હું પણ તેમના વિના બીજું કશું જાણતો નથી.)

૬૯; ૨૨. अप्येवमार्य भगवान्परिपाति दीनान्वाश्रेव वत्सकमनुग्रहकातरोऽस्मान्। भा. ४; ९; १७. (હે આર્ય! નવી વિયાયેલી ગાય જેમ પોતાના વાછરડાનું રક્ષણ કરે છે, તેમ કૃપાળુ ભગવાન આપણું દીનનું આ રીતે રક્ષણ કરે છે.)

૭૦; ૨૮. न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्ति, आत्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति। बृ. २; ४; ५.

(પ્રાણીઓ તે પ્રાણીઓને ખાતર વહાલાં નથી લાગતાં, પણ આત્માને ખાતર પ્રાણીઓ વહાલાં લાગે છે.)

૭૧; ૩. मया तेऽकारि मघवन्मखभङ्गोऽनुगृह्णता।
मदनुस्मृतये नित्यं मत्तस्येन्द्रश्रिया भृशम्॥
मामैश्वर्यश्रीमदान्धो दण्डपाणिं न पश्यति।
तं भ्रंशयामि संपद्भ्यो यस्य चेच्छाम्यनुग्रहम्॥

भा. १०; २७; १५-६.

(હે ઇન્દ્રદેવ! તમને ઇન્દ્રના વૈભવથી ઘણો મદ ચડ્યો હતો. તેથી નિત્ય તમને મારું સ્મરણ રહે એટલા માટે, તમારા પર કૃપા કરીને, મેં તમારા યજ્ઞનો ભંગ કર્યો છે. ઐશ્વર્ય અને લક્ષ્મીના મદથી અંધ થઈ ગયેલો માણસ જોતો નથી કે હું દંડ હાથમાં લઈને ઊભેલો જ છું. પણ હું જેના પર કૃપા કરવા ઇચ્છું છું તેની સંપત્તિ હરી લઉં છું.)

ઋગ્વેદમાં ઇન્દ્રને પોતાને 'અભિમાન હણનાર' (अभिमातिहन्। ऋ. ३; ५१; ३) એ વિશેષણ આપ્યું છે. તે વૃત્રને હણનાર (वृत्रहन्) પણ છે. અભિમાન; તે જ વૃત્રાસુર ને તેને હણવાનું રહેવું છે.

ઉપનિષદમા અહો દેવોનો ગર્વ હર્યાની વાત છે ત્યા શકરે કહ્યુ છે देवानां च मिथ्याज्ञानमुपलभ्य मैवासुरवद् देवा मिथ्याभिमानात्पराभवेयुरिति तदनु कम्पया देवान्मिथ्याभिमानापनोदनेनानुगृह्णीयामिति तेभ्यो देवेभ्यो हि किलार्थाय प्रादुर्बभूव। केन शां भा पद ३, २

(દેવોનું આ મિથ્યાજ્ઞાન બ્રહ્મે જાણ્યુ આ મિથ્યાજ્ઞાનને લીધે, અસુરોની પેઠે દેવોની પણ હાર ન થાય એવા વિચારથી, તેમના પર દયા લાવીને, તેણે નિશ્ચય કર્યો કે દેવોનુ મિથ્યાભિમાન હરીને હુ તેમના પર અનુગ્રહ કરુ એવા વિચારથી તે દેવોને ખાતર તેમની આગળ પ્રગટ થયુ )

૭૧, ૯ "ભાવાત્મક (positive) એક જ યોગમા ગીતાનુ તાત્પર્ય સમાવવુ હોય તો અમે એને 'પ્રપત્તિયોગ' કહીએ "— આ બા ધ્રુવ 'આપણો ધર્મ,' પૃ ૫૩૭ પરની પાદટીપ

સરખાવો तस्मात्सन्यासधर्मेष्वप्यनादरेण भगवदेकशरणतामात्र तात्पर्य भगवत। गी मधु १८, ६६

(તેથી, સન્યાસધર્મને પણ ગૌણ ગણીને ભગવાને કહ્યુ છે કે એક ભગવાનનું શરણ લેવુ એ જ ગીતાનુ પરમ રહસ્ય છે, ને એ જ એનુ તાત્પર્ય છે તેના વિના સન્યાસ પણ પૂરેપૂરો ફળતો નથી )

આ પ્રપત્તિ અર્થાત્ શરણાગતિના ત્રણ પગથિયા મધુસૂદને વર્ણવ્યા છે 'હુ એનો જ છુ,' એ પહેલુ પગથિયુ — તેને એ કહે છે 'મૃદુ' तवाहम् એ વચન આ સ્થિતિનુ નિદર્શક છે 'એ મારો જ છે,' એ બીજુ પગથિયુ — તેને એ કહે છે 'મધ્ય' हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण किमद्भुतम्। हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामि ते॥ (હે કૃષ્ણ, મારો હાથ તરછોડીને તમે બળજબરીથી જતા રહ્યા એમા શી નવાઈ કરી? મારા હૃદયમાથી ભાગી જાઓ તો તેમા હુ તમારુ પરાક્રમ ગણુ ) એ વચન આ અવસ્થાનુ નિદર્શક છે 'એ જ હું છુ,' એ ત્રીજુ પગથિયુ—એને એ કહે છે 'અવધિ' सकलमिदमहं च वासुदेवः परमपुमान् परमेश्वरः स एकः। (આ બધુ અને હું પણ વાસુદેવ જ છીએ, અને એ પરમ પુરુષ પરમેશ્વર એક જ છે ) એ વચન આ ચરમ અવસ્થાનુ નિદર્શક છે

૭૨, ૧. सुप्तप्रबुद्ध इव नाथ भवत्प्रपन्न । ના ૪, ૬, ૮ (હે નાથ આપને શરણે આવેલો માણસ ઊંઘીને જાગ્યો હોય એના જેવો છે)

ये सुप्ता ते प्रबुध्यन्ते । इतिवुत्तक (જે સૂતેલા હો તે જાગો !)

"આપણે જ્યાં સુધી નવો જન્મ લઈએ નહીં, અર્થાત્ 'દ્વિજ' બનીએ નહીં, ત્યાં સુધી આત્માની આ મહત્તા પ્રાપ્ત કરી શકીએ એમ નથી જેઓ નગાધિરાજના એ શિખર સુધી પહોંચ્યા હોય છે તેઓ અક્ષરશ: પુનર્જન્મ પામે છે, છતાં તેનાથી સાવ નવા બની જાય છે" — રાધાકૃષ્ણન 'ઍન આઈડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ', પૃ ૨૦૯

૭૨, ૬ कुर्वन्त्यहैतुकीं भक्तिम् । भा १, ७, १० (તેઓ અહેતુક ભક્તિ કરે છે) एकान्तिनो यस्य न कचनार्थं वाञ्छन्ति ये वै भगवत्प्रपन्नाः । भा ८, ३, २० (ભગવાનને શરણે ગયેલા એકાન્તી ભક્તો તેની પાસેથી કશી વસ્તુની ઈચ્છા રાખતા નથી.) મોક્ષની ઈચ્છા પણ નહીં

> सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
> दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥ भा ३, २९, १३.

(સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, અને એકત્વ એ જે મુક્તિના પ્રકાર છે તે હું આપું છું તોયે ભક્તો લેતા નથી, તેમને તો મારી સેવા કરવાનો લહાવો જ જોઈએ છે)

આ 'આત્યન્તિક ભક્તિયોગ' છે, ને તેને પરિણામે ભક્ત ત્રણે ગુણોને તરી જઈ ઈશ્વરના સ્વરૂપને પામે છે येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते । भा. ३, २९, १४

સરખાવો "જે પળે માણસ પોતાનો સ્વાર્થ સાધવા મથે છે તે પળે જ તે પ્રેમ (અર્થાત્ ભક્તિ) માંથી ચલિત થાય છે" — ટૉમસ એ કેમ્પીસ - 'ઈમીટેશન ઑફ ક્રાઈસ્ટ', ૩, ૫, ૭

૭૨, ૨૩ ભક્તિથી હૃદય શુદ્ધ થાય છે. સરખાવો भक्तिः प्रवृत्तात्मरजस्तमोपहा । भा १, ५, २८ (આત્માના રજસ્ અને તમસ્‌ને દૂર કરનારી ભક્તિ પ્રગટ થઈ) मत्काम शनकैः साधु सर्वान्मुञ्चति हृच्छयान् । भा १, ६, २३ (મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો સજ્જન હૃદયમાં રહેલી કામનાઓનો

ધીરે ધીરે ત્યાગ કરે છે.) भक्तिं परां भगवति प्रतिलभ्य काम हृद्रोगमाश्वपहिनो त्यचिरेण धीर. । भा. १०, ३३, ४०. (ધીર પુરુષ ભગવાન વિષેની પરમ ભક્તિ પ્રાપ્ત કરીને થોડા જ વખતમા કામરૂપી હૃદયના રોગને એકદમ તજી દે છે) नि स्पृह सर्वकामेभ्यः कृष्णपादाब्जसेवया । भा १, १२, ४ (કૃષ્ણના ચરણકમળની સેવાને લીધે સર્વ કામનાઓ પરથી તેનુ મન ઊઠી ગયુ.)

૭૨, ૨૫ શકર કહે છે કે મૂર્તિના ઉપાસકને એટલી ખબર તો હોય જ છે કે વિષ્ણુની મૂર્તિ એ વિષ્ણુ નથી તે જ પ્રમાણે અમુક નામ દઇને બ્રહ્મની ઉપાસના કરનારને પણ એટલી ખબર હોય છે કે નામ તે જ કંઈ બ્રહ્મ નથી. મૂર્તિ શુ કે નામ શુ, એ બને ઉપાસનામાં મદદ કરનાર વસ્તુઓ છે, ધ્યાનને એકાગ્ર કરવાને વપરાતાં આલબન છે મૂર્તિ કે નામ પોતે કઈ ઈશ્વરરૂપ નથી. भेदेन हि ब्रह्मणो नामादिवस्तुप्रतिपन्नस्य नामादौ विधीयते ब्रह्मदृष्टि, प्रतिमादाविव विष्णुदृष्टि. । आलम्बनत्वेन हि नामादिप्रतिपत्ति प्रतिमादिवदेव, न तु नामार्थेन ब्रह्मेति। श्रृ. शां भा १, ३, १

સરખાવો "મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતા હુ માનુ છુ કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે .....મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે કોઈ હિંદુ મૂર્તિને ઈશ્વર નથી સમજતો હુ મૂર્તિપૂજાને પાપ માનતો નથી." — ગાધીજી. 'ધર્મમથન', પૃ ૧૩ "સાચી વાત એ છે કે પાષાણ પરમેશ્વર નથી, પાષાણમા પરમેશ્વર છે." — એજન, પૃ. ૧૯૪ વળી જુઓ એજન, પૃ ૧૭૫, ૧૯૫ સરખાવો સુખલાલજી: 'ધર્મોનુ મિલન' ની પ્રસ્તાવના, પૃ. ૧૧ જુદી જુદી આકૃતિઓ ને જુદા જુદા નામો જો એક જ અમૂર્ત પરબ્રહ્મની ઉપાસના કરવાના સાધન હોય, તો એ આકૃતિઓ ને નામો વિષે ઝઘડો શા સારુ કરવો જોઈએ ?

૭૨, ૨૮ यो यद्गुणक ब्रह्मोपास्ते स तद्गुणभाग्भवति । तै. शां भा २,१ (જે માણસ જેવા ગુણવાળા બ્રહ્મની ઉપાસના કરે તેવા ગુણ તેના પોતાનામાં ઊતરે.) त यथा यथोपासते तदेव भवति । शतपथब्राह्मण १०; ५, २; २० (માણસ જેવી રીતે એની ઉપાસના કરે છે તેવો જ તે પોતે બને છે.) સરખાવો. "ઉપાસ્યના ગુણદોષો ઉપાસકમાં જરૂર આવે. તેથી આદર્શ ઉપાસ્ય જ ઇષ્ટ છે" — ગાધીજી: 'ધર્મમથન' (૧૯૩૫), પૃ. ૧૭૨.

૭૩; ૨૩. भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते ।
स्वभावगुणमार्गेण पुंसां भावो विभिद्यते ॥ भा. ३; २९; ७.

(હે માતા ! જુદા જુદા માર્ગોને લીધે ભક્તિયોગ અનેક પ્રકારનો થાય છે; કેમકે માણસોના સ્વભાવમાં રહેલા ગુણ અનુસાર માણસના મનની ભાવના જુદી જુદી હોય છે.)

૭૪; ૧૩. સરખાવો : "સત્ય એ રંગરંગના કાચવાળો ઘુમ્મટ છે; અને આપણે દરેક જણ જે ખૂણે ઊભા હોઇએ ત્યાંથી એ ચલચ્ચિત્રમાં રંગોનું જુદું જુદું મિશ્રણ જોઇએ છીએ."—વીલ ડુરાં : 'ધી મૅન્શન્સ ઑફ ફિલૉસૉફી', પૃ. ૩૧.

૭૫; ૪. સરખાવો : "એટલે ગીતાની ભક્તિ તે વેવલાપણું નહિ, અંધશ્રદ્ધા નહિ. ગીતામાં સૂચવેલા ઉપચારને બાહ્ય ચેષ્ટા કે ક્રિયાની સાથે ઓછામાં ઓછો સમ્બન્ધ છે. માળા, તિલક, અર્ઘ્યાદિ સાધનો ભલે ભક્ત વાપરે, પણ તે ભક્તિનાં લક્ષણ નથી."—ગાંધીજી : 'અનાસક્તિયોગ', પ્રસ્તાવના' પૃ. ૯—૧૦.

૭૫; ૧૨. સરખાવો : स्वतन्त्रः परमेश्वर एव सर्वकर्ता नाहं कश्चिदिति निश्चित्य । गी. ३; ३०. अभिनवगुप्तव्याख्या. (સ્વતન્ત્ર પરમેશ્વર જ બધું કરે છે, હું પોતે તો કંઈ જ નથી, એમ તારે સમજવું જોઇએ.)

स्वकीयेनात्मना कर्त्रा स्वकीयैरेव करणैः स्वाराधनैकप्रयोजनाय परमपुरुषः सर्वशेषः सर्वशेषी स्वयमेव स्वकर्माणि कारयति । गी. रा. भा. ३; ३०.

(પોતીકા આત્મારૂપી કર્તા દ્વારા, પોતાની જ ઇન્દ્રિયો વડે, પોતાની આરાધનારૂપી એક જ પ્રયોજન માટે, પરમ પુરુષ—સર્વ આત્માઓ જેનાં અંગરૂપ છે, ને જે સહુનો અંગી છે, તે પોતે જ પોતાનાં કામ કરાવે છે.)

परमपुरुषो हि स्वकीयेन जीवात्मना स्वकीयैव करणकलेवरप्राणैः स्वलीलाप्रयोजनाय कर्माण्यारभते । अतो जीवात्मगतं क्षुन्निवृत्त्यादिकमपि फलं तत्साधनभूतं च कर्म परमपुरुषस्यैव । ... वैदिकी हि बुद्धिः शरीरेन्द्रियप्राणजीवात्मोपकरणं परमात्मानमेव कर्तारमवधारयति । गी. रा. भा. १८; १३.

(પરમ પુરુષ પોતાના જીવાત્મા દ્વારા, પોતાનાં જ ઇન્દ્રિયો, કલેવર અને

પ્રાણ વડે, પોતાની લીલાના પ્રયોજનને અર્થે કર્મો કરે છે. તેથી જીવાત્માને લાગતી ભૂખ શમાવવારૂપી વગેરે ફળ, તથા તેના સાધનરૂપ કર્મ, તે પરમ પુરુષનું જ છે...વૈદિક જ્ઞાનમાં પરમાત્માને જ કર્તા માનેલો છે. શરીર, ઇન્દ્રિય, પ્રાણ અને જીવાત્મા એ બધાં પરમાત્માનાં ઉપકરણ અર્થાત્ સાધન છે.)

૭૫; ૨. સરખાવો:

> अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
> तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥
> यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
> हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥
> द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
> भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥
> अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयानघे ।
> नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥
> अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम् ।
> अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा ॥

भा. ३; २९; २१–२४, २७.

(હું સર્વ પ્રાણીઓમાં પ્રાણીઓના આત્મારૂપે સદા રહેલો છું. એવા મારું અપમાન કરીને માણસ મારી પૂજાઅર્ચાનો ઢોંગ કરે છે. હું ભૂતમાત્રમાં તેમના આત્મારૂપે રહેલો ઈશ્વર છું; તેને છોડીને જે માણસ મૂઢતાથી પૂજાઅર્ચા પાછળ પડે છે તે ભસ્મમાં જ હોમ કરે છે, અર્થાત્ તેની એ બધી પૂજાઅર્ચા એળે જાય છે. જે માણસ અભિમાની છે, પારકાના શરીરમાં રહેનાર મારો દ્વેષ કરે છે, પ્રાણીઓને પોતાનાથી જુદાં ને પરાયાં ગણે છે, અને તેમની જોડે વેર બાંધે છે, તે માણસના મનને કદી શાન્તિ મળતી નથી. હે નિષ્પાપ માતા! માણસ એક તરફ નાનામોટા પદાર્થોથી રચેલી સામગ્રી વડે મૂર્તિ દ્વારા મારી પૂજા કરે, અને બીજી તરફ પ્રાણીઓના સમુદાયનું અપમાન કરે, તો તેની પૂજાથી હું પ્રસન્ન થતો નથી. પ્રાણીમાત્રમાં, તેમના અંતરાત્મારૂપે, વાસ કરનારો જે હું, તેનું માણસે પૂજન કરવું ઘટે છે — દાન, માન, મૈત્રી, અને અભેદભાવવાળી અર્થાત્ આત્મૌપમ્યવાળી દૃષ્ટિ વડે.)

૭૩; ૨૩. भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते ।
स्वभावगुणमार्गेण पुंसां भावो विभिद्यते ॥ भा. ३; २९; ७.

( હે માતા ! જુદા જુદા માર્ગોને લીધે ભક્તિયોગ અનેક પ્રકારનો થાય છે; કેમકે માણસોના સ્વભાવમાં રહેલા ગુણ અનુસાર માણસના મનની ભાવના જુદી જુદી હોય છે. )

૭૪; ૧૩. સરખાવો : " સત્ય એ રંગરંગના કાચવાળો ઘુમ્મટ છે; અને આપણે દરેક જણ જે ખૂણે ઊભા હોઈએ ત્યાંથી એ ચક્ષચિત્રમાં રંગોનું જુદું જુદું મિશ્રણ જોઈએ છીએ."—વીલ ડુરાં : 'ધી મેન્શન્સ ઑફ ફિલૉસૉફી', પૃ. ૩૧.

૭૫; ૪. સરખાવો : " એટલે ગીતાની ભક્તિ તે વેવલાપણું નહિ, અંધશ્રદ્ધા નહિ. ગીતામાં સૂચવેલા ઉપચારને બાહ્ય ચેષ્ટા કે ક્રિયાની સાથે ઓછામાં ઓછો સમ્બન્ધ છે. માળા, તિલક, અર્ઘ્યાદિ સાધનો ભલે ભક્ત વાપરે, પણ તે ભક્તિનાં લક્ષણ નથી."—ગાંધીજી : 'અનાસક્તિયોગ', પ્રસ્તાવના પૃ. ૯—૧૦.

૭૫; ૧૨. સરખાવો : स्वतन्त्रः परमेश्वर एव सर्वकर्ता नाहं कश्चिदिति निश्चित्य । गी. ३; ३०. अभिनवगुप्तव्याख्या. ( સ્વતન્ત્ર પરમેશ્વર જ બધું કરે છે, હું પોતે તો કંઈ જ નથી, એમ તારે સમજવું જોઈએ. )

स्वकीयेनात्मना कर्त्रा स्वकीयैरेव करणैः स्वाराधनैकप्रयोजनाय परमपुरुषः सर्वशेषः सर्वेशी स्वयमेव स्वकर्माणि कारयति । गी. रा. भा. ३; ३०.

( પોતીકા આત્મારૂપી કર્તા દ્વારા, પોતાની જ ઇન્દ્રિયો વડે, પોતાની આરાધનારૂપી એક જ પ્રયોજન માટે, પરમ પુરુષ—સર્વ આત્માઓ જેનાં અંગરૂપ છે, ને જે સહુનો અંગી છે, તે પોતે જ પોતાનાં કામ કરાવે છે. )

परमपुरुषो हि स्वकीयेन जीवात्मना स्वकीयैश्च करणकलेवरप्राणैः स्वलीलाप्रयोजनाय कर्माण्यारभते । अतो जीवात्मगतं क्षुन्निवृत्त्यादिकमपि फलं तत्साधनभूतं च कर्म परमपुरुषस्यैव । ... वैदिकी हि बुद्धिः शरीरेन्द्रियप्राणजीवात्मोपकरणं परमात्मानमेव कर्तारमवधारयति । गी. रा. भा. १८; १३.

( પરમ પુરુષ પોતાના જીવાત્મા દ્વારા, પોતાની જ ઇન્દ્રિયો, કલેવર અને

પ્રાણ વડે, પોતાની લીલાના પ્રયોજનને અર્થે કર્મો કરે છે. તેથી જીવાત્માને લાગતી ભૂખ શમાવવારૂપી વગેરે ફળ, તથા તેના સાધનરૂપ કર્મ, તે પરમ પુરુષનું જ છે...વૈદિક જ્ઞાનમાં પરમાત્માને જ કર્તા માનેલો છે. શરીર, ઇન્દ્રિય, પ્રાણ અને જીવાત્મા એ બધાં પરમાત્માનાં ઉપકરણ અર્થાત્ સાધન છે.)

૭૫; ૨. સરખાવો:

> अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
> तमवज्ञाय मा मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥
> यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
> हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥
> द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
> भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥
> अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयानघे ।
> नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥
> अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम् ।
> अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा ॥

ભા. ૩; ૨૯; ૨૧–૨૪, ૨૭.

(હું સર્વ પ્રાણીઓમાં પ્રાણીઓના આત્મારૂપે સદા રહેલો છું. એવા મારું અપમાન કરીને માણસ મારી પૂજાઅર્ચાનો ઢોંગ કરે છે. હું ભૂતમાત્રમાં તેમના આત્મારૂપે રહેલો ઈશ્વર છું; તેને છોડીને જે માણસ મૂઢતાથી પૂજાઅર્ચા પાછળ પડે છે તે ભસ્મમાં જ હોમ કરે છે, અર્થાત્ તેની એ બધી પૂજાઅર્ચા ફોગટ જાય છે. જે માણસ અભિમાની છે, પારકાના શરીરમાં રહેનાર મારો દ્વેષ કરે છે, પ્રાણીઓને પોતાનાથી જુદાં ને પરાયાં ગણે છે, અને તેમની જોડે વેર બાંધે છે, તે માણસના મનને કદી શાન્તિ મળતી નથી. હે નિષ્પાપ માતા! માણસ એક તરફ નાનામોટા પદાર્થોથી રચેલી સામગ્રી વડે મૂર્તિ દ્વારા મારી પૂજા કરે, અને બીજી તરફ પ્રાણીઓના સમુદાયનું અપમાન કરે, તો તેની પૂજાથી હું પ્રસન્ન થતો નથી. પ્રાણીમાત્રમાં, તેમના અંતરાત્મારૂપે, વાસ કરનારો જે હું, તેનું માણસે પૂજન કરવું ઘટે છે — દાન, માન, મૈત્રી, અને અભેદભાવવાળી અર્થાત્ આત્મૌપમ્યવાળી દૃષ્ટિ વડે.)

मनसैतानि भूतानि प्रणमेद् बहु मानयन् ।
ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ॥ भा. ३; २९; ३४.

(ભગવાન—ઈશ્વર જીવરૂપી પોતાની કલા અર્થાત્ અંશ વડે દરેક પ્રાણીમાં પ્રવેશ કરી, ત્યાં વાસ કરીને બેઠેલો છે, એમ જાણીને માણસે જગતનાં સર્વ પ્રાણીઓ વિષે અત્યંત આદર રાખી તેમને મનથી પ્રણામ કરવા જોઈએ.)

एतावज्जन्मसाफल्यं देहिनामिह देहिषु ।
प्राणैरर्थैर्धिया वाचा श्रेय एवाचरेत्सदा ॥ भा. १०; २२; ३५.

(આ જગતમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલું જ છે કે તેઓ પોતાનાં પ્રાણ, ધન, બુદ્ધિ, વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે.)

સરખાવો: "આપણે મનુષ્યની સેવા ને તેના કલ્યાણ વિષે બેપરવાઈ ને વિરોધ રાખીએ છતાં ઈશ્વરની પૂજા આપણને આખરી મુકામે પહોંચવામાં મદદ કરશે, એમ જેઓ માને છે તેઓ મુક્તિનું રહસ્ય જાણતા નથી" — રાધાકૃષ્ણન: 'ધી ફિલૉસૉફી ઑફ રવીન્દ્રનાથ ટાગોર', પૃ. ૭૭.

ઈશ્વરોપાસના અને માનવસેવાનો આવો ઉપદેશ સર્વ ધર્મોમાં છે. દા. ત. જુઓ ઈસુ ખ્રિસ્તનાં વચનો: "તું તારા નાથ ઈશ્વર પર તારા પૂરા હૃદયથી, તારા પૂરા આત્માથી, તારા પૂરા મનથી, અને તારા પૂરેપૂરા બળથી, પ્રેમ રાખજે: આ પહેલી આજ્ઞા. અને બીજી આજ્ઞા એવી જ છે. તે આ: તું તારા પડોશી પર તારા પડના જેટલો જ પ્રેમ રાખજે. આ બેના કરતાં મોટી કોઈ આજ્ઞા નથી." — માર્કની સુવાર્તા ૧૨; ૩૦-૧.

૭૬; ૫. "ઈશ્વરદર્શન કરવા ઈચ્છનાર જે જીવોમાં ભાવના ને કલ્પનાનું પ્રાધાન્ય હોય છે તેઓ પોતાની ભક્તિ પ્રેમ, પૂજા ને અર્ચના દ્વારા વ્યક્ત કરે છે. તેઓ પોતાની ભક્તિના ભાજનને સગુણ સાકાર રૂપ આપે છે... જીવ અને ઈશ્વરનો સંબન્ધ આશક માશૂકના સમ્બન્ધ જેવો કલ્પવામાં આવે છે. આ ઉપમા આખા જગતના ભક્તો વાપરે છે. પૂર્વના આખા સાહિત્યમાં જીવ અને ઈશ્વરનો સાચો સમ્બન્ધ વર્ણવવા માટે આ ઉપમા નિરંતર વપરાય છે. કૃષ્ણ પ્રત્યેની રાધાની ઉત્કટ ભક્તિ તે જીવની ઈશ્વર માટેની ઝંખનાનું પ્રતીક છે.

કૃષ્ણ, આખી સૃષ્ટિને પોતા તરફ આકર્ષવા માટે, તેમની વેણુમાંથી દૈવી સંગીતનો પ્રવાહ વહેવડાવે છે ત્યારે રાધા તે સાંભળે છે ને કૃષ્ણને કાજે સર્વસ્વનો ત્યાગ કરે છે. માનવપ્રેમની ઉપમા પણ અહીં કામ લાગે છે, કેમકે સાચી પતિપત્નીના સંપૂર્ણ પ્રેમમાં બે છતાં એક હોય છે — પુરુષ અને સ્ત્રી મળીને એક અભિન્ન જીવન ગાળે છે. આત્માનું સમર્પણ, પ્રેમની પરિપૂર્તિ, અને ઈતર આત્મા સાથે અભેદ, એ જે લક્ષણો સ્ત્રીપુરુષના પ્રેમમાં હોય છે તે પરમાત્મા માટેની ઝંખનામાં પણ મોજૂદ હોય છે ... ફિલસૂફીનું બ્રહ્મ તે ભક્તિમાર્ગના સર્વ અનુયાયીઓને માટે ઈશ્વરરૂપ બની જાય છે. ઈશ્વર એ પરબ્રહ્મનો સર્વોત્તમ આવિર્ભાવ છે. તે સગુણ છે, પુરુષરૂપ છે, વિશ્વપતિ છે. ભક્તિમાં ભક્ત ને ભગવાનનો ભેદ છેલ્લી પળ સુધી ટકાવી રાખવામાં આવે છે, ને છેવટે સંપૂર્ણ ભક્તિમાં બે એક બની જાય છે. ત્યારે સગુણ ઈશ્વર નિર્ગુણ બ્રહ્મમાં વિલીન થઇ જાય છે ... ફિલસૂફીનું નિર્ગુણ બ્રહ્મ, ને ભક્તિનો સગુણ ઈશ્વર, એ બંનેને વેદાન્તમતમાં સ્થાન છે. જેઓ એ બેની વચ્ચે ભેદની કડક દીવાલ ઊભી કરે છે તેઓ વેદાન્તનુ તત્ત્વજ્ઞાન કદી સમજી શકવાના નથી " — રાધાકૃષ્ણન : 'ધી ફિલૉસૉફી ઑફ રવીન્દ્રનાથ ટાગોર', પૃ. ૫૨–૬.

૭૬; ૧૦. સરખાવો : "ભક્તિમાં એક નહીં પણ ભક્ત અને ભજનીય બે જોઇએ એ તો સ્પષ્ટ જ છે; ભક્તના ચિત્તનો કેવલ ભજનીયાકાર પરિણામ થવો એ ભક્તિની પરાકાષ્ઠા છે; ભક્ત પોતે જ ભજનીય છે એમ થઈ જાય, એવો સાક્ષાદનુભવ-પણ, સામર્થ્ય શક્તિ આકાર આદિ સુદ્ધાંમાં થઈ જાય, એ ભક્તિનું છેવટમાં છેવટનું ફલ છે ... એ રીતે જ્ઞાનીને પોતાની યથાર્થ સ્થિતિ સમજાયાથી સ્વભિન્ન કાંઈ રહેતું નથી, એટલે ભક્તના પરમાનંદ જેવો જ પરમાનંદ ઊપજે છે, કેમકે તે આનંદના વિક્ષેપનો હેતુ કોઇ નથી...સાનુભવ જ્ઞાન તે જ્ઞાનપૂર્વક ભક્તિ જ છે; ... ભક્તિ તે રસપૂર્વક જ્ઞાન જ છે. અભેદવાદાનુસાર જ્ઞાનભક્તિ ભિન્ન છે જ નહીં."—મ. ન. દ્વિવેદી : 'ભગવદ્ગીતા' —પ્રસ્તાવના, પૃ. ૩૮–૯.

"હે પ્રભુ! હે પ્રિયતમ! તું સર્વાંશે મારો છે, ને હું સર્વાંશે તારો છું."— ટૉમસ એ કૅંપીસ : 'ઑફ ધી ઈમિટેશન ઑફ ક્રાઇસ્ટ' ૩; ૫; ૫.

"હું અપૂર્ણ તે મારા પૂર્ણ રૂપને આરાધું છું." — ઈમર્સન.

રાધાકૃષ્ણને એક જમાએ એક ફારસી કવિનું વચન ટાંક્યું છે, તેનો અર્થ આ પ્રમાણે છે: "ચાર આંખો મળી. બે જીવોમાં ફેરફારો થયા. અને હવે મને યાદ નથી કે એ પુરુષ છે ને હું સ્ત્રી છું, કે એ સ્ત્રી છે ને હું પુરુષ છું-હું તો એટલું જ જાણું છું કે બે હતાં, પછી પ્રેમ આવ્યો, ને હવે એક છે."
—'ધી ફિલોસૉફી ઑફ રવીન્દ્રનાથ ટાગોર', પૃ. ૫૩ પરની પાદટીપ નં. ૧.

૭૬; ૧૩. ભાગવતમાં પણ અદ્વૈતની સાથે ભક્તિનું અનુસંધાન કર્યું છે. નીચેના શ્લોકમાં અદ્વૈતનું પ્રતિપાદન છે:

यथा ह्यवहितो वह्निर्दारुष्वेकः स्वयोनिषु ।
नानेव भाति विश्वात्मा भूतेषु च तथा पुमान् ॥ भा. १; २; ३२.

(જેમ અગ્નિ એક છે છતાં પોતાને ઉત્પન્ન કરનારાં જુદાં જુદાં લાકડાંમાં અનેક હોય એવો ભાસ થાય છે, તે જ પ્રમાણે વિશ્વના આત્મા એવા ભગવાન એક હોવા છતાં જુદાં જુદાં પ્રાણીઓમાં જીવરૂપે જુદા જુદા હોય એવો ભાસ થાય છે.)

નારદે ભગવાનનું ચિન્તન કર્યું તે ક્યાંક બહાર બેઠેલા ઈશ્વરનું નહીં પણ અંતર્યામીનું. आत्मनात्मानमात्मस्थं यथाश्रुतमचिन्तयम् । भा. १; ६; १६. (મેં સાંભળેલું તે પ્રમાણે અંતરમાં રહેલા આત્માનું આત્મા વડે ચિન્તન કર્યું) હરિ હૃદયમાં જ પ્રગટ થયા: हृद्यासीन्मे शनैर्हरिः । १; ६; १७. આનન્દના પૂરમાં તે એવા તો લીન થઈ ગયા ભક્ત અને ભગવાન બંને દેખાતા બંધ થઈ ગયા. आनन्दसंप्लवे लीनो नापश्यमुभयं मुने । १; ६; १८. ગોપીઓના પ્રસંગમાં કહ્યું છે કે તેઓ જેની ભક્તિ કરતી હતી તે બહાર હતો તેમ અંતરમાં પણ હતો. गोपीनां तत्पतीनां च सर्वेषामेव देहिनाम् । योऽन्तश्चरति सोऽध्यक्षः क्रीडनेनेह देहभाक् ॥ भा. १०; ३३; ३६. (જે પરમાત્મા ગોપીઓનાં, તેમનાં પતિઓનાં, તેમજ સર્વ શરીરધારીનાં અંતરમાં સાક્ષીરૂપે વાસ કરે છે તે જ કેવળ ક્રીડા વડે જગતમાં દેહ ધારણ કરે છે.) વળી જુઓ ભા; ૧; ૬; ૪૨.

શંકરના કેવલાદ્વૈતવાદને ભક્તિ સાથે વિરોધ નથી, એટલું જ નહીં પણ ભક્તિને તેમાં ઘણું મહત્ત્વ આપ્યું છે. શંકરનાં ઉત્કટ ભક્તિભાવથી ભરેલાં સ્તોત્રો એનો પુરાવો આપે છે. એક સ્તોત્રમાં તેઓ કહે છે:

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥ षट्पदी २.

( હે નાથ, આપણી વચ્ચેનો ભેદભાવ દૂર થઈ જાય ત્યારે પણ હું તારો છું, તું મારો નથી. તરંગ સમુદ્રનો હોય છે; સમુદ્ર કદી તરંગનો હોતો નથી. )

શાંકરવેદાન્તના સંપ્રદાયમાં મધુસૂદન સરસ્વતીએ ભક્તિ પર ઘણો ભાર દીધો છે, ને ભક્તિ વિષેના પણ ગ્રન્થો લખ્યા છે. ગીતા પરની તેમની ટીકામાં તેમણે પોતાના એક શ્લોકમાં નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કાર કરતાં કૃષ્ણની ભક્તિને વધારે પસંદ કરી છે :

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किञ्चन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ।
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिन्दीपुलिनोदरे किमपि यन्नीलं महो धावति ॥ गी. मधु. १३; १.

( ધ્યાનના અભ્યાસ વડે મનને વશ કરીને યોગીઓ નિર્ગુણ ને નિષ્ક્રિય એવા કોઈ પરમ જ્યોતિનું દર્શન કરતા હોય, તો તે ભલે કરે. પણ કાલિન્દીના પટમાં જે અદ્ભુત નીલ તેજ આમતેમ દોડે છે તે જ ચિરકાળ લગી અમારા લોચનને ચમત્કાર બતાવે, એમ અમે તો ઇચ્છીએ છીએ. )

વળી કહ્યું છે : कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने । गी. मधु. १८; ७८.
( કૃષ્ણના કરતાં પર એવું કોઈ તત્ત્વ મારી જાણમાં નથી . )

૭૬; ૧૭. कर्म क्रियत इति व्यापारमात्रम् । गी. शां. भा. ४; १८.

( જે કંઈ કરવામાં આવે તેનું નામ કર્મ. એટલે કે વ્યાપાર અથવા ક્રિયામાત્ર કર્મ છે. )

૭૬; ૨૨. મીમાંસકો માને છે કે કર્મ પોતાની મેળે જ ફળે છે; કર્મનું ફળ આપનાર ઈશ્વર છે એમ માનવાની કશી જરૂર નથી; તેથી ઈશ્વરની હસ્તી માનવાની પણ જરૂર નથી. વળી તે માને છે કે જગતની ઉત્પત્તિ પણ કર્મથી આપોઆપ થાય છે; તેનો કર્તા ઈશ્વર નથી.

तत्र नित्यसर्वज्ञकर्तृकम् । किं तर्हि ? कर्मण एव तस्याचिन्त्यप्रभावात् सर्वेद्व

फलहेतुत्वाभ्युपगमात् । सति कर्मणः फलहेतुत्वे किमीश्वरादिकल्पनयेति न नित्यस्येश्वरस्य नित्यसर्वज्ञशक्तेः फलहेतुत्वं च । केन. शां. भा. वाक्य. ३; १.

(મીમાંસક કહે છે: 'જગત અને તેમાં રહેલી કર્મફળની વ્યવસ્થા કોઈ નિત્ય અને સર્વજ્ઞ એવા કર્તાએ બનાવેલાં નથી.' 'ત્યારે કોણે બનાવેલાં છે?' 'એ કર્મે જ બનાવેલાં છે. એ કેવળ કર્મનું જ ફળ છે; કેમકે કર્મનો પ્રભાવ અચિન્ત્ય છે, અને સહુએ કબૂલ કર્યું છે કે ફળદાતા તે કર્મ પોતે જ છે. આમ કર્મ ફળદાતા હોવા છતાં, વધારામાં ઈશ્વરની કલ્પના કરવાની શી જરૂર? તેથી નિત્ય, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન એવો ઈશ્વર કર્મનાં ફળ દેનારો છે, એમ માનવું બરાબર નથી.')

ગીતા અને શંકરનો મત આથી સાવ ઊલટો છે. તેઓ ઈશ્વરને જ જગતનો સર્જક અને ફળદાતા માને છે. શંકર કહે છે કે આ જગતનું તન્ત્ર અતિશય નિયમિત રીતે ચાલે છે એ જ ઈશ્વરની હસ્તીનો પુરાવો છે. तत्सिद्धिर्जगतो नियतप्रवृत्तेः । केन. शां. भा. वाक्य. ३; १. વળી કહે છે કે 'અત્યંત કુશળ શિલ્પીઓ પણ રચી ન શકે એવી રચનાવાળું' (अत्यन्तकुशलशिल्पिभिरपि दुर्निर्माणम्) જે જગત છે તેનો રચનાર કોઈ ચેતન જ્ઞાતા હોવો જ જોઈએ. આપણને અલ્પ શક્તિવાળા માણસોને લાગે કે જગતની આવી વિવિધ ને અદ્ભુત રચના કરતાં કેટલી બધી મહેનત પડી હશે! પણ ઈશ્વરને એવી મહેનત પડતી નથી. એને તો સૃષ્ટિ રચવી એ લીલારૂપ છે, રમતવાત છે, કેમકે એ સર્વશક્તિમાન છે. यद्यप्यस्माकमियं जगद्बिम्बविरचना गुरुतरसरम्भमिवाभाति, तथापि परमेश्वरस्य लीलैव केवलेयं, अपरिमितशक्तित्वात् । ब्र. सू. शां. भा. २;१;३३. વળી કર્મફળનો દાતા પણ એ જ છે. આના સમર્થનમાં કેટલીક દલીલ કરી, છેવટે શંકર કહે છે:

> तस्माच्छान्ते यागादिकर्मणि नित्यः कर्तृकर्मफलविभागज्ञ ईश्वरः सेव्यादिवद्यागानुरूपफलदातोपपद्यते । केन. शां. भा. वाक्य. ३; १.

(તેથી યાગ વગેરે કર્મ સમાપ્ત થઈ ગયા પછી, નિત્ય, અને કર્તા કર્મ ફળના વિભાગનો જાણનાર, એવો ઈશ્વર, શેઠની પેઠે, યાગ વગેરેનું ઉચિત ફળ આપે છે, એમ માનવું જ યોગ્ય ગણાય.)

વળી કહે છે:

अस्य जगतो नामरूपाभ्यां व्याकृतस्य ... मनसाप्यचिन्त्यरचनारूपस्य जन्म-स्थितिभङ्गं यतः सर्वज्ञात् सर्वशक्तेः कारणाद् भवति तद् ब्रह्म ।

ब्र. सू. शां. भा. १; १; २.

(નામરૂપ વડે પ્રગટ થયેલું, ... અને જેના રૂપની રચના અચિન્ત્ય છે, એવું આ જે જગત, તેનાં જન્મ, સ્થિતિ અને ભંગ કરનાર જે સર્વજ્ઞ ને સર્વશક્તિમાન કારણ છે, તે બ્રહ્મ.)

જેમણે જગતની અચિન્ત્ય રચનાનું આવું સુન્દર વર્ણન કર્યું છે તે શંકર જગતની હસ્તી બિલકુલ ખરી માનતા જ નથી, એમ કેમ કહી શકાય? તેઓ તો એટલે સુધી કહે છે કે કાર્યરૂપ જગતની હસ્તી તે જ કારણરૂપ બ્રહ્મની હસ્તીનો પુરાવો છે. જુઓ તૈ. શાં. ભા. ૬; ૧.

૭૮; ૧૪. લોકસંગ્રહ વિષેનાં ગીતાનાં વચનો એટલાં અસંદિગ્ધ છે કે શંકરે પણ તેમાંથી બીજો અર્થ કાઢવાનું ઉચિત માન્યું નથી. ૩; ૨૦, ૨૪ પરના ભાષ્યમાં, સંસિદ્ધિ પામેલા જ્ઞાનીએ પણ લોકસંગ્રહાર્થે તો કર્મ કરવાં જ જોઈએ એ વિષે જનક વગેરેના દાખલા આપ્યા છે, ત્યાં શંકર કહે છે:

यदि ते प्राप्तसम्यग्दर्शनास्ततो लोकसंग्रहार्थं प्रारब्धकर्मत्वात् कर्मणा सहैवासं-न्यस्यैव कर्म संसिद्धिमास्थिता इत्यर्थः । अथाप्राप्तसम्यग्दर्शना जनकादयस्तदा कर्मणा सत्त्वशुद्धिसाधनभूतेन क्रमेण संसिद्धिमास्थिता इति व्याख्येयः श्लोकः । अथ मन्यसे पूर्वैरपि जनकादिभिरप्यजानद्भिरेव कर्तव्यं कर्म तावता नावश्यमन्येन कर्तव्यं सम्यग्दर्शन-वता कृतार्थेनेति, तथापि प्रारब्धकर्मायत्तस्त्वं लोकसंग्रहमेवापि लोकस्योन्मार्गप्रवृत्ति-निवारणं लोकसंग्रहस्तमेवापि प्रयोजनं संपश्यन्कर्तुमर्हसि । ... यदि पुनरहमिव त्वं कृतार्थबुद्धिरात्मविदन्यो वा तस्याप्यात्मनः कर्तव्याभावेऽपि परानुग्रह एव कर्तव्य इति ।

गी. शां. भा. ३; २०.

(એ જનક વગેરેને સમ્યગ્દર્શન થયું હતું, તો તેમણે — પોતાનાં કર્મો પ્રારબ્ધ અર્થાત્ ફળ આપવા શરૂ થઈ ચૂકેલાં હોવાથી — લોકસંગ્રહને અર્થે કર્મ કરીને, અર્થાત્ કર્મનો સંન્યાસ કર્યા વિના જ, પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી. પણ જો તેમને સમ્યગ્દર્શન થયું નહોતું, તો તેમણે અંતરની શુદ્ધિમાં સાધનરૂપ

એવું કર્મ કરીને ક્રમશઃ પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી. — એવો આ શ્લોકનો અર્થ ઘટાવવો જોઈએ. 'જનક વગેરે આત્માને ન જાણનારા હોવાથી તેમણે કર્તવ્ય કર્મ કર્યું, એટલા પરથી બીજા જ્ઞાની કૃતાર્થ પુરુષે પણ અવશ્ય કર્મ કરવું જોઈએ એમ સાબિત થતું નથી,' — આમ તું માનતો હોય તોપણ, તું પ્રારબ્ધ કર્મને અધીન હોવાથી, તારે લોકસંગ્રહને અર્થે — એટલે કે લોકને ઊલટે રસ્તે જતા રોકવાને સારુ પણ — કર્મ કરવું ઘટે છે.)

આ વચનો પરની ટીકામાં આનન્દગિરિ કહે છે :

तेन विद्यावतापि लोकमर्यादास्थापनार्थं विहितं कर्तव्यमित्यर्थः। ... विद्यावतोऽपि कर्मप्रवृत्तिं संभावयति। ... आत्मविदापि परानुग्रहाय कर्तव्यमेव कर्मेत्याह।

(તેથી જ્ઞાની પુરુષે પણ લોકમર્યાદા સ્થાપવા માટે વિહિત કર્મ કરવું જોઈએ, એવો આનો અર્થ છે. જ્ઞાનીને માટે પણ કર્મપ્રવૃત્તિનો સંભવ બતાવ્યો છે ... આત્મજ્ઞાનીએ પણ પરોપકારને માટે કર્મ કરવું જ જોઈએ, એમ કહ્યું છે.)

ગી. ૪; ૧૨ પરની ટીકામાં નીલકંઠ કહે છે: तस्मात् श्रेयोर्थिना सर्वस्य कल्याणार्थैव यतितव्यमिति भाव.।

(તેથી શ્રેયાર્થીએ સહુના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઈએ, એમ કહેવાનો આશય છે.)

વળી શંકર કહે છે ·

कुरु तेन कर्मैव त्वं न तूष्णीमासनं नापि संन्यासः कर्तव्यस्तस्मात्त्वं पूर्वैरप्यनुष्ठितत्वादयनात्मज्ञस्त्व तदात्मशुद्धयर्थं तत्त्वविच्चेल्लोकसंग्रहार्थम्। ગી. શાં. ભા. ૪; ૧૫.

(તેથી તું પણ કર્મ કર. તારે ચૂપ બેસી રહેવું કે કર્મનો સંન્યાસ કરવો યોગ્ય નથી. પૂર્વજોએ પણ કર્મ કરેલું હોવાથી, તું કર્મ કર — તું આત્મજ્ઞાની ન હોય, તો આત્મશુદ્ધિને અર્થે; અને આત્મજ્ઞાની હોય, તો લોકસંગ્રહને અર્થે.)

કર્મથી ક્રમમુક્તિ, ને જ્ઞાનથી સદ્યોમુક્તિ, એમ શંકરે કહ્યું છે; ત્યાં કર્મને જ્ઞાનનું સાધન માની ગૌણ પદ આપ્યું છે એટલું જ. જુઓ ગી. શાં.

ભા. ૫; ૨૭. પણ કશું કર્મ કર્યા વિના બેસી રહેવાનો ઉપદેશ તો તેમણે નથી જ આપ્યો. कर्मानारंभ इति चेन्न, निष्कामस्य संस्कारार्थत्वात्। केन. शां. वाक्य. भा. १; १. (કર્મનો આરંભ જ ન કર્યો હોય તો કેવું? એ પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહે છે કે ના, એ બરાબર નથી. કેમકે નિષ્કામ કર્મ તો માણસને સંસ્કારી અર્થાત્ શુદ્ધ બનાવે છે.)

૮૦; ૨૬. કેવળ ભગવાં, દંડ, કમંડલુ વગેરે ધારણ કરવારૂપ જે સંન્યાસથી જ્ઞાનસહિત સંન્યાસને જુદો પાડવા સારુ એને શંકરે 'પરમાર્થ-સંન્યાસ' અર્થાત્ ખરો સંન્યાસ કહ્યો છે. ગી. શાં. ભા. ૬; ૨.

આના સમર્થનમાં નીલકંઠે કહ્યું છે : कर्मजचित्तशुद्धयभावे कृतादपि संन्यासान्न मोक्षसिद्धिः। ... न हि रागादिग्रस्तः सर्वभूतेभ्यः सर्वात्मनाऽभयं दातुमीष्टे। गी. ३; ४. — नीलकंठव्याख्या।

(કર્મથી ઉત્પન્ન થતી શુદ્ધિ વિના સંન્યાસ લીધો હોય, તો તેવા સંન્યાસથી મોક્ષ મળે નહીં ... જે માણસ રાગદ્વેષમાં ફસાયેલો હોય તે પ્રાણીમાત્રને પૂરા હૃદયથી અભયદાન આપી શકે જ નહીં.)

કર્મ અને જ્ઞાનનો સંબન્ધ નીચેનાં વચનમાં બહુ સ્પષ્ટ રીતે બતાવ્યો છે : ज्ञानं कर्मणा रहितं न भवति। कर्म च कौशलोपेतं ज्ञानरहितं न भवति। इत्येकमेव वस्तु ज्ञानकर्मणी। तथा चोक्तं —'न क्रियारहितं ज्ञानं न ज्ञानरहिता क्रिया। ज्ञानक्रियाविनिष्पन्न आचार्यः पशुपाशहा।' गी. ३; ४ — अभिनवगुप्तव्याख्या.

(કર્મ વિનાનું જ્ઞાન શક્ય નથી. જ્ઞાન વિના કૌશલવાળું કર્મ શક્ય નથી. તેથી જ્ઞાન અને કર્મ એ એક જ વસ્તુ છે. માટે કહ્યું છે : 'કર્મ વિનાનું જ્ઞાન શક્ય નથી, ને જ્ઞાન વિનાની ક્રિયા શક્ય નથી. તેથી જે આચાર્યમાં જ્ઞાન અને કર્મ બંને હોય છે તે પશુ અર્થાત્ જીવના પાશ છેદી શકે છે.')

સરખાવો : णाणं किरियारहियं किरियामेत्तं च दो वि एगंता।
असमत्था दाएउं जम्म-मरणदुक्ख मा भाई॥
सन्मति प्रकरण ६८ — સુખલાલજી તથા બેચરદાસજીની ગુજરાતી વ્યાખ્યા, સહિત, પૃ. ૯૫.

( ક્રિયા વિનાનું જ્ઞાન, અને માત્ર જ્ઞાનશૂન્ય ક્રિયા, એ બન્ને એકાન્તો હોઈ, જન્મમૃત્યુના દુ:ખથી નિર્ભયપણું આપવા અસમર્થ છે )

૮૬, ૪ આમા કુશળતા શી? તે સમજાવતાં શકર કહે છે તદ્ધિ કૌશલં યદ્ બન્ધસ્વભાવાન્યપિ કર્માણિ સમત્વબુદ્ધ્યા સ્વભાવાન્નિવર્તન્તે । ગી શાં ભા ૨, ૫૦ (બન્ધન કરવુ એ જેનો સ્વભાવ જ છે એવાં કર્મ પણ, સમત્વબુદ્ધિના પ્રભાવથી, પોતાનો સ્વભાવ છોડી દે છે, એ જ આમા કુશળતા છે )

૮૨, ૧૨ યજ્ઞાર્થે કરેલા કર્મનો અર્થ શકરે આ પ્રમાણે કર્યો છે- 'યજ્ઞો વૈ વિષ્ણુ' ઇતિ શ્રુતેર્યજ્ઞ ઈશ્વરસ્તદર્થં યત્ક્રિયતે તદ્ યજ્ઞાર્થં કર્મ ।

ગી શાં ભા ૩, ૯

('યજ્ઞ તે વિષ્ણુ છે.' એવુ શ્રુતિવચન હોવાથી, યજ્ઞ એટલે ઈશ્વર તેથી ઈશ્વરને અર્થે કરેલુ કર્મ તે યજ્ઞાર્થે કરેલુ કર્મ )

૮૨, ૧૪ કર્મયોગની ચાવી સમજાવતાં શકરે કહ્યુ છે કે કર્મ બધાં બ્રહ્મ અર્થાત્ ઈશ્વરને અર્પણ કરવાં જોઈએ, 'જેમ નોકર શેઠને માટે કામ કરે તેમ હુ ભગવાનનું જ કામ કરુ છુ,' એવો ભાવ મનમાં રાખવો જોઈએ, અને એ કર્મમાથી મોક્ષ સુદ્ધા મેળવવાની આશા ન રાખવી જોઈએ. બ્રહ્મણીશ્વર આધાય નિક્ષિપ્ય તદર્થં કરોમીતિ ભૃત્ય ઇવ સ્વામ્યર્થં સર્વાણિ કર્માણિ મોક્ષેઽપિ ફલે સઙ્ગ ત્યક્ત્વા કરોતિ ય સવકર્માણ, લિપ્યતે ન સ પાપેન । ગી શાં ભા ૫, ૧૦

શકરે અહીં 'દાસ્યભક્તિ'નો ઉપદેશ આપેલો છે એ નોધવા જેવુ છે સરખાવો મીરાંનું વચન 'મને ચાકર રાખોજી,' તથા ગોપીઓની વિનતી પુરુષભૂષણ દહિ દાસ્યમ્ । ભા ૧૦, ૨૯, ૩૮ ( હે પુરુષભૂષણ ! અમને તમારાં દાસ બનાવો ) વલ્લભ પણ પોતાને કૃષ્ણના 'દાસ' તરીકે ઓળખાવે છે ઇતિ શ્રીકૃષ્ણદાસસ્ય વલ્લભસ્ય હિત વચ । અન્ત કરણપ્રબોધ ૧૦ ( શ્રીકૃષ્ણના દાસ વલ્લભનુ આ હિતકારી વચન છે ) વળી શકર કહે છે કર્મયોગનિષ્ઠાયા પરમરહસ્યમીશ્વરશરણતામ્ । ગી શાં ભા ૧૮, ૬૬ ( ઈશ્વરને સર્વભાવે શરણે જવુ એ કર્મયોગનિષ્ઠાનુ પરમ રહસ્ય છે ) તથા કર્મયોગ

निष्ठाफलं सम्यग्दर्शनं सर्ववेदान्तविहितम् । गी. शां. भा. १८; ६६. (સર્વ વેદાન્તમાં કહેલું જે સમ્યગ્દર્શન છે તે કર્મયોગનિષ્ઠાનું ફળ છે.)

૮૫; ૭. विहाय परित्यज्य कामान्यः संन्यासी पुमान् सर्वानशेषतः कार्त्स्न्येन चरति जीवनमात्रचेष्टाशेषः पर्यटतीत्यर्थः । गी. शां. भा. २; ७१.

(જે સંન્યાસી સર્વ કામનાઓને પૂરેપૂરી તજીને કેવળ જીવન ટકાવવા માટે જ કર્મ કરનારો થઈને ફરે છે. ...)

सर्वारम्भपरित्यागी देहधारणमात्रनिमित्तव्यतिरेकेण सर्वकर्मपरित्यागीत्यर्थः । गी. शां. भा. १४; २५.

(સર્વ આરંભનો ત્યાગ કરનાર — એનો અર્થ એ છે કે કેવળ દેહધારણ માટે જરૂરનાં હોય તે સિવાયનાં સર્વ કર્મોનો ત્યાગ કરનાર.)

૮૬; ૨૨. સરખાવો : " કામના એ અસૂયાની બહેન છે." — રોમૈં રોલાં.

एतौ न कामक्रोधौ नित्यसंबन्धिनौ अन्योन्यौ अविनाभावेन वर्तेते इत्येकत्व-तयैव व्याचष्टे । गी. ३; ३७. अभिनवगुप्तव्याख्या. (આ કામ અને ક્રોધ કાયમના એકબીજા સાથે જડાયેલા છે; ને હંમેશાં એકબીજાની સાથે જ રહે છે. તેથી એમને અહીં એકરૂપ તરીકે વર્ણવ્યા છે.) ભાગવતે સૂચવ્યું છે કે જેણે ક્રોધને જીત્યો તેણે જ કામને જીત્યો ગણાય. भा. ७; ७; ७.

૮૭; ૨૮. मोक्षस्य चाकार्यत्वात् । गी. शां. भा. ३; १. (મોક્ષ અકાર્ય છે, અર્થાત્ કોઈ ક્રિયાથી પ્રાપ્ત થાય એવો નથી.)

આત્મા પ્રાપ્ત કરવાનો તો છે જ નહીં, તે તો હૃદયગુહામાં બેઠેલો જ છે. न हि आत्मा नाम कस्यचित् कदाचिदप्रसिद्धः प्राप्यो हेय उपादेयो वा । आत्मनोऽन्तर-तमत्वात्तद्‌वगतिं प्रति न प्रमाणान्तरापेक्षा । गी. शां. भा. १८; ५०. (આત્મા કદી કોઈને માટે અપ્રસિદ્ધ નથી; તેમ મેળવવાનો, તજવાનો કે સાચવવાનો પણ નથી ... આત્મા અન્તરતમ હોવાથી તેને જાણવા માટે બીજા કોઈ પ્રમાણની જરૂર રહેતી નથી.) આત્માનું દર્શન નથી થતું તેનું કારણ અજ્ઞાનનું આવરણ છે. तस्माद् ज्ञाने यत्नो न कर्तव्यः किन्त्वनात्मबुद्धिनिवृत्तावेव । गी. शां. भा. १८; ५०. (તેથી જે યત્ન કરવાનો છે તે જ્ઞાન મેળવવા માટે

નહીં, પણ અનાત્માને આત્મા માની લેવામાં જે અજ્ઞાન રહેલું છે તેને દૂર કરવા માટે જ કરવાનો છે.)

૮૯; ૨૮. મુક્તિના બે પ્રકાર — જીવન્મુક્તિ (બૌદ્ધ — નિર્વાણ), અને વિદેહમુક્તિ (બૌદ્ધ — પરિનિર્વાણ):

इहैवाविद्याकृतकामकर्मबन्धनैर्विमुक्तो भवति । विमुक्तश्च सन्विमुच्यते पुनः शरीरं न गृह्णातीत्यर्थः । कठ. शां. भा. २; २; १.

(આ લોકમાં જ અવિદ્યાએ રચેલાં કર્મ અને કર્મનાં બંધનોમાંથી તે છૂટી જાય છે — એ જીવન્મુક્તિ. એ રીતે મુક્ત થયેલો તે મુક્ત — અર્થાત્ વિદેહમુક્ત — થાય છે; અર્થાત્ ફરી શરીર ધારણ કરતો નથી.)

શંકર બંને પ્રકારની મુક્તિ માને છે; રામાનુજ આદિ માત્ર વિદેહમુક્તિ જ માને છે.

૯૧; ૨. અહીં 'સાધર્મ્ય' શબ્દના અર્થને વિષે શંકર કહે છે:

मम परमेश्वरस्य साधर्म्यं मत्स्वरूपतामागताः प्राप्ता इत्यर्थो न तु समानधर्मतां साधर्म्यं क्षेत्रज्ञेश्वरयोर्भेदानभ्युपगमाद्गीताशास्त्रे । गी. शां. भा. १४; २.

(તેઓ મારા અર્થાત્ પરમેશ્વરના સાધર્મ્યને પામે છે. ત્યાં સાધર્મ્યનો અર્થ સમાનધર્મતા નથી, પણ તાદાત્મ્ય છે. કેમકે ગીતાશાસ્ત્રમાં ક્ષેત્રજ્ઞ અને ઈશ્વર વચ્ચે ભેદ માનેલો નથી.)

રામાનુજે 'સાધર્મ્ય'નો અર્થ 'સામ્ય' કર્યો છે.

૯૧; ૧૩. अत्यर्थं मत्प्रियत्वेन मत्कीर्तनयतननमस्कारैर्विना क्षणाणुमात्रेऽप्यात्मधारणमलभमाना मद्गुणविशेषवाचीनि मन्नामानि स्मृत्वा पुलकितसर्वाङ्गा हर्षगद्गदकण्ठा नारायण कृष्ण वासुदेवेत्येवमादीनि सततं कीर्तयन्तस्तथैव यतन्ते मत्कर्मस्वर्चनादिकेषु वन्दनस्तवनकरणादिकेषु तदुपकारेषु भवननन्दनवनकरणादिकेषु च दृढसंकल्पा यतमाना भक्तिभारावनामितमनोबुद्ध्यभिमानपदद्वयकरद्वयशिरोभिरष्टाङ्गैरविगणितपाङ्कर्दमशर्करादिके धरातले दण्डवत्प्रणिपतन्तः सततं मां नित्ययुक्ता नित्ययोगमाकाङ्क्षमाणा आत्मवन्तो मद्दास्यव्यवसायिन उपासते । गी. रा. भा. ९; १४.

(તેમનાં મનમાં મારે માટે અતિશય પ્રેમ હોવાથી તેઓ જુએ છે કે મારાં કીર્તન વિના, યત્નો કર્યા વિના, ને મને નમસ્કાર કર્યા વિના તેમનાથી

ક્ષણના અણુભાગ જેટલો વખત પણ જીવનને ટકાવી શકાતું નથી. એટલે તેઓ મારા જુદા જુદા અનેક ગુણોનાં વાચક એવાં મારાં નામોનું સ્મરણ કરે છે. તેમ કરતાં તેમનાં સર્વ અંગોએ રોમાંચ આવે છે, ને તેમના કંઠ હર્ષથી ગદ્ગદ થઈ જાય છે. તેઓ નારાયણ, કૃષ્ણ, વાસુદેવ વગેરે નામોનું નિરંતર રટણ કર્યા કરે છે. તેજ પ્રમાણે મારાં કામોમાં — અર્થાત્ અર્ચનાદિમાં, તથા વન્દન, સ્તવન વગેરેમાં, તેમજ તેમાં સહાયક થાય એવાં મંદિર, બાગબગીચા વગેરે બનાવવામાં — પણ પ્રયત્નપૂર્વક મંડ્યા રહે છે. ભક્તિના ભારને લીધે તેમનાં મન, બુદ્ધિ, અભિમાન વગેરે નમી ગયેલાં હોય છે. એટલે તેઓ ધૂળ, કાદવ, કાંકરા વગેરેની પરવા કર્યા વિના બે પગ, બે હાથ તથા માથા વગેરે અષ્ટાંગ વડે ભૂતળ ઉપર દંડવત પ્રણામ કરે છે. તેઓ નિત્યયુક્ત હોય છે, મારી સાથે નિરંતર તેમનો યોગ અથવા અનુસંધાન થાય એમ ઇચ્છે છે, આત્મવાન હોય છે, અને મારા દાસની પેઠે કામ કરવામાં વ્યાપચ્યા રહીને મારી ઉપાસના કરે છે.)

૯૧; ૨૩. સરખાવો : "વળી રાસમાં કૃષ્ણ કેવળ મધ્યસ્થાને જ નહિ, પણ આસપાસ ફરતી પ્રત્યેક ગોપી સાથે એક એક કૃષ્ણ, એવી કલ્પના પણ જોવામાં આવે છે. એનું તાત્પર્ય એ છે કે બ્રહ્મ એ વિશ્વનું કેવળ મધ્યબિંદુ જ નહિ, પણ એનું પરિધ પણ છે. ... આનો હેતુ પરમાત્માનું નિર્ગુણ અને સગુણ — પર અને અન્તર્યામી — ઉભય સ્વરૂપ નિર્દેશવાનો છે." — આ. બા. ધ્રુવ : 'આપણો ધર્મ', પૃ. ૭૫૭-૮.

૯૧; ૨૪. स तमेवोपैति तद्भावं याति तत्समानैश्वर्यो भवतीत्यर्थः । गी. रा. भा. ८; १०. (તે દિવ્ય પરમ પુરુષને પામે છે, એટલે કે પરમાત્મભાવને પામે છે, અર્થાત્ તેના જેવા ઐશ્વર્યવાળો થાય છે, એવો અર્થ છે.) ટીકાકાર વેંકટનાથ કહે છે કે જીવ ઈશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરે છે એવા ભૂલભરેલા વિચારનું નિરસન અહીં રામાનુજે કરેલું છે. तत्र तादात्म्यादिभ्रमं व्युदस्यति । વળી 'પરમ ધામ' નો અર્થ કરતાં રામાનુજે કહ્યું છે: अथवा प्रकाशवाची धामशब्दः । प्रकाशश्चेह ज्ञानमभिप्रेतम् । प्रकृतिसंसृष्टात्परिच्छिन्नज्ञानरूपादात्मनोऽपरिच्छिन्नज्ञानरूपतया मुक्तस्वरूपं परं धाम । गी. रा. भा. ८; २१. (અથવા 'ધામ' શબ્દનો અર્થ પ્રકાશ પણ થાય. અહીં પ્રકાશ એટલે જ્ઞાન એ અર્થ અભિપ્રેત

છે. આત્મા પ્રકૃતિએ સરજેલા પરિમિત જ્ઞાનવાળા રૂપમાંથી, અપરિમિત જ્ઞાનવાળું જે મુક્ત સ્વરૂપ પ્રાપ્ત કરે, તેનું જ નામ પરમ ધામ.) વળી જુઓ ગી. રા. ભા. ૪; ૨૫.

વળી આત્મા મુક્ત થાય ત્યારે પણ તેની ને પરમ પુરુષની વચ્ચેનો ભેદ કાયમ રહે છે, એ વિષે કહ્યું છે: उत्तमः पुरुषस्तु ताभ्यां क्षराक्षरशब्दनिर्दिष्टाभ्यां बद्धमुक्तपुरुषाभ्यामन्योऽर्थान्तरभूतः परमात्मेत्युदाहृतः। ગી. રા. ભા. ૧૫; ૧૭. (ક્ષર અને અક્ષર એ શબ્દોથી જે બદ્ધ તેમજ મુક્ત પુરુષનો નિર્દેશ કરવામાં આવે છે, તે બંનેથી પરમ પુરુષ જુદો છે, ને તેને પરમાત્મા કહેવામાં આવે છે.)

વલ્લભનો મત આ વિષયમાં રામાનુજ કરતાં શંકરને વધારે મળતો છે. તેઓ શુદ્ધ જીવને બ્રહ્મથી અભિન્ન, બ્રહ્મરૂપ, માને છે. आनन्दांशाभिव्यक्तौ तु तत्र ब्रह्माण्डकोटयः। प्रतीयेरन् परिच्छेदो व्यापकत्वं च तस्य तत्॥ બ્ર. સૂ. અણુભાષ્ય ૨; ૩; ૩૦. (જીવના આનન્દનો જે અંશ ઢંકાઈ ગયો હતો તે જ્યારે પાછો પ્રગટ થાય ત્યારે જીવમાં અનેક કોટિ બ્રહ્માંડનું દર્શન થાય છે. એવો જીવ દેહમાં રહેલો હોઈ પરિમિત છે એ ખરું; પણ તે સર્વવ્યાપી સુદ્ધાં છે.)

૯૧; ૨૬. મોક્ષાવસ્થામાં આત્મા ને પરમાત્માનું ઐક્ય થાય છે, એવો એક મત છે; સામ્ય થાય છે એવો બીજો મત છે. બંને મત પોતાના સમર્થનમાં ઉપનિષદોનાં વચન ટાંકે છે. स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति। મું. ૩; ૨; ૯. (જે માણસ આ પરબ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ બની જાય છે.) अभयं वै ब्रह्म भवति य एवं वेद। બૃ. ૪; ૪; ૨૫. (જે માણસ આ પ્રમાણે જાણે છે તે નિર્ભય બ્રહ્મ બને છે.) વગેરે વચનોનો આધાર પહેલો મત લે છે. तदा विद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति। મુ. ૩; ૧; ૩. (ત્યારે એ જ્ઞાની પુણ્યપાપને ખંખેરી નાખે છે, નિરંજન બની જાય છે, ને પરમ સામ્ય પ્રાપ્ત કરે છે.) तादृगेव भवति। કઠ. ૨; ૪; ૧૫. (તેના જેવો જ થાય છે.) વગેરે વચનોનો આધાર બીજા મતવાળા લે છે.

શંકર આમાંથી પહેલા મતના ગણાય છે. તેમના આ વિષેના મતની ચર્ચા કરતાં એક જગાએ રાધાકૃષ્ણને લખ્યું છે: "પણ આપણને શંકરનાં એવાં ઘણાં વચનો મળી આવે છે જે બતાવે છે કે મુક્ત પુરુષ મુક્તિની

પછે જ 'સર્વાત્મત્વ' પ્રાપ્ત કરે છે ( सम्यग्दर्शनकालमेव तत्फल सर्वात्मत्व दर्शयति। ब्र सू शां भा ३, ३, ३२ ), છતાં જ્યાં લગી વિશ્વની ક્રિયા ચાલે છે ત્યાં લગી કર્મ કરવા માટેના કેન્દ્રરૂપે તે પોતાનું વ્યક્તિત્વ કાયમ રાખે છે આખા જગતને મુક્ત મળે તે પછી જ તેમને આ જગતમાં આવવાપણું રહેતું નથી  વિશ્વની ક્રિયા જ્યાં સુધી ચાલુ રહે છે ત્યાં સુધી મુક્ત પુરુષ તેમાં ભાગ લે છે ને ફરીફરી દેહ ધારણ કરીને પાછો આવે છે — પોતાના સ્વાર્થને ખાતર નહીં, પણ આખા જગતને ખાતર તેનામાં સર્વાત્મભાવ હોય છે  તે વિશ્વની ગતિ સાથે તાદાત્મ્ય સાધે છે, ને તેની ગતિને અનુસરે છે મુક્તિ એ જીવનની બદલાયેલી રહેણી હોવાથી, તેને દેહ ધારણ કરવા જોડે ભાગ્યે જ કઈ સબન્ધ છે — મુક્ત પુરુષો વાદળાની કોરને અડકે છે પણ વાદળામાં પેસતા નથી, અથવા, બીજુ એક પ્રસિદ્ધ રૂપક વાપરીએ તો, તેઓ અગ્નિમાં પ્રવેશ કરે છે પણ તેની ઝાળને અડકતા નથી  અપૂર્ણ જગતમા સપૂર્ણ મોક્ષ અશક્ય છે અને તેથી જેમને આત્મદર્શન થયું હોય છે તેઓ જ્યાં સુધી અન્યાયનુ નિવારણ કરવાનું હોય, ભ્રમ દૂર કરવાનો હોય, અને જીવનમાંથી કુરૂપતાને દેશવટો દેવાનો હોય ત્યાં સુધી જગતમાં કામ કરે છે જે માણસ પોતાના અતરમા એકરાગ સાધે છે તે બીજા માણસોને એ જ કલ્યાણ પ્રાપ્ત કરવાને માર્ગે ચડાવે છે પૂર્ણ પુરુષ અને પૂર્ણ સમાજ બનેનો ઉદ્ભવ એકસાથે જ થાય છે, એ વાત એક અર્થમાં સાચી છે '—'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ', પૃ ૩૦૬-૭

અહીં શકરના આ વચનનો ઉલ્લેખ રાધાકૃષ્ણને કર્યો છે

तेषामपान्तरतम प्रभृतीना वेदप्रवर्तनादिषु लोकस्थितिहेतुष्वधिकारेषु नियुक्ता नामधिकारतन्त्र वास्थितिः । यथासौ भगवा सविता सहस्रयुगपर्यं त जगताऽधिकार चरित्वा तदवसान उदयास्तमयवर्जित कैवल्यमनुभवति । एवमपान्तरतम प्रभृतयाऽ पीश्वरा परमेश्वरेण तेषु तेष्वधिकारेषु नियुक्ता सन्त सत्यपि सम्यग्दर्शने कैवल्यहेता वक्षीणकर्माणो यावदधिकारमवतिष्ठन्त । तदवसाने चापवृज्यन्ते ।

ब्र सू शां भा ३, ३ ३२

( તેમને — અર્થાત્ અપાન્તરતમસ્ વગેરેને, જગતને ટકાવી રાખનાર વેદપ્રવર્તન વગેરે કામો સોંપવામાં આવેલાં છે, તેથી એ કામ ચાલે ત્યાં સુધી

તેઓ આ લોકમાં રહે છે જેમ આ ભગવાન સૂર્ય સહસ્ર યુગ સુધી જગતમાં પોતાને કરવાનું કામ કર્યા પછી, તેને અન્તે કૈવલ્ય અનુભવે છે, ને પછી તેને ઉદય ને અસ્ત પામવાપણું રહેતું નથી તે જ પ્રમાણે અપાન્તરતમસ્ વગેરે મુક્તાત્માઓ પરમેશ્વરે કંઈક ને કંઈક અધિકાર પર નીમેલા હોય છે, ને તેમને કંઈક ને કંઈક કામ સોંપેલુ હોય છે એટલે, તેમને કૈવલ્ય અપાવનાર સમ્યગ્દર્શન થયેલું હોવા છતા, પોતાના કર્મો ક્ષીણ ન થયાં હોવાથી, પોતાને સોંપાયેલું કામ પહોંચે ત્યા સુધી આ લોકમા રહે છે — અર્થાત્ જન્મ ધારણ કરે છે તે કામ પૂરુ થયા પછી તેમને જન્મ લઈને આ લોકમા આવવાપણું રહેતું નથી )

૯૨, ૧૫ यद्यपि तत्त्वतो निरस्तसमस्तोपाधिरूपं ब्रह्म तथापि न तेन रूपेण शक्यमुपदेष्टुमित्युपहितेन रूपेणोपदेष्टव्यमिति । ब्र सू भामती १, १, ११

(બ્રહ્મ વસ્તુતાએ તો સર્વ ઉપાધિથી રહિત, નિરુપાધિક, નિર્ગુણ, નિર્વિશેષ છે પણ માણસ નિરુપાધિક બ્રહ્મને વિષે વાણીથી કશુ બોલી શકતો નથી, બીજાને વાણીથી તેનો ઉપદેશ કરી શકતો નથી તેથી સગુણ, સવિશેષ, સોપાધિક બ્રહ્મને વિષે જ તેણે બોલવુ રહ્યું, કેમકે તેને વિષે જ માણસ વાણીનો વ્યવહાર કરી શકે છે )

૯૩, ૩ પોતે મોક્ષ મેળવવો, ને જન્મમરણની ઘટમાળમાંથી છૂટી જવુ, એ ઇચ્છાને બદલે, ભક્તિ સંપ્રદાયમા ફરી ફરી, જન્મ લઈ ઈશ્વરની ને માનવજાતિની સેવા કરવાની ઇચ્છા વધારે પ્રબળ બનતી દેખાય છે

न नाकपृष्ठं न च पारमेष्ठ्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस त्वा विरहय्य काङ्क्षे ॥ भा ६, ११, २५

( હે સમગ્ર સૌન્દર્યના ભંડાર ! તમારો ત્યાગ કરીને હું સ્વર્ગ, બ્રહ્મલોક, ચક્રવર્તીપદ, રસાતળનું સ્વામિત્વ, યોગસિદ્ધિ કે મોક્ષ એમાંથી કશાની આકાંક્ષા રાખતો નથી )

न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखा ॥
भा ९, २१, १२

(હું ઈશ્વર પાસેથી આઠ પ્રકારની મહાસિદ્ધિઓવાળી પરમ ગતિ કે મોક્ષ પણ માગતો નથી. હું તો સર્વ દેહધારીઓનાં અંતરમાં રહીને તેમને થતી પીડા ભોગવવા જ ઇચ્છું છું, જેથી કરીને તેમનું દુઃખ દૂર થાય.)

બૌદ્ધ ધર્મના મહાયાન સંપ્રદાયમાં એ વૃત્તિ ઘણી જ તીવ્ર બને છે. ત્યાં નિર્વાણ પ્રાપ્ત કરનાર બુદ્ધ કરતાં જનહિતને કાજે પ્રાણાર્પણ સુદ્ધાં કરનાર તથા નિર્વાણ લેવાની ના પાડનાર બોધિસત્ત્વનો આદર્શ વધારે મહત્ત્વનો બને છે. એ વૃત્તિના નિદર્શક નીચેના બે શ્લોકો શાન્તિદેવના 'બોધિચર્યાવતાર'માંથી લીધેલા છે:

मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः ।
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम् ॥
यत्सर्वं जगतो दुःखं तत्सर्वं मयि पच्यताम् ।
बोधिसत्त्वशुभैर्नित्यं जगत्सुखितमस्तु च ॥

(બોધિસત્ત્વ કહે છે: પ્રાણીઓને મોક્ષ પામતાં જોઈને જે આનન્દના સાગરો ઊભરે છે તે જ મારે માટે બસ છે. મોક્ષમાં કશો રસ નથી; એવો અરસિક મોક્ષ લઈને હું શું કરું? જગતનું જે કંઈ દુઃખ છે તે બધું મારામાં ઊતરી જાઓ; અને બોધિસત્ત્વના પુણ્ય વડે નિરંતર જગત સુખી થાઓ.)

૯૪; ૧. निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः । (જે પુરુષો નિસ્ત્રૈગુણ્યને માર્ગે વિચરતા હોય તેમને વળી વિધિ શો ને નિષેધ શો?) વળી: यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि । (એમની જે સ્વૈરકથાઓ છે તે જ શાસ્ત્ર બની જાય છે.) આ સ્થિતિની વિશેષ ચર્ચા માટે જુઓ 'ગીતારહસ્ય' (તિલક), પ્રકરણ ૧૨. વળી જુઓ એ. શાં. ભા. ૧; ૧; ૧.

રાધાકૃષ્ણન કહે છે: "ઉપનિષદના આ વચનનો એવો અર્થ નથી કે જ્ઞાની માણસ પાપ કરે છતાં તેને પાપ ન લાગે. તેનો અર્થ તો એવો છે કે જે માણસ લૌકિક બંધનોથી મુક્ત હોય છે તે પાપ કરવાના પ્રલોભનમાત્રથી મુક્ત હોય છે. ... જ્યારે જીવાત્મા પોતાના પરમાત્મરૂપનો સાક્ષાત્કાર કરે ત્યારે તે પુણ્ય ને પાપના ભેદની પાર ચાલ્યો જાય છે. તે પાપ કરે ને છતાં [illegible] રહી શકે એમ નહીં. પણ તેને હાથે પાપ થવું અશક્ય જ થઈ

જાય છે, કેમકે તે કર્તા કે ભોક્તા રહેતો નથી "—'ઇસ્ટર્ન રિલિજ્યિન્સ ઍંડ વેસ્ટર્ન થૉટ', પૃ ૧૦૨–૫

अस्य शुभवासनानामेवानुवृत्तिर्भवति । वे सा २२२ (એવા મુક્ત પુરુષના મનમા કેવળ શુભ વાસનાઓ જ રહે છે ) ब्रह्मवित्त्व तथा मुक्त्वा स आत्मज्ञो न चेतर । उपदेशसाहस्री ११५ (તે બ્રહ્મજ્ઞાની હોવાનું અભિમાન છોડી દે ત્યારે જ આત્મજ્ઞ થયો કહેવાય, તે સિવાય નહીં )

૯૪, ૨૧ ગીતએ સન્યાસનો સર્વથા નિષેધ નથી કર્યો સરખાવો "એટલે ગીતાનો અર્થ આધુનિક માનસના દૃષ્ટિબિન્દુથી કરવો, અને અનાસક્તિપૂર્વક કરેલુ કર્તવ્યપાનન એ જ પરમ અને સ્વયપૂર્ણ ધર્મ છે એમ ગીતા શીખવે છે એવો અર્થ પરાણે એમાંથી કાઢવો, એ ભૂલ છે બુદ્ધ જેવા દાખલામાં બન્યુ તેમ, ક્યારેક અતરની એવી પણ પરિસ્થિતિ ઊભી થાય જ્યારે, અંતર્યામીની હાકલને અનુસરવા સારુ, સર્વ કર્તવ્યોને તજવાં, કચડવાં, ને કોરે ફગાવી દેવાં પડે અંતરની એવી પરસ્થિતિનો ઉકેલ આણવા માટે ગીતા બુદ્ધને તેમનાં પુત્ર, પત્ની, પિતા પાસે, અને શાક્યોનુ રાજ્ય ચનાવવા, પાછા મોકલે, અથવા તો કોઈ રામકૃષ્ણને બગાળી નિશાળમાં પડિત બની નાના છોકરાઓને અનાસક્તિપૂર્વક ભણાવવાનુ કહે, અથવા તો કોઈ વિવેકાનન્દને બાધી રાખી કુટુબનુ ભરણપોષણ કરવાની, ને તેને માટે વકીલ, ડાક્ટર કે પત્રકારનો ધધો અનાસક્તિપૂર્વક કરવાની, ફરજ પાડે, — એવુ મારા માન્યામા આવતુ નથી ગીતા અનાસક્ત કર્તવ્યપાલન શીખવતી નથી, પણ ઇશ્વરી જીવનને અનુસરવાનું કહે છે — સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને સર્વ ભાવે કેવળ પરમાત્માને શરણે જવાનું કહે છે બુદ્ધ, રામકૃષ્ણ, વિવેકાનન્દ જેવાની દૈવી પ્રવૃત્તિ આ ઉપદેશને સપૂર્ણપણે અનુસરે છે ગીતા અકર્મ કરતાં કર્મને વધારે પસદ કરે છે ખરી, પણ તેણે કર્મસન્યાસનો સાવ નિષેધ નથી કર્યો — તેને પણ પરમાત્મપ્રાપ્તિનો એક માર્ગ ગણી સ્વીકાર્યો છે એ પ્રાપ્તિ જો કર્મ, સસાર, અને તેનાં કર્તવ્યો છોડવાથી જ થઈ શકે એમ હોય, અને આપણા અતરમા એ હાકલ જોરથી થતી હોય, તો એ કર્તવ્યો હોળીમાં નાખવાં જોઈએ ને તેમ કર્યા વિના છૂટકો નથી ઇશ્વરની હાકલ પાછી ઠેલાય એવી હોતી નથી, ને બીજી કોઈ વાતોના વિચાર જોડે એની તુલના

કરી શકાય જ નહીં." — અરવિંદ ઘોષ : 'એસેઝ ઑન ધી ગીતા', પ્રથમ ખંડ, પૃ. ૪૫–૬.

ગીતા આગ્રહપૂર્વક એટલું તો કહે જ છે કે જ્ઞાનપ્રાપ્તિ પછી આ વ્યક્તિઓએ જગતની સેવા કરવી જોઈએ; અને આ સર્વ જ્ઞાનીઓએ તેમ કર્યું પણ હતું. મહાવીર, બુદ્ધ, શંકર, રામાનુજ, રામકૃષ્ણ, વિવેકાનન્દ વગેરેએ જ્ઞાનપ્રાપ્તિ પછી ગુફામાં ભરાઈને બેસતાં, જીવનભર સમાજને આત્મજ્ઞાન આપવાનું સેવાકાર્ય કર્યું જ હતું.

કર્મસંન્યાસ પર વધારેપડતો ભાર દેવા માટે શંકરની ટીકા કરવા છતાં તિલકે કહ્યું છે: "વાસ્તવિક રીતે આદ્ય શ્રીશંકરાચાર્ય વિષે મને ઘણી પૂજ્યબુદ્ધિ છે. બૌદ્ધ ધર્મની પડતીના કાળમાં બૌદ્ધ ભિક્ષુઓના નૈતિક અધઃપાતની સાથે જ આખા રાષ્ટ્રનો અધઃપાત થવાનો વખત આવ્યો હતો; પણ શંકરાચાર્યે, તેમના તીવ્ર વૈરાગ્ય વડે અને અલૌકિક બુદ્ધિવૈભવ વડે, જ્ઞાનવૈરાગ્યસંપન્ન એવા સંન્યાસીઓ ઉત્પન્ન કરીને નૈતિક અધઃપાતમાંથી રાષ્ટ્રને ઉગારી લીધું હતું." — 'લોકમાન્ય ટિળક યાંચ્યા આઠવણી વ આખ્યાયિકા', ખંડ ૧ લા (મરાઠી), પૃ. ૩૭

૯૪; ૨૮. આ પ્રસંગનું ઘણું જ ભવ્ય વર્ણન ભાગવતમાં આપ્યું છે :

तद्वीक्ष्य व्यसनं तासां कृपया भृशपीडितः ।
सर्वभूतसुहृद्देव इदमाह सतीं प्रियाम् ॥

(शिव उवाच) अहो बत भवान्येतत्प्रजानां पश्य वैशसम् ।
क्षीरोदमथनोद्भूतात्कालकूटादुपस्थितम् ।
आसां प्राणपरीप्सूनां विधेयमभयं हि मे ॥
एतावान्हि प्रभोरर्थो यद्दीनपरिपालनम् ।
प्राणैः स्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ॥
बद्धवैरेषु भूतेषु मोहितेष्वात्ममायया ।
पुंसः कृपयतो भद्रे सर्वात्मा प्रीयते हरिः ॥
प्रीते हरौ भगवति प्रीयेऽहं सचराचरः ।
तस्मादिदं गरं भुञ्जे प्रजानां स्वस्तिरस्तु मे ॥

(શ્રીશુક ઉવાચ) एवमामन्त्र्य भगवान्भवानीं विश्वभावन ।
तद्विषं जग्धुमारेभे प्रभावज्ञान्वमोदत ॥
ततः करतलीकृत्य व्यापि हालाहलं विषम् ।
अभक्षयन्महादेवः कृपया भूतभावन ॥
तस्यापि दर्शयामास स्ववीर्यं जलकल्मषः ।
यच्चकार गले नीलं तच्च साधोर्विभूषणम् ॥
तप्यन्ते लोकतापेन साधवः प्रायशो जनाः ।
परमाराधनं तद्धि पुरुषस्याखिलात्मनः ॥ ८ ७, ३६–४४

(પ્રજાનું એ દુ ખ જોઈને ભૂતમાત્રના સુહૃદ એવા મહાદેવને દયા ઊપજી ને ઘણુ દુ ખ થયુ એટલે તેમણે પ્રિયા સતી પાર્વતીને કહ્યું "હે ભવાની, ક્ષીરસાગરના મથનમાંથી નીકળી આવેલા હળાહળ વિષને લીધે પ્રજા પર જે સકટ આવી પડ્યુ છે તે તું જો આ લોકો પોતાના જીવ બચાવવા માગે છે તેમને મારે ભયમાથી છોડવવા જોઈએ બળવાનનું કામ જ એ છે કે દીનનુ પાલન કરવુ પ્રાણીઓ પરમાત્માની માયાથી મોહિત થઈને એકબીજા જોડે વેર બાધી રહ્યાં છે, એવે વખતે સાધુપુરુષો તો પોતાના ક્ષણભગુર પ્રાણ વડે પ્રાણીઓની રક્ષા કરે છે હે ભદ્રે! એવા દયાવાન માણસ પર સર્વાત્મા હરિ પ્રસન્ન થાય છે, અને ભગવાન હરિ પ્રસન્ન થાય એટલે સચરાચર એવો હુ પણ પ્રસન્ન થાઉં છુ તેથી હું આ ઝેર પી જઈશ મારે હાથે આ પ્રજાનું કલ્યાણ થાઓ" આ રીતે ભવાનીની વિદાય લઈ વિશ્વનુ કલ્યાણ કરનારા ભગવાને વિષ પીવાનો આરભ કર્યો ભવાની શિવનો પ્રભાવ જાણતા હતાં, એટલે તેમણે સમતિ પણ આપી પછી સર્વત્ર વ્યાપી રહેલા હળાહળ વિષને હથેળીમા લઈને, પ્રાણીમાત્રનું કલ્યાણ કરનાર મહાદેવજી દયાને લીધે તે ગટગટાવી ગયા પાણીમાથી નીકળેલા એ ઝેરે એમને પણ પોતાનુ જોર દેખાડી આપ્યુ તેણે શિવજીના કઠ પર જે નીલ રગનો આંકો કરી દીધો, તે સાધુજનને માટે તો ભૂષણરૂપ છે સાધુપુરુષો મોટે ભાગે જગતને દુ ખે દુ ખ પામે છે ભૂતમાત્રના આત્મા એવા પુરુષોત્તમની એ જ મોટામા મોટી આરાધના છે)

૯૭, ૧ 'સનાદ' નો બરાબર આવો જ અર્થ કરી જ્ઞાનેશ્વરે એ સ્થિતિનું વર્ણન કરતાં કહ્યુ છે

अगा पूर्वापर सागर । यया नामासीचि सिनार ।
येर आघवें तें नीर । एक जैसे ॥
तैसा श्रीकृष्ण पार्थ ऐसे । हें आंगाचिपासीं दिसे ।
मग सवादीं जी नसे । कांहींच भेदु ॥
पैं दर्पणाहूनि चोखे । दोन्ही होती सन्मुखें ।
तेथ येरा येर देखे । आपणपें जैसे ॥
तैसा देवेंसी पाडुसुतु । आपणपें देवीं देखतु ।
पाडवेंसीं देखे अनंतु । आपणपें पार्थी ॥
देव देवोभक्तालागीं । जिये विवरूनि देखे आंगीं ।
येरु तियेंचेही भागीं । दोन्ही देखे ॥
आणिक कांहींचि नाहीं । म्हणौनि करिती काई ।
दोघे यरूपणें पाहीं नादताती ॥ ज्ञा १८; ६६

(અરે, જેમ પૂર્વ સમુદ્ર અને પશ્ચિમ સમુદ્ર એ નામોમાં જ ભેદ છે, પણ બન્નેનું પાણી તો એક જ છે, તેમ શ્રીકૃષ્ણ અને અર્જુન એવો ભેદ કેવળ દેહ જુદા હોવાથી જ દેખાય છે, પણ એમના સવાદમાં તો એ ભેદ જરા પણ રહેતો નથી દર્પણ કરતા પણ ચોખ્ખી એવી બે ચીજો એકબીજાની સામે હોય છે ત્યારે દરેક ચીજ પોતાનું જ રૂપ બીજીમા જુએ છે તે જ પ્રમાણે અર્જુન કૃષ્ણના દેહમા કૃષ્ણસહિત પોતાને જોવા લાગ્યો, અને કૃષ્ણને પણ અર્જુનસહિત પોતાનું રૂપ અર્જુનના દેહમા દેખાવા લાગ્યુ જે અગની જગાએ દેવ પોતાને અને ભક્તને જોડાયેલા જોવા લાગ્યા, તે જ જગાએ ભક્તને પણ ભક્ત સાથે જોડાયેલા દેવ દેખાવા લાગ્યા અને હવે ત્રીજુ કશુ તો બાકી રહ્યુ નહીં, એટલે એમણે શુ કર્યું? તો કે એ બે કેવળ એકરૂપ થઈને રહ્યા)

૯૭, ૫ સરખાવો "ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરવાનો કોરે રાખીએ, તો એટલું સ્પષ્ટ છે કે આ કૃષ્ણાર્જુનસવાદમાં જે બે પાત્રો છે તે નર અને નારાયણ—મનુષ્ય અને ઈશ્વર—નાં જ રૂપ છે એમ સૂચવવાનો આશય છે એ ખરેખર મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનો સવાદ છે કોઈ પણ વાચક ઐતિહાસિક વિચારો કોરે નહીં રાખે, અર્જુનની જગાએ પોતાને નહીં મૂકે, અને ભગવાનનો પ્રત્યેક શબ્દ સીધો પોતાને ઉદ્દેશીને કહેવાયેલો છે એમ

નહીં માને, તો તેને આ ઉપદેશનો પૂરો લાભ મળવાનો નથી ગીતા કેવળ અતિ પ્રાચીન કાળમાં બે ઐતિહાસિક પાત્રો વચ્ચે થયેલો સવાદ નથી એ તો તેથી ઘણુ વધારે છે એ દરેક સાધક જીવની હૃદયગુહામા ચાલી રહેલો કાલાતીત, સનાતન સવાદ છે જેમ કૃષ્ણ અર્જુન જોડે બોલે છે તેમ ઈશ્વર આપણી જોડે બોલે છે, માત્ર આપણે એનો અવાજ સાભળવા માટે આપણા કાનને કેળવવા જોઈએ, ને તેની વાણી સાંભળવાનો પ્રયત્ન કરવો જોઈએ આ સવાદ કેવળ ઐતિહાસિક નથી પણ સનાતન છે એમ માનીએ, તો ગીતાના ઘણા અસ્પષ્ટ શ્લોકો પર ઝગઝગાટ અજવાળુ પડે, અને પારિભાષિક શબ્દોના સપૂર્ણ અર્થો પ્રગટ થાય દરેક વાચક જો આ પવિત્ર શ્લોકોનો સબન્ધ પોતાના આન્તર જીવન સાથે ને પોતાના આત્મામાં થતા અનુભવ સાથે જોડી જુએ, તો તેને તરત જ દેખાશે કે અહીં જે સવાદ છે તે સાહિત્યકારની યુક્તિ કે કરામત નથી, પણ મનુષ્ય આત્મા ને પરમાત્મા વચ્ચેનો જીવતોજાગતો સવાદ છે' —ડી એસ શર્મા 'ધી કલ્ચરલ હેરીટેજ ઑફ ઈન્ડિયા', વૉ ૧,પૃ ૧૨૯

૯૮, ૧૪ સૃષ્ટિની ક્રિયામાં પ્રાણ પૂરનારુ ને તે ક્રિયાને નિરતર ચાલતી રાખનારુ 'ઈશ્વર' જેવુ કોઈ તત્ત્વ માનવુ જોઈએ, એમ પશ્ચિમના કેટલાક વૈજ્ઞાનિકો પણ કહેવા લાગ્યા છે સૃષ્ટિના વિકાસક્રમમા એકથી ચડતી એક એવી અનેક કક્ષાઓ છે, ને દરેક ચડતી કક્ષાના પદાર્થોમાં નવા નવા ગુણો પ્રગટ થાય છે, એમ એક વર્ગ માને છે, અને એ નવા પ્રગટ થતા ગુણોવાળા પદાર્થોને 'ઇમરજંટ' (emergent) કહે છે લૉઇડ મૉરગન આ જાતનો વિકાસવાદ માને છે, ને તેને 'ઇમરજન્ટ ઇવોલ્યુશન' (emergent evolution) નામ આપે છે તેને વિષે એક અમેરિકન વિચારકે કહ્યુ છે "પણ આ નવા નવા ગુણોવાળા પદાર્થોને પ્રગટ કોણ કરે છે? તેનો પ્રાદુર્ભાવ કોણ કરાવે છે? જગતને એક કક્ષામાંથી, જાણે ઊચકીને, બીજી કક્ષામાં કોણ લઈ જાય છે? અહીં મૉરગન નિશ્ચયપૂર્વક કહે છે કે આ પ્રાદુર્ભાવ કરાવનારી કોઈ શક્તિ છે એમ માનવુ જ જોઈએ એ શક્તિને તે પ્રવૃત્તિ (Activity), વિજ્ઞાન (Mind), અથવા ઈશ્વર (God) એ નામ આપે છે" — જી ટી. ડબલ્યુ પેટ્રીક 'ઇન્ટ્રોડક્શન ટુ ફિલોસૉફી', પૃ ૧૩૬ લૉઇડ મૉરગન પોતે કહે છે "પ્રકૃતિવાદ અથવા સ્વભાવવાદને માટે સમુચિત વૃત્તિ અજ્ઞેયવાદની જ છે, એમ હુ માનુ છુ ખરો પણ હુ પોતે તો એટલાથી

સન્તોષ માનીને બેસી શકતો નથી. મારો વિચાર સારો હોય કે નરસો, પણ હું એટલું સ્વીકારું છું કે ઇશ્વર એ પ્રેરક તત્ત્વ છે; તેની પ્રવૃત્તિ દ્વારા જ સૃષ્ટિના વિકાસક્રમમાં નવા નવા ગુણવાળા પદાર્થો પ્રગટ થાય છે; અને સૃષ્ટિવિકાસની આખી ક્રિયાને પ્રેરનારો ને દોરનારો એ ઇશ્વર જ છે. ફિલસૂફીના વિષયમાં મારી આવી દૃઢ શ્રદ્ધા બંધાઈ છે; અને તે ભૌતિક વિજ્ઞાનને લગતા મારા વિચારોમાં પૂર્તિ કરે છે." — 'ઇમિરજંટ ઇવોલ્યુશન', પૃ. ૩૫ સૃષ્ટિના વિકાસક્રમમાં ઊર્ધ્વગતિ છે, એમ એમનું માનવું છે. એ ઊર્ધ્વગતિ માટે નીચેથી પ્રકૃતિ 'ધક્કો' મારે છે, એ વાતનો મૉરગન ઇનકાર નથી કરતા; પણ કહે છે કે એમને પોતાને તો એમ માનવું વધારે સારું લાગે છે કે ઉપરથી કોઈ શક્તિ જગતને ઊંચે ખેંચી રહી છે; અને એ ખેંચનારી શક્તિ તે ઇશ્વર છે.

બર્ગસૉં માને છે કે જગત નિરંતર ગતિરૂપ છે, ને તેમાં થતી પરિવર્તનની ક્રિયા જરાયે અટક્યા વિના ચાલ્યાં જ કરે છે; તે એમ પણ માને છે કે જગતમાં જે સ્થિરતા દેખાય છે તે આપણી બુદ્ધિએ નિપજાવેલો ભ્રમ છે. આ ગતિને નિરંતર ચાલતી રાખનારું 'elan vital' નામનું તત્ત્વ તેમણે માન્યું છે. "બર્ગસૉના મત પ્રમાણે, 'elan vital' એ જગતનું આદિતત્ત્વ, સમગ્ર જીવનના પાયામાં રહેલો સત્પદાર્થ, સૃષ્ટિના વિકાસક્રમનું ઉત્પત્તિકારણ તેમજ અધિષ્ઠાનકારણ, સૃષ્ટિને પ્રેરનારુ અથવા તેને ધક્કો મારનારું ચેતન, અને સૃષ્ટિનું ઉપાદાનકારણ છે. તે અચિત્ અથવા જડ પદાર્થના અણુએ અણુમાં વ્યાપેલું છે, તેમાં ઓતપ્રોત છે, ને એ જડ પદાર્થની જડતા ને તેની સ્થિરતા પર તે વિજય મેળવે છે. સૃષ્ટિના વિકાસની ક્રિયા એ elan vital ને લીધે જ ચાલે છે, અને એ વિકાસની દિશા પણ તે જ નક્કી કરે છે. આ નિરંતર બદલાતી, વિસ્તાર પામતી, સ્વતન્ત્ર પ્રવૃત્તિ તે ખુદ જીવન પોતે છે." — જી. ટી. ડબલ્યુ. પૅટ્રીક: એજન, પૃ. ૧૦૦.

૧૦૦; ૧૦. સરખાવો: "ઇશ્વરથી કશું જ છાનું નથી, એની અને મનુજઆત્માની વચ્ચે કોઈ પણ પ્રકારના પડદાને અવકાશ નથી, એ કૃષ્ણે ગોપીનાં વસ્ત્ર હર્યાની કથાનું રહસ્ય છે. આ મતલબથી ગ્રીક સાહિત્યમાં મનુષ્યને ધર્મરાજ આગળ નગ્ન દશામાં આવવાની જરૂર બતાવી છે. ગ્રીક psyche — આત્મા સ્ત્રી છે. અને જાણવા જેવું છે કે હિંદીમાં 'આત્મા' શબ્દ સ્ત્રીલિંગમાં વપરાય છે." — આ. બા. ધ્રુવ: 'આપણો ધર્મ', પૃ ૭૫૯.

૧૦૦; ૨૨. : यत्तद् ब्रह्म परं सूक्ष्ममशून्यं शून्यकल्पितम् ।
भगवान्वासुदेवेति यं गृणन्ति हि सात्वताः ॥ भा. १०; ९; ४९.

( એ જે પરબ્રહ્મ છે તે સૂક્ષ્મ છે; તેને લોકો શૂન્ય કલ્પે છે પણ તે વસ્તુતાએ શૂન્ય નથી, તે તો વિશ્વમાં સભર ભરેલું છે. એ જ પરબ્રહ્મને સાત્વતો ભગવાન વાસુદેવ એ નામે ઓળખે છે. )

ગીતામાં પણ વાસુદેવ તે પરબ્રહ્મનું જ નામ છે, એમ શંકરે કહ્યું છે : परमार्थतत्त्वं वासुदेवाख्यं परं ब्रह्म । गी. शां. भा. उपोद्घात

૧૦૨; ૧૧. તે જ પ્રમાણે ગજેન્દ્રે પણ લાચાર બની ભગવાનને ચીસ પાડી હતી :

न मामिमे ज्ञातय आतुरं गजाः कुतः करिण्यः प्रभवन्ति मोचितुम् ।
ग्राहेण पाशेन विधातुरावृतोऽप्यहं च तं यामि परं परायणम् ॥ भा. ८; २; ३२.

( મને સંકટમાં પડેલાને મારા સગા આ હાથીઓ છોડવી શકતા નથી, તો હાથણીઓનું તો છોડવવાનું ગજું જ ક્યાંથી હોય? વિધાતાનો પાશ આ ગ્રાહરૂપે મને ઘેરી વળ્યો છે; છતાં હું એ પરાત્પર એવા પરમાત્માને શરણે જાઉં છું. )

વલ્લભ કહે છે : भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् । भा. सुबोधिनी १०; २९; १. ( ભક્તો માટે તો દીનતા — અર્થાત્ અત્યંત નમ્રતા — એ જ હરિને સન્તુષ્ટ કરવાનું સાધન છે. )

૧૦૫; ૨૨. स एव वासुदेवोऽसौ साक्षात्पुरुष उच्यते ।
स्त्रीप्रायमितरत्सर्वं जगद् ब्रह्मपुरःसरम् ॥

( એ વાસુદેવ પોતે એકલા જ પુરુષ છે. બ્રહ્માથી માંડીને આ બધું સ્ત્રીના જેવું છે, અર્થાત્ તે વાસુદેવ ઉપર આધાર રાખે છે ને તેની સાથે અભેદ સાધવા ઝંખે છે. )

આ 'સ્ત્રીત્વ'નો અક્ષરાર્થ કરવાનો નથી; એની પાછળ શું કહેવાનો આશય છે તે બીજા એક શ્લોકમાં બતાવ્યું છે :

स्वामित्वात्मत्वशेषित्वपुंस्त्वाद्या स्वामिनो गुणा ।
स्वेभ्यो दासत्वदेहत्वशेषत्वस्त्रीत्वदायिन ॥

(સ્વામિત્વ, આત્મત્વ, શેષિત્વ અર્થાત્ અંગિત્વ, પુંસ્ત્વ વગેરે સ્વામી અર્થાત્ પરમાત્માના ગુણો છે એના એ ગુણો પોતાના ભક્તોને દાસત્વ, દેહત્વ, શેષત્વ અર્થાત્ અંગત્વ, અને સ્ત્રીત્વના ગુણો આપે છે અર્થાત્ ભક્ત, એ પ્રભુના દાસ, તેને વસવાનુ રહેઠાણ, તેના અગરૂપ, અને સર્વથા તેને આશ્રયે રહેનારા છે )

રાધાકૃષ્ણને આ બને શ્લોકો ટાક્યા છે 'ઈ ફિ' વૉ ૨, પૃ ૭૦૭.

૧૦૫, ૨૪ સરખાવો "તુ જો તારા અતરમાં ઇસુને લાયક ભવન તૈયાર કરશે, તો એ તારી પાસે આવશે, ને પોતાનુ આશ્વાસન તને બતાવશે. હે શ્રદ્ધાવાન જીવ, તારા હૃદયને આ વરરાજા માટે તૈયાર કર, જેથી એ તારી પાસે આવવાની, અને તારા અંતરમા વસવાની, કૃપા કરે કેમકે એ તો કહે છે 'કોઈ માણસને મારે વિષે પ્રેમ હશે, તો તે મારા વચનનું પાલન કરશે, અને અમે તેની પાસે આવીશુ, ને તેની સાથે અમારો વાસ કરીશુ '— ટોમસ એ કૅપીસ 'ઇમીટેશન ઑફ્ ક્રાઇસ્ટ', ૨, ૧, ૧, ૨

૧૦૭, ૩ સરખાવો ગોપીઓનુ વચન श्यामसुन्दर ते दास्य करवाम तवोदितम्। મા ૧૦, ૨૨, ૧૫ (હે શ્યામસુન્દર, અમે તમારી દાસીઓ છીએ અમે તમારુ કહ્યું કરીશુ ) ગોપીઓ ભગવાનના હાથમાં રમકડાં જેવી બની ગઈ क्रीडनवच्च कारिता । મા ૧૦, ૨૨, ૨૨ વળી સરખાવો "એ જેમ નચવશે તેમ હું નાચીશ તે દોરશે તેમ હુ દોરાઇશ"— ગાંધીજી. 'હરિજનબંધુ', ૨૭-૮-૩૩

૧૦૮, ૨૧ "સત્ય બન્યા વિના કોઈ સત્યને જાણી શકતું નથી . જ્ઞાન, ભક્તિ અને પૂજા દ્વારા આપણા જીવનમાં એ અદૃષ્ટ સત્ તત્ત્વનું ભાન જાગે છે મુક્તિ ઇશ્વરને રીઝવવાથી મળે છે એના કરતા વધારે તો આપણા જીવનનુ પરિવર્તન કરવાથી, કડક આત્મનિગ્રહ દ્વારા વાસનાઓને શુદ્ધ ને એકરાગવાળી બનાવવાથી, મળે છે એ પ્રયત્ન મોંઘો હોય છે આત્મા જો પોતાનુ ધ્યેય સિદ્ધ કરવા માગતો હોય, તો તેણે આવરણ માત્રને ફેંકી દઈ દિગંબર બનવુ પડે છે"— રાધાકૃષ્ણન 'ઍન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ્ લાઇફ', પૃ ૧૧૧, ૧૧૩

૧૦૯, ૨૨ આથી ઊલટું, કૃષ્ણની મદદ વિના અર્જુનની ધનુર્વિદ્યા પણ નકામી છે એની પ્રતીતિ અર્જુનને કૃષ્ણના દેહોત્સર્ગ પછી થઈ ગઈ એટલે તે કહે છે

> सोऽहं नृपेन्द्र रहितः पुरुषोत्तमेन सख्या प्रियेण सुहृदा हृदयेन शून्यः ।
> अध्वन्युरुक्रमपरिग्रहमङ्ग रक्षन्गोपैरसद्भिरबलेव विनिर्जितोऽस्मि ॥
> तद्वै धनुस्त इषवः स रथो हयास्ते सोऽहं रथी नृपतयो यत आनमन्ति ।
> सर्वं क्षणेन तदभूदसदीशरिक्तं भस्मन्हुतं कुहकराद्धमिवोप्तमूष्याम् ॥
>
> भा १, १५, २०-१

(હે નૃપેન્દ્ર! મારા પ્રિય સખા ને સુહૃદ પુરુષોત્તમ વિનાનો હું હૈયાસૂનો બની ગયો, અને રસ્તે કૃષ્ણના પરિવારની સ્ત્રીઓની રક્ષા કરતા, હું જાણે અબળા હોઉં તેમ, દુષ્ટ ગોવાળિયાઓએ મને હરાવ્યો એ જ ધનુષ, એ જ બાણ એ જ રથ, એ જ ઘોડા, અને જેને રાજાઓ નમતા તે જ હું રથી પણ, ઈશ્વરની ઓથ વિના, એ બધુ એક પળમાં નકામું થઈ ગયુ )

૧૧૦, ૧૯ इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः ।

केन २ ५

(આ જન્મમા બ્રહ્મને જાણ્યું તો તો ખરુ, આ જન્મમા ન જાણ્યુ તો મહાવિનાશ છે )

यो वा एतदक्षरं गार्ग्यविदित्वास्माल्लोकात्प्रैति स कृपणः । अथ य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मणः । बृ ३, ८, १०

(હે ગાર્ગી! જે માણસ આ અક્ષરને જાણ્યા વિના આ જગતમાથી ચાલ્યો જાય છે તે કૃપણ છે, દયાને પાત્ર છે પણ, હે ગાર્ગી! જે માણસ આ અક્ષરને — બ્રહ્મને — જાણીને આ જગતમાંથી ચાલ્યો જાય છે તે બ્રાહ્મણ છે )

૧૧૦, ૨૪ સરખાવો मद्भक्तियुक्तो भुवनं पुनाति । भा ११, १४, ૨૪ (મારી ભક્તિવાળો માણસ આખા જગતને પાવન કરે છે )

स्वयं हि तीर्थानि पुनन्ति सन्तः । भा १, १९, ८ (સંતો પોતે જ તીર્થોને પાવન કરે છે )

## પરિશિષ્ટ ૨

# રાસલીલા

ભાગવતમાં રાસલીલાનું જે વર્ણન છે તે દેહધારી મનુષ્યોએ કરેલા શારીરિક રાસનું નથી, એમ સ્પષ્ટ દેખાય છે. એક તો એ રાસ વખતે કૃષ્ણની વય સાત જ વરસની હતી ( सप्तहायनो बालः ). ગોપીઓએ તેમને કહ્યું કે 'અમે તો વિષયમાત્રનો ત્યાગ કરીને તમારે ચરણે આવી છીએ ( सन्त्यज्य सर्वविषयांस्तव पादमूलं भक्ताः );[1] માટે જેમ આદિપુરુષ મુમુક્ષુઓનો સ્વીકાર કરે તેમ તમે અમને શરણ આપો ( देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ).' વળી કહ્યું કે 'તમે દેહધારીઓના આત્મા છો, તેમના બન્ધુ છો, ને તેથી સૌથી અધિક પ્રિય છો ( प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा ). માટે, હે પરમેશ્વર ! અમારા પર પ્રસન્ન થાઓ ( तन्नः प्रसीद परमेश्वर ).' રાસ રમતાં ગોપીઓને પોતાના સદ્ભાગ્યને વિષે અભિમાન આવી ગયું, તે પળે જ કૃષ્ણ અલોપ થઈ ગયા ( तत्रैवान्तरधीयत ). જે ગોપી પર કૃષ્ણે વિશેષ ભાવ બતાવેલો તેને ગર્વ ચઢ્યો ત્યારે પણ તે અદૃશ્ય થઈ ગયા ( ततश्चान्तर्दधे कृष्णः ). ત્યારે ગોપીઓને પૂરેપૂરી ખાતરી થઈ કે કૃષ્ણ એ ગોપકુમાર નથી, પણ દેહધારીમાત્રના અંતરાત્મા છે ( न खलु गोपिकानन्दनो भवानखिलदेहिनामन्तरात्मदृक् ). રાસમાં દરેક બે ગોપીની વચ્ચે કૃષ્ણ હતા ( तासां मध्ये द्वयोर्द्वयोः ). અર્થાત્ જેટલી ગોપી તેટલાં રૂપ કૃષ્ણે ધારણ કર્યાં ( कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः ). બીજા એક ગ્રન્થમાં એવું પણ વર્ણન છે કે બે ગોપીઓની વચ્ચે એક કૃષ્ણ, ને બે કૃષ્ણની વચ્ચે એક ગોપી, એવી ગોઠવણ હતી; ને તે ઉપરાંત કૃષ્ણ રાસમંડળની વચ્ચોવચ્ચ ઊભા ઊભા વેણુ પણ વગાડતા હતા ( अङ्गनामङ्गनामन्तरे माधवो माधवं माधवं चान्तरे चाङ्गना । इत्थमाकल्पिते मण्डले मध्यगः सञ्जगौ वेणुना देवकीनन्दनः ॥ कृष्णकर्णामृत ). ગોપીઓના પતિને કૃષ્ણ પર દ્વેષ ઊપજ્યો નહીં, કેમકે તેમની દૃષ્ટિએ તો

---

૧. આની ટીકામાં વલ્લભ કહે છે : एकादशेन्द्रियाणामपि विषयास्त्यक्ताः सवासनाः । अन्यथा पादमूलप्राप्तिरेव न स्यात् । भागवत-सुबोधिनी १०; २९; ३१. ( અમે અગિયારે ઇન્દ્રિયોના વિષયોનો વાસના સહિત ત્યાગ કર્યો છે. તે વિના અમે તમારા ચરણ સુધી પહોંચી જ ન શકત. )

ગોપીઓ ઘરમાં તેમને પડખે જ દેખાતી હતી ( मन्यमाना स्वपार्श्वस्थान्स्वान्स्वान्दारान् व्रजौकस ) વળી રાસવર્ણનની ફલશ્રુતિ એ બતાવી છે કે એથી ભગવાનને વિષે પરમ ભક્તિ ઉત્પન્ન થાય, અને કામરૂપી જે હૃદયનો રોગ તેનો તરત જ નાશ થાય ( भक्तिं परां भगवति प्रतिलभ्य काम हृद्रोगमाश्वपहिनो त्यचिरेण धीर )

આ રાસલીલાનું વર્ણન હરિવંશ કે ભાગવતમા પહેલવહેલું આપેલુ નથી તેનું બીજ ઋગ્વેદની આ ઋચામાં પડેલું છે

यद्या वस्ते पुरुरूपा वपूंष्यूर्ध्वा तस्थौ त्र्यविं रेरिहाणा ।

ऋतस्य सद्म विचरामि विद्वान्महद्देवानामसुरत्वमेकम् ॥ ऋ. ३, ५५, १४

( તે ચાલવાને માટે ઘણાં રૂપવાળાં શરીર ધારણ કરે છે, અને તે ઉપરાંત તેનું એક રૂપ ઊંચે ઊભું રહે છે તેના પર ત્રણ બાજુથી પડતા દૃષ્ટિપાતોને તે ઝીલે છે — રાસ પરત્વે ત્રણ દૃષ્ટિ એ રીતે કે દરેક કૃષ્ણને બે તરફથી બે ગોપી જુએ, ને વચ્ચે ઊભેલા કૃષ્ણને સામેથી ગોપીઓ જુએ આ જાણીને હું ઋતના સદનમા ફરું છું દેવોનું એ એક અદ્ભુત કામ છે, અથવા તો, દેવોનું એક અદ્વિતીય અસુરત્વ — એટલે કે અસ્તિત્વ અર્થાત્ પ્રાણનું દાતાપણું — મોટું છે )

ભાગવતમાં જ એમ પણ સૂચવેલું છે કે કૃષ્ણ તે પરમેશ્વર, ગોપીઓ તે પરમેશ્વરની શક્તિઓ, અને પરમેશ્વર એ શક્તિઓ સાથે વિચરે છે તથા જગતની સર્વ ક્રિયાઓ ચલાવે છે ( पुरुष शक्तिभिर्यथा ) વળી, ગીતામાં કહ્યું છે કે ભગવાનને ત્રિલોકમાં કશું કર્તવ્ય નથી ને કશું મેળવવાનું બાકી નથી, છતા તે જગતમા નિરંતર કર્મ કરે છે તેનો જ અનુવાદ કરીને ભાગવતે કહ્યું છે કે પ્રભુ 'આત્મારામ અર્થાત્ 'આત્મતૃપ્ત' હોવા છતા જગતમા જીવો સાથે ક્રીડા કરે છે, અને એને માટે તો એ लोकवत्तु लीलाकैवल्यम् । ब्र सू २, १, ३३ — અર્થાત્ તે કેવળ લીલા જ છે ( रमे स भगवांस्ताभि रात्मारामोऽपि लीलया ) વળી, જગતના અનેક જીવો તે પરમાત્માનાં પ્રતિબિંબો છે એટલે વચ્ચે પરમાત્મા, ને આસપાસ જેમ અગણિત અરીસા મૂક્યા હોય એમ અગણિત પ્રતિબિંબોરૂપી જીવો, એવી આ સૃષ્ટિની વ્યવસ્થા છે, અર્થાત્ એક જ પરમાત્મા અગણિત પ્રતિબિંબરૂપે જગતમાં વિચરે છે ( रेमे रमेशो व्रजसुन्दरीभिर्यथार्भकः स्वप्रतिबिम्बविभ्रम ) એમ પણ કહેવાયું છે

કે ગોપીઓ તે શ્રુતિઓ ને સ્મૃતિઓ છે, અને એ શ્રુતિ તથા સ્મૃતિ સર્વદા ભગવાનનુ જ ગાન કરે છે ( हरिः सर्वत्र गीयते ) વેદમા વિષ્ણુ એ સૂર્યનું જ રૂપ છે એ જોતાં, કૃષ્ણ તે સૂર્ય, અને ગોપીઓ તે સૂર્યના કિરણો, અને સૂર્ય ગોળ ફરે તેમ સાથે કિરણો પણ ફરે છે. વળી જેમ દરેક બે ગોપીના સબન્ધ વચ્ચે ઊભેલા કૃષ્ણ જોડે છે, તેમ જીવોને એકબીજા સાથે સબન્ધ જોડનાર પણ પરમાત્મા છે. આમ અનેક રીતે રાસનો અર્થ ઘટાવી શકાય

કૃષ્ણે વ્રજમા ગાળેલા બાળજીવનમા બીજા પણ અનેક ચમત્કારના પ્રસગો છે — દા ત પૂતનાવધ, શકટભગ, નાગદમન, ગોવર્ધનધારણ ખાડણિયે બધાવુ, યશોદાને કૃષ્ણના મોમા થયેલુ વિશ્વરૂપદર્શન, વગેરે — તે સર્વ ઋગ્વેદની ઋચાઓમા પડેલા બીજરૂપ વર્ણનોના જ વિસ્તાર યાને 'ઉપબૃહણ ' છે 'ઇતિહાસ અને પુરાણ વડે વેદનું ઉપબૃહણ કરવુ, અર્થાત્ વેદનાં સત્યો વિસ્તાર કરીને સમજાવવા, ' એમ જે મહાભારતે કહ્યું છે તેનુ એક ઉદાહરણ ભાગવત, હરિવશ વગેરેની વ્રજલીલામા મળે છે મહાભારતના ટીકાકાર નીલકઠે હરિવશ ઉપરની તેમની ટીકામાં ઋગ્વેદની આ બધી ઋચાઓ શોધીને ટાકી છે તે પરથી આ ચમત્કારવાળા પ્રસગોના અર્થ સમજવાની ચાવી મળી રહે છે એ જ વાત રાસવર્ણનને પણ લાગુ પડે છે ઋગ્વેદમાં ગોપ વિષ્ણુ ( विष्णुर्गोपा अदाभ्य ), વિષ્ણુનુ ધામ ( तद् विष्णो परम पदम् ), વિષ્ણુ અને વ્રજ ( व्रज च विष्णु सखिवाँ अपार्णुते ) આવી ગાયો ( यत्र गावो भूरिशृगा अयास ), કૃષ્ણ તથા અર્જુન ( अहश्च कृष्ण महरर्जुनं च ), તરુણ કુમાર વિષ્ણુ ( युवा कुमार ) એ સર્વના ઉલ્લેખો છે. વેદમા વિષ્ણુને વિષે કહેલુ इद विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । ऋ १, २२, १७ ( વિષ્ણુએ આને ઓળગીને ત્રણ પગનાં મૂક્યા ) त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्य । ऋ १, २२; १८ ( કોઈથી પણ જીતી ન શકાય એવા રક્ષક વિષ્ણુએ ત્રણ પગનાં વડે વિશ્વને ઓળગ્યુ ) આનું જ 'ઉપબૃહણ' અર્થાત્ વિસ્તાર થઈને પુરાણોમા બલિરાજા અને વામનરૂપ ત્રિવિક્રમ વિષ્ણુનું આખ્યાન બન્યુ છે ઋગ્વેદે વિષ્ણુના વીર્યો ( પરાક્રમો ) નો ઉલ્લેખ કર્યો છે ( विष्णोर्नु क वीर्याणि प्रवोचन् । ऋ १, १५४, १ ) તેનો જ જાણે અનુવાદ કરીને ભાગવતે 'અનન્તવીર્ય એવા કૃષ્ણ પરમાત્માના અનન્ત અદ્ભુત વીર્યો ( પરાક્રમો )'નુ વર્ણન કર્યું છે ભા ૧૦, ૮૫, ૫૮

પરમાત્મા ને જીવાત્મા વચ્ચેનો જે સંબન્ધ અલૌકિક છે તે મનુષ્યની વાણી દ્વારા પૂરેપૂરો વર્ણવી શકાય એવો નથી. છતાં માણસ જ્યારે તેનું વર્ણન કરવા માગે છે ત્યારે તેને રૂપકોનો આશ્રય લેવો પડે છે; તેમજ સંસારના અનેક સ્નેહસંબન્ધોની ઉપમાઓ પણ તે વાપરે છે. ઈશ્વર મનુષ્યનો પિતા, માતા, બન્ધુ, સખા, તેમજ પ્રિયતમ કે પ્રિયતમા છે, એવી અનેક કલ્પનાઓ માણસે કરી છે. પણ આ ઉપમાઓ તે પૂર્ણોપમા નથી હોતી, ને તેનો અક્ષરાર્થ કરવાનો નથી હોતો. રાધાકૃષ્ણને પોતે આ વસ્તુની ચર્ચા કરતાં એક ઠેકાણે કુમારી ઍવલીન અંડરહીલનાં આ વચન ટાંક્યાં છે: "ગૂઢવાદી સાહિત્યની એક પ્રસિદ્ધ વિશેષતા એ છે કે મહાન ચિન્તકો — યોગીઓ, ભક્તો વિ. — જ્યારે અતીન્દ્રિય તત્ત્વ સાથેના તેમના યોગ અથવા અનુસંધાનનું સ્વરૂપ આપણી આગળ વર્ણવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેમને કોઈક પ્રકારનાં, શારીરિક સંબન્ધ દર્શાવનારાં, રૂપકો નછૂટકે પણ વાપરવાં પડે છે; જોકે તેઓ જાણે છે કે એ રૂપકો સારામાં સારાં હોય તોપણ અશ્લિષ્ટ ને અયથાર્થ હોય છે." આ વચનો ટાંકીને રાધાકૃષ્ણન કહે છે: "આ ભાવા રૂપકોથી ભરેલી હોય છે; અને એનો અક્ષરાર્થ કરવામાં આવે તો તેવાં વર્ણનો હાંસીપાત્ર ને પરસ્પરવિરોધી બની જાય છે." ('રવીન્દ્રનાથ ટાગોર', પૃ. ૫૪) ઈશ્વરને વિષેના 'કામ'નાં વર્ણન આવે છે ત્યાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે એ માણસની લૂલીપાંગળી, અધૂરી વાણીનાં વર્ણન છે, ને તેનો અક્ષરાર્થ કરવાનો નથી હોતો. ઈશ્વર વિષેનો એકાગ્ર, અનન્ય નિષ્ઠા એને માણસની વાણીમાં 'કામ' ભલે કહેવામાં આવે, પણ એ માણસ માણસ વચ્ચેના કામસંબન્ધ જેવો નથી. તેથી ભાગવતકારે ભગવાનને મુખે કહેવડાવ્યું છે કે न मय्यावेशितधियां कामः कामाय कल्पते (મારે વિષે જેણે મન પરોવ્યું છે તેમનો કામ તે 'કામ' નિપજાવનારો નથી રહેતો.) જે પરમાત્મા નથી સ્ત્રી, નથી પુરુષ, નથી ષંઢ, નથી જન્તુ (न स्त्री न षण्ढो न पुमान्न जन्तुः), અર્થાત્ લિંગભેદથી પર છે, અશરીરી છે, તેને વળી 'કામ' કેવો? આ વસ્તુ ધ્યાનમાં ન રખાવાને લીધે ઘણા ખોટા અર્થો ને ઘણી ખોટી ટીકા થવા પામ્યાં છે.

બીજી તરફ, જે રાસલીલા એક રૂપક છે ને અલૌકિક વસ્તુ છે તેનાં વર્ણનોમાં માણસોના જેવા શારીરિક શૃંગારનાં અમર્યાદ વર્ણનો મૂકીને તથા

'જાર', 'વ્યભિચાર' જેવા શબ્દોને જરા પણ સ્થાન ન હોવા છતાં (કેમકે રાસવર્ણન પહેલાં જ કહ્યું છે કે પ્રૌઢ ગોપીઓ બાળકૃષ્ણને કૌતુક અને વહાલથી રમાડતી) તેવા શબ્દો વાપરીને, સામાન્ય માણસોને માટે તેનો ખરો અર્થ સમજવાનું મુશ્કેલ કરવામાં આવે છે; અને એવાં વર્ણનો કરનારા ભક્તિ-માર્ગની સેવા નથી કરતા; એ પણ નોંધવા જેવું છે. યશોદાએ કૃષ્ણના મોંમાં આખું વિશ્વ જોયું ( सा तत्र ददृशे विश्वम् ) છતાં તે કૃષ્ણનું ખરું સ્વરૂપ સમજી શકી નહીં, તેના પર ટીકા કરતાં ભાગવતકાર કહે છે : त्रय्या चोपनिषद्भिश्च सांख्ययोगैश्च सात्वतैः । उपगीयमानमाहात्म्यं हरिं साऽमन्यतात्मजम् ॥ ( જે હરિનું માહાત્મ્ય વેદ, ઉપનિષદો, સાંખ્ય, યોગ અને સાત્વત ગ્રન્થોએ ગાયું તેને યશોદાએ પોતાનો પુત્ર માન્યો ! ) એ હરિની, રૂપકરૂપે વર્ણવાયેલી, રાસલીલાને લોકવ્યવહારની ભાષા ગણી તેનો લૌકિક અર્થ કરીએ, તો આપણે પણ એ જ ટીકાને પાત્ર બનીએ; અને એ પ્રસંગમાં જે ભવ્ય આધ્યાત્મિક સત્ય સમાયેલું છે તેનાથી વંચિત જ રહીએ.

ગોપીઓના, તેમજ તે પહેલાંના ઋષિપત્નીઓના, પ્રસંગમાંથી એક બીજો પણ બોધ ઝરે છે. કર્મકાંડમાં રચ્યાપચ્યા રહેલા ને જ્ઞાનનો ગર્વ રાખનારા બ્રાહ્મણો ને ઋષિઓ પરમાત્માનો પાર ન પામી શક્યા; પણ નિરક્ષર ને સાધનહીન એવી બ્રાહ્મણપત્નીઓ, ગોપ કુમારિકાઓ તથા ગોપવધૂઓ, કેવળ હૃદયની શુદ્ધિ ને એકાગ્ર ભક્તિને બળે, તેમજ દેહધારી માણસમાં ભગવાનનાં દર્શન કરી તેની સેવા કરવાથી, ઈશ્વરનાં દર્શન કરી શકી. એ ભક્તિયોગનો મર્મ, અને ભાગવતધર્મનો મુખ્ય સંદેશો, પણ આ પ્રસંગ દ્વારા સમજાવેલો છે. તેથી ભાગવતકારે ઉદ્ધવને મુખે કહેવડાવ્યું છે : नन्वीश्वरोऽनुभजतोऽविदुषोऽपि साक्षाच्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्तः । ભા. ૧૦; ૪૭; ૫૯. ( જે માણસ અવિદ્વાન હોવા છતાં ઈશ્વરની ભક્તિ કરે છે તેનું ભગવાન પોતે — ઉપયોગી ને શ્રેષ્ઠ એવા ઔષધની પેઠે — શ્રેય જ કરે છે. )

રાધાકૃષ્ણને એક ઠેકાણે આનું ઠીકઠીક વિસ્તારથી વિવેચન કર્યું છે. મનુષ્ય આત્માને પરમાત્માનો જે અનુભવ — જે સાક્ષાત્કાર — થાય છે તે કેવો અવર્ણનીય છે, અને એને વિષે તો મૌન જ સેવવું યોગ્ય ગણાય, એમ બતાવ્યા પછી તેઓ કહે છેઃ "અને છતાં સાવ મૂંગા રહેવું આપણને પોસાતું નથી. ઇન્દ્રિયો ને બુદ્ધિરૂપી સાધન એનું યથાર્થ વર્ણન કરી શકતાં નથી એ

સાચુ પણ સર્જનશીલ કલ્પના તેના પ્રતીકો ને વ્યજનાઓ વડે કદાચ મદદ કરી શકે ભૂતકાળનુ ઊંડામાં ઊંડુ જ્ઞાન આપણને પુરાણકથાઓ ને રૂપકો દ્વારા પહોંચાડવામાં આવે છે એ કથાઓ ને રૂપકોનો કશો નિશ્ચિત અર્થ હોતો નથી, એટલે જીવનને જેવી જરૂર હોય તેવી રીતે તેના અર્થો ઘટાવી શકાય છે તત્ત્વદ્રષ્ટા ઋષિઓ કઈ નહીં તો આપણા જેટલા તો શાણા ને સૂક્ષ્મદર્શી હતા જ તેમણે જીવનના અનુભવ પર પોતાની કલ્પનાનો પ્રયોગ થવા દીધો, અને 'સસારસાગરને તરી જવુ', 'સ્વર્ગમાં આરોહણ કરવુ', 'પ્રભુનુ મોઢા મોઢ દર્શન કરવુ' વગેરે રૂપકમય વર્ણનો ઘડી કાઢ્યાં પોતાની જે તર્કથી સિદ્ધ ન થઈ શકે એવી પ્રતીતિઓ હતી તેનુ વર્ણન કવિતાની ભાષામા કરીને પ્લેટોએ કહ્યુ. 'કદાચ આ નહીં, પણ આના જેવુ કઈક સાચુ હોવુ જોઈએ ખરુ' આ રૂપકોનો અક્ષરાર્થ કરવાનો આગ્રહ આપણે રાખીએ, તો મુશ્કેલીઓ ઊભી થાય છે પણ આપણે જો શબ્દોની પાછળ ડોકિયુ કરીએ, ને એ શબ્દો મનની જે વૃત્તિઓના લાક્ષણિક વર્ણન આપે છે તે મનોવૃત્તિઓ તપાસીએ, તો વિરોધનો પરિહાર કરી એકવાક્યતા સ્થાપવી શક્ય છે ખરી આ રૂપકો ને વ્યજનાઓ તે તે દેશકાળની પ્રણાલિકાઓમાથી લીધેલા હોય છે ઓરફીક સપ્રદાયનો માણસ આપણી આગળ ચેરોન, ત્યા જવાના માર્ગની બને બાજુ વહેતી નદી, અને ઊંચા સરુ ઝાડનુ વર્ણન કરે છે વૈષ્ણવ ભક્ત ગોપાલ કૃષ્ણ, વૃદાવન અને જમનાજીની વાતો કરે છે આ કથાઓ વખતોવખત બદલવાની જરૂર પડે છે, કેમકે કાળના વહેવાની સાથે તેનો ખરો અર્થ વસરઈ ને ભુલાઈ જાય છે પણ એ કથાઓ અક્ષરશ સત્ય છે એમ તો કદી માનવાનુ નથી જ એરિસ્ટોટલે સૂચવેલુ તેમ 'એની તોતડી વાણીના શબ્દો અનુસાર નહીં પણ એમાં ગર્ભિત રીતે રહેલા વ્યગ્યાર્થ અનુસાર' એ કથાઓનો અર્થ ઘટાવવો જોઈએ બુદ્ધિવાદીઓએ શાસ્ત્રગ્રન્થોની જે ટીકા કરેલી છે તેનુ કારણ એ છે કે જે રૂપકમય વર્ણનો હતા તેને તેમણે ભ્રમથી અક્ષરશ સત્ય માની લીધા સૃષ્ટિની રચના સાત દિવસમાં નહોતી થઈ, અથવા હવાનો જન્મ આદમની પાસળીમાથી નહોતો થયો, એમ પુરવાર કરવુ સહેલુ છે શાસ્ત્રગ્રન્થો જે કહે છે તે વિજ્ઞાનની કસોટીમા સાચુ ઠરે એવુ નથી હોતુ પણ તેમના કહેવાનો ગર્ભિત આશય તો જુદો જ હોય છે" ('એન આઈડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઈફ', પૃ ૯૭–૮)

વડોદરા, ૨૦–૧૧–૪૬ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

## પરિશિષ્ટ ૩

# ગીતા અને માયાવાદ

ગીતામાં માયાવાદનું પ્રતિપાદન છે કે કેમ એ પ્રશ્ન ઘણો ચર્ચાયેલો છે. શાંકરવેદાન્તમાં જગતને 'મિથ્યા' કહેલું છે ત્યાં 'મિથ્યા' એટલે જેની હસ્તી જ નથી એવું, એવો ખોટો અર્થ કરીને શંકરના માયાવાદ પર પ્રહારો કરવામાં આવ્યા છે. શાંકરમતમાં, સર્વથા અસત્ અર્થાત્ હસ્તી વિનાનું કે અવિદ્યમાન એ અર્થમાં 'મિથ્યા' નહીં પણ 'તુચ્છ' શબ્દ વપરાય છે.[1] શંકર જગતને અવિદ્યમાન નથી ગણતા, પણ અનિત્ય ને નાશવંત માને છે. એ અર્થમાં જગતની હસ્તી સાપેક્ષ છે; અર્થાત્ તેને દેશ કાળ આદિની મર્યાદાઓ લાગેલી છે. કારણરૂપ બ્રહ્મથી વ્યતિરિક્ત એવી કાર્યરૂપ જગતની હસ્તી નથી. તેમાં સત્‌ની સાથે અસત્‌નું મિશ્રણ છે. આ સાપેક્ષતા (રિલેટીવીટી) તે માયા. બ્રહ્મ અથવા નિરપેક્ષ તત્ત્વ એક ને અદ્વિતીય છે. તેમાંથી દ્વૈતની ઉત્પત્તિ તે માયા. દ્વૈત એટલે જ માયા.[2] શંકર આ અર્થમાં જ માયાવાદ માને છે, એમ બતાવનારાં થોકબંધ વચનો તેમનાં લખાણોમાંથી આપી શકાય એવાં છે. માયાવાદનો અર્થ અસદ્વાદ કરવાથી શંકરને ન્યાય થતો નથી.[3] શંકરના મત અનુસાર જગતની હસ્તી વ્યાવહારિક (અનરીઅલ) છે, પ્રાતિભાસિક (ઇલ્યુઝરી) નથી.[4] 'સત્' અને 'અસત્' શબ્દો જગત પરત્વે જ્યાં વપરાયા છે ત્યાં ઘણી જગાએ સત્‌નો અર્થ નિર્વિકાર, અને અસત્‌નો અર્થ સવિકાર, છે એમ ફરીફરીને કહેવામાં આવ્યું છે.

બ્રહ્મ અથવા ઈશ્વરની, સવિકાર જગત ઉત્પન્ન કરવાની, જે શક્તિ તે

---

૧. દાસગુપ્ત: 'ઇં ફિ.' વૉ. ૧, પૃ. ૪૪૩.

૨. मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः। मा. का. १; १७.

૩. "આ મત, જે જીવનને એક કરુણ હાંસીરૂપ માને છે, તે જો ખરો માનીએ, તો આપણને પ્રતીત થતા જગત વિષેનાં શંકરનાં ઘણાં વચનો નિરર્થક બની જાય છે; અને, માયાવાદનો એવો અર્થ કરવાથી, શાસ્ત્રવચનોના અર્થો ઘટાવવાના એકેએક સંગીન નિયમનો ભંગ થાય છે."—રાધાકૃષ્ણન: 'ઇં ફિ' વૉ. ૨, પૃ. ૫૮૧. સરખાવો દાસગુપ્ત: 'ઇંડિયન આઇડિયાલીઝમ', પૃ. ૧૮૦; તથા હીરાલાલ હલદર: 'કૉન્ટેમ્પોરરી ઇન્ડિયન ફિલૉસૉફી', પૃ. ૨૧૯.

૪. રાધાકૃષ્ણન: 'ઇં. ફિ.' વૉ ૨, પૃ. ૫૮૩.

વિવિધતા, સાપેક્ષતા એ જ માયા છે;[૧૫] અને એ અર્થમાં, કંઈક સાહસ કરીને, એમ પણ કહી શકાય કે સ્યાદ્વાદ એ માયાવાદનો પર્યાય છે. માણસ જેમ જગતમાં દિગંબર વિચરી શકતો નથી, તેને વસ્ત્રો ધારણ કરવાં જ પડે છે, તેમ પરમ તત્ત્વ પણ ગુણો અથવા વિશેષોરૂપી વસ્ત્ર ધારણ કરીને જ જગતનાં ચર્મચક્ષુને દેખા દે છે. આ ગુણો, વિશેષો કે વસ્ત્રો તે માયા છે. એટલે એમ કહી શકાય કે જે સ્વસ્વરૂપે દિગંબર છે તે જ જગતના વ્યવહારમાં શ્વેતાંબર અથવા પીતાંબર છે. અને એમ પણ કહી શકાય કે 'સગુણ બ્રહ્મ' અને 'માયાશબલ બ્રહ્મ' એમાં ભેદ શબ્દનો છે; અર્થ તો એકજ છે. વળી બૌદ્ધોની 'સંવૃતિ' તે પણ માયા જ છે.[૧૬]

ગીતામાં શું કે બીજા કોઈ ગ્રન્થમાં શું, 'માયા' શબ્દ ક્યાં ક્યાં ને ક્યા ક્યા અર્થમાં આવેલો છે, તે તપાસવાની પ્રચલિત પદ્ધતિ ઘણા વિદ્વાનોએ સ્વીકારેલી છે; અને તે આ પ્રશ્ન પર ઘણો પ્રકાશ પાડે છે. તે ઉપરાંત, 'માયા' શબ્દ વાપર્યા વિના પણ એ વિષયનો નિર્દેશ કરેલો છે કે કેમ એ પણ જોવું ઘટે છે, એમ બીજા કેટલાક વિદ્વાનોએ કહ્યું છે. દરેક શબ્દની પાછળ ડોકિયું કરી તેમાં રહેલો ભાવ તપાસી જોવો જોઈએ, એ પાઠ ગીતા આપણને શીખવે છે. એટલે, ટૂંકામાં એમ કહી શકાય કે જગત અવિદ્યમાન છે, શૂન્ય છે, અસત્ય છે, કેવળ મનની કલ્પેલી રચના છે, એવો માયાવાદનો ખોટો ને ભડકામણો અર્થ કરીએ, તો એવો માયાવાદ ગીતામાં નથી. પણ જગતની હસ્તી સાપેક્ષ છે, અને એ સાપેક્ષમાં પણ પગલે પગલે પેલું નિરપેક્ષ તત્ત્વ જ ચમકે છે; ઠેરઠેર એની વિભૂતિઓ જ ભરેલી છે;[૧૭] 'જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની';[૧૮] એવો માયાવાદનો ખરો અર્થ કરીએ, તો તે અર્થમાં માયાવાદનો સ્વીકાર ગીતાએ કરેલો જ છે. એ માયાને માણસ તરી જાય એ જ મોક્ષ અથવા નિરપેક્ષ સુખ કે આનન્દની પરમાવસ્થા છે.

વડોદરા, ૧૮–૨–૪૭ — ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

---

૧૫. વિવેકાનન્દ: 'જ્ઞાનયોગ', પૃ. ૪૦. ૧૬. દાસગુપ્ત: 'ઇ. ફિ.' વૉ. ૧. પૃ. ૪૨૮. ૧૭. मायाविभूतय इमाः पुरुषविभाज: । आ. २: ज: १८. (એની શક્તિઓ ઘણી છે; અને તે બધી એની માયાવિભૂતિઓ છે.) ૧૮ કલાપી